શ્રી વીરાય નમઃ

ગુજરાતી અનુવાદ સહિત

વાદી દેવસૂરિ વિરચિત



# પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર



અનુવાદક અને પ્રકાશક

ગાંધી મફતલાલ ઝવેરચંદ.

ઠે. લહીનીબારી–અમદાવાદ

વીર સંવત ૨૪૫૯ વિક્રમ સંવત ૧૯૮૯

કિંમત ૨-૦-૦

## આ ગ્રન્થમાં ટિપ્પણ તરીકે વપરાયેલા ગ્રન્થની યાદિ.

| | |
|---|---|
| ૧ પ્રમાણ પરીક્ષા | ૧૦ ન્યાયબિન્દુ |
| ૨ ન્યાય દીપીકા | ૧૧ ન્યાયસાર |
| ૩ ન્યાયાવતાર | ૧૨ સ્યાદ્વાદ રત્નાકર |
| ૪ રત્નાકરાવતારિકા | ૧૩ ષડ્દર્શનસમુચ્ચય |
| ૫ પ્રમાણમીમાંસા | ૧૪ સાંખ્ય કારિકા |
| ૬ તત્ત્વાર્થાધિગમસૂત્ર | ૧૫ પરીક્ષામુખ |
| ૭ આપ્તમીમાંસા | ૧૬ તર્કસંગ્રહ |
| ૮ પ્રમેયકમળ માર્તંડ | ૧૭ વૈશેષિક દર્શન |
| દ્રવ્યાનુયોગતર્કણા | ૧૮ સપ્તભંગી તરંગિણી |
| | ૧૯ સમ્મતિ તર્ક |

શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મુળચંદભાઇ ત્રીકમલાલે
છાપ્યું ઠે. પાનકોરનાકા—અમદાવાદ

# આભાર પ્રદર્શન



૧ આ ગ્રન્થનો અનુવાદ કરવામા મને આદિથી તે અંત સુધી પ્રેરનાર અને યોગ્યસામગ્રી પુરી પાડનાર શાસનપ્રભાવક આચાર્યશ્રીમાન વિજયદાનસૂરીશ્વરજીના પ્રશિષ્ય મુનિરાજ શ્રીમનહરવિજયજી છે, જેનો હુ અહિ આભાર માનુ છુ કારણકે તેમની તે તે પ્રકારની મદદ સિવાય આ ગ્રન્થનો અનુવાદ મારેમાટે અશક્યજ બનત

૨ મારા આખાએ જીવનનુ પરિવર્તનકરી શુભ રસ્તે મારી જીવનૌકાને પ્રવાહિત કરનાર પૂજ્ય પ્રભુદાસ બેચરદાસ પડિત કે જેઓનુ પણ હુ ઉપકારી તરીકે અહિ સ્મરણ કરૂ છુ

૩ ન્યાયના વિષયમા અને ખાસ કરીને આ ગ્રન્થના વિષયમા પૂર્ણ રસલગાડનાર શાતમૂર્તિ પન્યાસ શ્રી ભક્તિવિજયજીના પ્રશિષ્ય ચરણવિજયજી છે જેઓનો પણ અત્રે આભાર માનુ છુ. એજ

તા ૨૩-૧૧-૩૨ } ગાધી મફતલાલ ઝવેરચદના
કોટિવન્દન



# પ્રસ્તાવના

જગતમા જીવોની મન વચન અને કાયાદ્વારા અનેકવિધ પ્રવૃત્તિઓ થાય છે આ અનેક જાતની પ્રવૃત્તિઓમાથી કોઇપણ એક વર્ગની પ્રવૃત્તિના સચોટ ને વ્યવસ્થિત નિયમ ઘડવામા આવે છે તેને જન સમુહની તે પ્રવૃત્તિનું શાસ્ત્ર કહે છે

કોઇપણ શાસ્ત્ર જે વિષયને નિયમપૂર્વક ચર્ચે છે તે વિષય તો જગતમા તેની રચનાની પૂર્વેજ બનતો હોય છે વ્યાકરણશાસ્ત્રો રચાયા તે પહેલા પણ ભાષા તો બોલાતીજ કાવ્યશાસ્ત્રોના નિયમો ઘડાયા તે પહેલા પણ કાવ્યો રચાતા વૈદકશાસ્ત્રો રચાયા તે પહેલા પણ જુદી જુદી વનસ્પતિઓવડે લોકો પોતાના રોગોને મટાડતા જ આ રીતે શાસ્ત્રો કેવળ અનુભવ જન્ય રીતે લખાતા નથી પરંતુ અત્યંત અનુભવપૂર્વક તેની સરણીઓની તપાસી, ને તેના ચોક્કસ નિયમોને ઘડી તેની રચના કરવામા આવે છે

ન્યાયશાસ્ત્ર અથવા પ્રમાણશાસ્ત્રનુ પણ તેજરીતે છે આજે જે ન્યાયગ્રન્થો છે તે ગ્રન્થો પૂર્વે પણ લોકો સત્યાસત્યનો વિનિમય અમુક ચોક્કસ ધોરણોથી જ કરતા હતા પરંતુ ધ્યાન નાખવુ જોઇએ કે સત્યાસત્યનો વિનિમય કરવો તે ન્યાયશાસ્ત્રનો વિષય નથી પરંતુ સત્યાસત્યનો વિનિમય કઇ સરણીથી ચાલે છે તેનો ક્રમ અને તેની સરણીઓને નિયમપૂર્વક પ્રતિપાદન કરનાર શાસ્ત્ર તેજ ન્યાયશાસ્ત્ર યા પ્રમાણશાસ્ત્ર છે

હવે ભાષાશાસ્ત્ર ન જાણનાર પણ બોલી શકે છે અને જાણનાર પણ બોલી શકે છે છતાપણ ભાષાશાસ્ત્ર શીખવાની કાંઈપણ જરૂર હોય તો એટલા માટે જ છે કે શુદ્ધ અને સ્ખલના વિનાની સચોટ ભાષા બોલી શકાય તેજપ્રમાણે પ્રમાણશાસ્ત્રનો ઉદ્દેશ પણ ભૂલ વિનાના વિચાર કરતા માણસ શીખે તેજ છે

જ્યારે ન્યાયશાસ્ત્રો વિષે વિચાર કરવામા આવે છે ત્યારે ગણિત, વ્યાકરણ વિગેરે શાસ્ત્રોમા જેમ સાંપ્રદાયિકતા નથી તેમ ન્યાયમા

પણ સાપ્રદાયિકતા નજ હોવી જોઈએ એ પ્રશ્ન થાય છે આ પણ ન્યાયશાસ્ત્રોમા જે સાપ્રદાયિકતા આવે છે તેનુ કારણ દર્શન અને પ્રમાણ તેના નિરૂપણથી છે અર્થાત્ આ સર્વ પ્રમાણશાસ્ત્રો પોતાના દાર્શનિક વિચારોનુ પ્રતિપાદન કરવાની દૃષ્ટિથી રચાતા હોય છે તેજ છે

પ્રસ્તુત ગ્રન્થમા ગ્રન્થકાર પ્રમાણ અને નયનુ સ્વરૂપ પોતાના કાળસુધીની ભિન્ન ભિન્ન માન્યતાના અવલોકન પૂર્વક યોગ્ય એકીકરણ કરી બહુજ સુન્દર રીતે સ્થાપે છે તેમજ આ ગ્રન્થકારે પૂર્વના અનેક દર્શનોના ભિન્ન ભિન્ન ગ્રન્થ જોવા ઉપરાંત સિદ્ધસેન દિવાકરસૂરિ અને હરિભદ્રસૂરિના ગ્રન્થોને અનુસરી અને અત્યંત પ્રભાવાન્વિતપૂર્વક દોહન કરી પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર ગ્રન્થને બનાવ્યો છે

આ ગ્રન્થમા જૈનદર્શનના મૂળ ન્યાયના સિદ્ધાન્તોને અન્ય દર્શનીય સિદ્ધાન્તો સાથે કેટલુ સામ્ય છે તે તેમજ અન્યદર્શનીય ન્યાયસિદ્ધાન્તો કેવા પિષ્ટપેષણ કરે છે તે અને કેવા કેવા અન્યદર્શનીય સિદ્ધાન્તો લક્ષણ નિરૂપણમા ક્યા અધુરા છે તે જણાવી અને તેને ઠેકાણે યોગ્ય ન્યાયના સિદ્ધાન્તો શા હોઈ શકે તેનુ વ્યવસ્થિત સુન્દર પ્રતિપાદન કર્યુ છે

આ મૂળગ્રન્થ ન્યાયના આદિ અભ્યાસકો માટે જેટલો મહત્ત્વનો છે તેટલોજ અત્યંત પ્રખર નૈયાયિકોને પણ મહત્ત્વનો છે અને તેનુ જેટલુ દોહન કરવામા આવે તેટલુ તેમાથી સત્ત્વ દરેકને પુરૂ પાડે છે

નિશ્ચયમા આ ગ્રન્થ રચાયા પછીના દરેક આચાર્ય કે જૈન નૈયાયિકોએ આ ગ્રન્થને અનંત પ્રશસ્યો છે એટલુ જ નહિ પરંતુ તેનો ગાઢ કેટલાક ગ્રન્થોમા તો કોઈ ઠેકાણે પ્રમાણરૂપે ઉપયોગ કર્યો છે, સ્યાદ્વાદમંજરીના ટીકાકાર મલ્લિષેણસૂરિએ તેમજ ષડ્દર્શન સમુચ્ચયના ટીકાકાર ગુણરત્નસૂરિવિગેરેએ પોતાની ટીકામા ઘણે ઠેકાણે નકરણના પ્રકરણોનો ઉપયોગ કર્યો છે

આ ગ્રન્થની ત્રણ ટીકાઓ ઉપલબ્ધ છે એક રત્નપ્રભસૂરિની રત્નાકરાવતારિકા બીજી ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ સ્યાદ્વાદરત્નાકર નામની

સ્વોપજ્ઞ ટીકા તેમજ તત્ત્વાર્થબોધિની નામની સ્વોપજ્ઞ લઘુવૃત્તિ છે તેમજ સ્યાદ્વાદભાષા જેવા ગ્રન્થો તો મુખ્યત્વે કેવળ આ ગ્રન્થના સૂત્રોની ફેરમદનીથીજ થયા છે

આ ગ્રન્થસંબંધી યથાશક્તિ વિસ્તૃત નિરૂપણ તો તેનો બીજો ભાગ છપાયે તેમાં આપવાની ઇચ્છા હોઇ આટલેથીજ અટકીશ

અન્તે આ પાઠનામ વખતની અયોગ્યતા, તેમજ સહજ દોષને લઇને, મારાથી અશુદ્ધિઓ, પિષ્ટપેષણ વિપરીત નિરૂપણ, કે અસ્પષ્ટતા વિગેરે જે કાંઇ ત્રુટિઓ રહી હોય તેની સુજ્ઞપુરુષો જરૂર મને ક્ષમા કરશે

કારણકે પુસ્તક લખવાનો, છપાવવાનો સુધારવાનો કે અનુવાદ કરવાનો આ મારો પ્રયત્ન પ્રથમજ છે છતાપણ સારગ્રહણ કરનાર અને અસારને ફેંકી દેનાર સજ્જનો આ અનુવાદમાંથી સાર ગ્રહણ કરી તેમાં યોગ્ય પ્રયત્ન કરશે તો મારી મહેનત કૃતાર્થ છે એમ માનીશ

એજ અલ્પજ્ઞ

**ગાંધી મફતલાલ ઝવેરચંદ.**

ભઠ્ઠીની બારી-અમદાવાદ



# ગ્રન્થકારનો જીવન પરિચય

આ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર ગ્રન્થના કર્તા શ્રીમાન્ વાદિદેવસૂરિ છે હવે જેઓના જીવનના પરિચયમાટે આપણી પાસે ૧ તેમના પોતાના રચેલ ગ્રન્થ ૨ બીજા આચાર્યોએ પોતાના ગ્રન્થમા કરેલી તેમની સ્તુતિઓતેમજ ૩ પ્રભાવક ચરિત્ર અને કુમુદચન્દ્ર પ્રકરણ વિગેરે સાધનો છે છતા આ૫ અવસરને લઈ ને ૩ ના સાધનોને મુખ્યતે કરીને તેમનુ જીવન યત્કિંચિત્ આલેખશુ

વાદિદેવસૂરિ જ્ઞાતિએ પોરવાડ વણિક હતા ને જેઓનો જન્મ મડાહત નામના ગામમા થયો હતો જે ગ્રન્થકારનુ સાંસારિક આજે ઉચ્ચારમા બનાઈને આબુ પાસે આવેલો નામ વૈષ્ણવોના તીર્થ મહુઆ તરીકે પ્રસિદ્ધ છે તેઓના પિતાનુ નામ વીરનાગ અને માતાનું નામ જિનદેવી હતું દીવસ જતા તેમને ત્યા સં ૧૧૪૩ મા પુત્રરત્નનો જન્મ થયો અને જેઓએ તેનુ નામ પૂર્ણચન્દ્ર રાખ્યુ

આ મડાહત મા આ ગામમા રોગોએ મહાન મરકી થઇ અને જેથી પોતાના કુટુંબના રક્ષણ માટે વીરનાગને બાળક વતન પરિવર્તન અને સ્ત્રી સહિત ભરૂચ નગરમા આવવુ પડ્યુ જ્યા ને પુનશુ મહભાગ્ય આગળ પોતાને પૂર્વ પરિચિત ગુરુ મહારાજ મુનિચન્દ્રસૂરિ પણ વિહાર કરતા પધાર્યા ને ત્યા ગુરુની પ્રેરણાથી ત્યાના શ્રાવકોએ તેને સાધર્મિક તરીકે તેને કેટલીક સગવડો કરી આપી આજ અરસામા પૂર્ણચન્દ્રની વય પણ આઠેક વર્ષની થઇ હતી જે તે ઉંમરમા પણ ત્યાના ગૃહસ્થના છોકરાઓને ચણા આપી તને બ ને દ્રાક્ષ વિગેરે મોંઘી વસ્તુઓ પોતાના પ્રબળ ભાગ્યે મેળવતો હતો.

આ પ્રમાણે શ્રીમાન મુનિચન્દ્રસુરિ મહારાજે તેની હોશીઆરી અને સદ્ભાગ્ય માહાત્મ્ય અને જોયુ અને સાથે ગુરૂ મૂનિચન્દ્રસૂરિની સાથે વિચાર કર્યો કે આવો મહાભાગ્યશાળી આગણી ને દીક્ષા બાળક જો નાની વયે દીક્ષા લે તો જૈનશાસનમા જરૂર પ્રભાવક નીવડે આચાર્યમહારાજે નાગતજ વીરનાગને બોલાવ્યો ને પોતાના શિષ્ય તરીકે તેના બાળકની માગણી કરી, શ્રદ્ધાળુ વીરનાગે કહ્યુ કે મહારાજ! અમે વૃદ્ધ છીએ અને અમારે આધારભૂત આ એક બાળક જ છે છતા પણ જો આપની ઇચ્છા આમજ હોય તો આ બાળક આપનો જ છે કારણકે આપ મારા ગુરૂ હોવા ઉપરાત ઉપકારી છો અને સર્વ વિચારીને જ કહેતા હશો એટલે મારે આમા કાઇ કહેવા યોગ્ય નથી આખર ગુરૂ મહારાજે માતાની પણ અનુમતિ લઇ તે બાળકને સ ૧૧૫૨ મા પૂર્ણચન્દ્રની નવવર્ષની વયે દીક્ષા આપી, અને જેનુ નામ રામચન્દ્ર રાખ્યુ

**મુનિચન્દ્રસુરિનો પરિચય**

ભગવાન શ્રી મહાવીર સ્વામીથી ૬૨૦ વર્ષ પછી ૧૬ મી પાટે વિક્રમની બીજીસદીમા દશપૂર્વધર શ્રી વજ્રસ્વામી થયા ત્યારપછી તેમના પ્રશિષ્ય ચન્દ્રસૂરિ દ્વારા પ્રસિદ્ધ થયેલ ચન્દ્રગચ્છમા ૩૪ મી પાટે શ્રીમાન્ ઉદ્યોતન સુરિ થયા, ને તેજ મહર્ષિના હાથે વિક્રમની દશમી સદીમા (વૃહત્ ગચ્છ) વડગચ્છની સ્થાપના થઇ આજ ગચ્છમા વિનયચન્દ્ર વાચકના શિષ્ય મુનિચન્દ્રસુરિ થયા કે જેઓએ આ જીવનભર સમગ્ર વિગઇઓનો ત્યાગ કર્યો હતો ને જે સૌવીરનુ જ પાણી પીતા હતા તે જમાનામા આ મહાપુરુષ પવિત્રતાએ કરીને ગૌતમસ્વામિ સરખા લેખાતા હતા, છતા જેઓએ તપસ્યા સાથે પોતાની અસાધારણ વિદ્વતાથી અનેક ગ્રન્થો રચ્યા હતા જેમાના અત્યારેમ ઉપલબ્ધ છે

આચાર્ય શ્રીમાન્ મુનિચંદ્રસૂરિ મહારાજે જે વાદિવેતાલ શાંતિ-
સૂરિ પાસે પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો તે
વિદ્યાધ્યયન અને સંપૂર્ણ રીતે મુનિ રામચંદ્રને શીખવાડયો અને
સૂરિપદ અને તે ઉપરાંત વ્યાકરણ ન્યાય કોષ અને આગ-
તેમનું મના પારગામી બના ના, કારણકે સહજ બુદ્ધિ
ઘડતર શાળી તો હતા અને તેમાં વિદ્વાન ગુરૂ મળ્યા
એટલે સોનુ ને સુગંધ બન્ને મળ્યાં

તે જમાનામાં આજની પેઠે છ માસિક અને વાર્ષિક પરીક્ષાઓ
કે પ્રમાણપત્રો નહતા તેથી તેમણે કરેલા પોતાના અભ્યાસનું પ્રમાણ
પત્ર અને જૈનધર્મની ચોકસના પ્રગટ કરી આપેલ પાઠી પ્રમાણે
ભિન્નભિન્ન કરીને બતાવી આપી હતી

| | |
|---|---|
| ધોળકામાં | શવવાદી બંધન |
| સાંભરમાં | કાશ્મીરસાગર |
| નાગોરમાં | ગુણચંદ્ર દિગમ્બર |
| ચિતોડમાં | ભાગવત શિવભૂતિ |
| ગ્વાલિયરમાં | ગંગાધર |
| ધારામાં | ધરણીધર |
| પોકરણમાં | પદ્માકર |
| ભરૂચમાં | કૃષ્ણ |

વિગેરે સાથે વાદો કર્યા હતા આ પ્રમાણેની રામચંદ્રની અનન્ય
વિદ્વતા દેખીને ગુરૂ અત્યંત હર્ષ પામ્યા અને તેમને આચાર્યપદે
સ્થાપવાનો નિર્ણય કર્યો

આખરે તેમણે પોતાના બધા શિષ્યોમાં મહાન પ્રભાવક ને પાત્રમ
પાત્ર રામચંદ્રમુનિને સં ૧૧૭૪માં ૩૧ વર્ષની
આચાર્યપદ ને નામ ઉંમરે આચાર્યપદ પર સ્થાપન કર્યા. ને તેમનું નામ
પરિવર્તન બ શ્રી દેવસૂરિ આપ્યું અને તેજ અરસામ
તેમની બ્હેન સારી કૃષ્ણ જે પૂર્વે સાધ્વી હતા તેને પ
મહત્તરાપદ આપી ચંદનબાળા નામ આપ્યું

આચાર્યપદ થયા પછી તરતજ ગુરુની અનુમતિ મેળવી વાદિ દેવસૂરિ ધોળકા ગયા જ્યાં આગળ રહેનારા શ્રાવકે બંધાવેલા શ્રીમંધર સ્વામીના ચૈત્યની પ્રતિષ્ઠા કરી અને ત્યાંજ ચતુર્માસ રહ્યા, અને ત્યાર પછીના બે એક વર્ષ દરમિયાન તેઓ આસપાસના પ્રદેશમાં વિચરી જૈનધર્મનો ઉદ્યોત કર્યો

**પ્રતિષ્ઠા અને દેવીની પ્રસન્નતા**

હવે મારવાડ તરફ વિહાર કરવાની ઇચ્છાથી તેઓ પ્રથમ આબુ આવ્યા જ્યાં આગળ ચઢતા તેમની સાથે રહેનાર મંત્રી અમ્બાપ્રસાદને સર્પ કરડ્યો આ સર્પદંશના સમાચાર સાંભળતાંજ ગુરુએ પોતાના ચરણોદકથી તે મંત્રીને નિર્વિષ કર્યો આ રીતે તેઓ મંત્રવિદ્યામાં પણ જરૂર નિષ્ણાત હતા એટલે ગિરિરાજ ઉપર ચઢી ઋષભદેવની ભાવભર સ્તુતિ કરી અને આ ભાવનામય સ્તુતિ જોઈ અમ્બાદેવી અત્યંત પ્રસન્ન થઇ અને કહેવા લાગી કે 'આપ! આગળ વિહાર ન કરો અને પાછા પાટણ તરફ પધારો કારણકે આપના ગુરુ મહારાજનું હવે આઠ જ મહિના આયુષ્ય શેષ છે'

**વાદ, પ્રતિષ્ઠા ને ગુરુનો કાળધર્મ**

વાદિદેવસૂરિ પાટણ પધાર્યા ને ગુરુને વંદન કર્યાં પરંતુ નેટ ગામમાં તો દેવબોધ બ્રાહ્મણ તરફથી એક શ્લોકનો અર્થ કરવાની ચેલેન્જ ફેંકવામાં આવી હતી જે છ મહિના થયા કોઈ તેનો ઉકેલ આપી શક્યું ન્હોતું ને તે શ્લોક નીચે પ્રમાણે હતો

'एक द्वित्रिचतु पञ्च-षण्मेनकमनेकका
देवबोधे मयि क्रुद्धे षण्मेनकमनेकका'

આખરે અમ્બાપ્રસાદ મંત્રિએ તે કાર્ય માટે રાજાને વાદિ દેવસૂરિનું નામ સૂચવ્યું અને રાજાના આમંત્રણથી સૂરિએ ત્યાં જઇને શ્લોકની વ્યાખ્યા કરી બતાવી

આજ અરસામાં અત્યંત ધનાઢ્ય બાહડ નામના શ્રાવકે દેવસૂરિને પૂછ્યું કે 'પ્રભુ! આ અસ્થિર લક્ષ્મીનો હું શો ઉપયોગ કરૂં'

કે જેથી મારૂ કલ્યાણ થાય' ગુરૂએ તેને પ્રત્યુત્તરમા અનેક જીવ
સસારમાથી તારનારૂ જિનપ્રાસાદ બધાવવાનોજ ઉપદેશ કર્યો

હવે અવધિ પુરતા સ ૧૧૭૮ મા આરાધનાપૂર્વક ગુરુ
સમાધિપૂર્વક આયુષ્ય પૂર્ણ કર્યું અને ત્યારપછી ગુરૂ વાદિદેવસૂરિ
બાહડે બધાવેલ જિનપ્રાસાદની સ ૧૧૭૮ મા પ્રતિષ્ઠા કરી

હવે ગુરૂના સ્વર્ગારોહણ પછી આખા સઘની જવાબદારી દેવસૂ
માથે જ આવી પડી હતી ત્યારબાદ દેવસૂ

**દેવસૂરિપ્રત્યે સિદ્ધરાજનુ માન**

વિહાર કરતાકરતા નાગોરમા પધાર્યા
આગળ ત્યાનો રાજા આલ્હાદન પણ તેએ
ગુણનો અત્યત રાગી બન્યો હતો પ
દરમિયાન ગુજરાત નરેશ સિદ્ધરાજ સૈન્ય લઇ નાગોર ઉપર
આવ્યો પરંતુ તેણે જાણ્યુ કે અહિ પૂજ્ય દેવસૂરિ બિરાજમાન
એટલે તરતજ તે પોતાના સૈન્ય સહિત પાછો ફર્યો જો કે પછીથી
તે નગર જીત્યુ હતુ આ રીતે સિદ્ધરાજના હૃદયમા પણ તેમના
અત્યત પૂજ્યતાની ઉંડી છાપ હતી તે સ્પષ્ટ છે

અત્યાર સુધી આપણે તેમના જીવનના કેટલાક પ્રસંગો તપ
પરંતુ કુમુદચન્દ્ર સાથેનો તેમનો વાદ આપણે પૂર્ણરીતે તપાસશુ
કુમુદચન્દ્ર સાથે થયેલો દેવસૂરિનો વાદ તેમના જીવનનો
મહાનમા મહાન અપૂર્વ પ્રસગ છે અને પ્રભાવક ચરિત્રમા
પ્રભાવક તરીકે માની તેમનું જીવન દાખલ કરવામા આવ્યુ હો
તે પણ આ વાદેજ છે કારણ કે જૈનશાસ્ત્રમા પ્રભાવક આઠ
છે ૧ પ્રાવચનિક ૨ ધર્મકથી ૩ વાદી ૪ નૈમિત્તિક ૫
૬ વિદ્યાવાન ૭ સિદ્ધ અને ૮ કવી તેમા દેવસૂરિને વાદ
માન્યા છે

કેટલાક વખત પછી એકવાર કર્ણાવતીમા ત્યાના
અત્યત આગ્રહથી વાદિદેવસૂરિ પધાર્યા અને ત્યા ચોમાસુ રા
અરસામા ત્યાના રાજા જયકેશિના ધર્મગુરુ દિગમ્બર મ ક

ચદ્ર પણ ચોમાસુ રહ્યા હતા જેઓ પણ વાદકળામા પ્રસિદ્ધ હતા અને માથે સાથે અભિમાનથી અક્કડ હતા તેઓ વાદિદેવસૂરિના આ ઉત્કર્ષને સહન ન કરી શકયા અને વાદિદેવસૂરિને જુદી જુદી રીતે પજવવા લાગ્યા છતા તે સર્વને દેવસૂરિએ શાતિપૂર્વક સહન કર્યું આખર સામાન્ય પજવણીથી સતોષ નહિ પામેના કુમુદચદ્રે દેવસૂરિની પાસે વારવાર ચારણો મોકલવા માંડયા અને જેમની મારફતે તે પોતાના વખાણ અને શ્વેતામ્બર સપ્રદાયની નિંદા કરાવવા માંડી

પરંતુ આ પ્રમાણેનો તિરસ્કાર તેમના શિષ્ય માણિકય સહન ન કરી શકયા ને તપી જવા લાગ્યા ત્યારે ગુરૂએ કહ્યું કે આપણે માટે ક્ષમા એજ ભૂષણ છે બાળી આની સાથે ખોટા વિવાદથી લેશ પણ કનેરા સિવાય મળવાનું નથી અને આને ન ચારણને તેમણે કહ્યું કે તુ કુમુદચદ્રને મ્હારી તરફથી કહેજે કે 'હે સુજ્ઞ ! ગુણથી વિમુખ રહેવુ તે યોગ્ય નથી કારણકે લક્ષ્મી જેમ પકજમા વસે છે તેમ ગુણ ગ્રહણમાત્ર જ્ઞાનનુ ફળ છે માટે અહકાર છોડી શાતિને ધારણ કરો ' ચારણ પણ ગયો અને કુમુદચદ્રને તે સર્વ વૃતાત કહ્યો

કુમુદચદ્રે વિચાર્યું કે આમ પજવ્યા છતા ક્રોધી બની નાઠ માટે તૈયા થતા નથી માટે કોઇ બીજી યુક્તિ કરી જોઇએ કે જેથી વાદ કરી તેમનો જય કરૂં આથી તેણે કેટલાક વખતમાં એક વૃદ્ધસાધ્વીને ધોળે દીવસે હેરાન કરી અને તેથી તે વૃદ્ધ સાધ્વીએ પોતાનો સર્વવૃતાન્ત ગુરૂ આગળ ગદ્ગદ સ્વરે કહ્યો અને વધારામા કહ્યુ કે ' આપને, અમારા મુનિચદ્રસૂરિ ગુરૂએ ભણાવ્યા યોગ્ય જાણી આચાર્યપદે સ્થાપ્યા તે શુ અમારા જેવાની વિડબના માટે ? ' વાદિદેવસૂરિએ કહ્યુ કે–' આય તે પોતાના હાથેજ પોતાની દુર્ચેષ્ટાનુ ફળ પામશે. બાકી દુર્જનસાથે વાદ કરીને શો સાર ? '

સાધ્વીએ પ્રત્યુત્તરમા કહ્યુ કે- તે દુર્વિનીત પતિત થશે કે નહિં તે તો ભાવિની વાત છે પરંતુ જરૂર તમારા પર આધાર રાખનાર સંઘ જો તમે આ પ્રમાણે રાખશો તો જરૂર હેરાન થશેજ '

ગુરૂએ વિચાર કરી તરતજ માણિક્ય શિષ્યને બોલાવ્યો અને પાટણ ના કરવા સબંધી બધને વિનતિપત્ર લખા યુ અને તે પત્ર એપીઆ દ્વારા નગરજ પાટણ મોકલવામા આવ્યો અને જેનો જવાબ મને તરત જ આપ્યો અને જણાવ્યુ કે હે વાદિવસિષ્ઠ તમારે અહિ આવે અવસરે જલદી આવવુ અને શુ આપ વાદિસ્તાલ શાન્તિસૂરિપાસે અભ્યાસ કરનારને સ્વમતને ઉતનાર શ્રીમાન ગુરૂમહારાજ મુનિચંદ્રના શિ ય નથી ? અને આ વર્તમાનકાળમા શ્રી સંઘનો ઉદય તમારા જેવા ઉપરજ રહેલો છે તેમજ તમારા વાદ થાય અને તેમા જય થાય તે નિમિત્ત અમેના સકળા ગુણોને માત્ર તારક શ્રાવિકાઓ રાજ આવિન કરે છે '

આ પત્ર મર્મ વિચારી તરતજ ચાલુ મોકલી ગુરૂ ચન્દ્રને જણાવ્યુ કે દેવસૂરિ પાટણ જાય છે અને વાદ કરવા માટે તૈયાર છે તમારે પણ સિદ્ધરાજની સભામા વાદ માટે હાજર રહેવુ જેથી અજ્ઞાનના પ્રમાણની ખાત્રી થાય

આ ઉપરથી આપણે લક્ષમા રાખવુ જોઇએ કે આચાર્યને માટે આખા સઘની જવાબદારી હોય છે અને સંકટપર આફત આવે કે તેની અપભ્રાજના થાય ત્યારે તેને હરકોઇ પ્રકાર બચાવવાની તેમને છૂટ હોય છે વાદિ દેવસૂરિ અનહદ શાંતિપ્રિય હતા છતા જ્યારે તમણે ધાર્યું કે માગ્ગ શાન્તિ રાખવાથી સઘ સહની અપભ્રાજના થાય છે ત્યારે વાદ એવા નિર્ણય વાદીમાથે વાદ કરવાનુ નજ ચુક્યા આપણે ત્યા આચાર્યોની ફરજ પોતાના વિકાસ સાથે સમસ્ત સઘનો વિકાસ અને સઘની પૂર્ણ વ્યવસ્થા જાળવવાની હોય છે

હવ વા માટે વાદિદેવસૂરિ મહોત્સવપૂર્વક પાટણ પધાર્યા અને આ તરફ કુમુ ચંદ્ર પણ પાટણ પધાર્યા ને વાદ કરવાનો દિવસ સ ૧૧૮૧ ના વૈશાખ શુદ ૧૫ નો દીવસ નક્કી રાખવાના આવ્યો

વાદિદેવસૂરિને તેમના અનહદ ભક્ત થાહડ અને નાગદેવ શ્રાવકે પાતને આ જોગવુ ધનખર્ચવાની જરૂર હોય તે માટે પોતે

હમેશા તૈયાર છે તે જણાવ્યુ જ્યારે સૂરિએ તે પ્રમાણે કરવાની સદતર ના જ પાડી પરંતુ કુમુદચન્દ્રે તો દ્રવ્યથી ગાગિલમંત્રીને ફોડી પોતાના પક્ષનો ક્યારનોએ કરી નાખ્યો હતો

આખરે વાદ માટે નક્કી કરવામા આવ્યુ કે શ્વેતામ્બરો હારે તો તે શાસનનો ઉચ્છેદ કરી તેને બદલે દિગમ્બર શાસનને સ્થાપવુ અને જો દિગમ્બરો હારે તો તેમને પકડીને નગર બહાર કાઢી મુકવા '

કુમુદચન્દ્રના પક્ષમા ત્રણ કેશવ નામના વિદ્વાનો અને દેવસૂરિના પક્ષમા શ્રીપાળ અને ભાનુ નામના બે વિદ્વાનો હતા મહર્ષિ ઉત્સાહ, સાગર અને રામ આ ત્રણ વિદ્વાનો સભાપતિના સલાહકાર સભ્ય હતા

આખરે સં ૧૧૮૧ ના વૈશાખ શુદિ ૧૫ ના દીવસે સિદ્ધરાજની સભામા વાદ શરૂ થયો સ્ત્રીનિર્વાણ વિષયક શાસ્ત્રાર્થ ચાલ્યા જેમા અત્યંત પ્રયત્ન કર્યો છતા કુમુદચન્દ્ર હાર્યો અને તેને કરાર પ્રમાણે પાટણ છોડી જવાનુ ફરમાવવામા આવ્યુ

આ વાદ વખતે હેમચન્દ્રસૂરિ, શ્રીચન્દ્રસૂરિ ગર્જવૈતાનિક વિગેરે આચાર્યોપણ તે સભામા હાજર હતા.

રાજાએ આ જીત બદલ વાદિદેવસૂરિને એક લાખ રૂપીઆ આપવા માંડયા પરંતુ કંચન કામિનીના ત્યાગી તેઓને તે માટી સરખા હતા આથી રાજાએ તે દ્રવ્યખર્ચી ઋષભદેવનુ ચૈત્ય બનાવરાવ્યુ ને જેની પ્રતિષ્ઠા સં ૧૧૮૩ મા ચાર આચાર્યો હસ્તક થઇ

વાદિદેવસૂરિના બીજા ગ્રન્થો જોકે આજે ઉપલબ્ધ નથી પરંતુ આ એકજ ગ્રન્થ એવો સર્વોત્તમ છે કે જેમા સર્વશાસ્ત્રનુ પારગામીપણું તેમનુ આપોઆપ જણાઇ આવે છે જૈન સમાજમા પૂર્વે આચાર્યોએ કરેલા અને પછી થયેલા સર્વ ન્યાય ગ્રંથોમા તેની જોડ કરી શકે તેવો અધ્યયનનો યોગ્ય વિસ્તીર્ણ અને વ્યવસ્થિત ગ્રન્થ હોય તો આજ છે

૧ વિક્રમની પ્રથમ સદીમાં થયેલા સિદ્ધસેન દીવાકરસુરિ રચિત સમ્મતિતર્ક ને ન્યાયાવતાર

૨ વિક્રમની છઠી સદીમાં થયેલા શ્રીહરિભદ્રસુરિરચિત, અષ્ટકો ષડ્દર્શનસમુચ્ચય શાસ્ત્રવાર્તાસમુચ્ચય ઓ અનેકાન્તવાદજયપતાકા

૩ વિક્રમની બારમી સદીમાં થયેલ શ્રી વાદિદેવસુરિ રચિત પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર સ્વોપજ્ઞ સ્યાદ્વાદરત્નાકર અને તત્ત્વાનમોધિની ટીકા સહિત

૪ વિક્રમની બારમી સદીમાં થયેલા શ્રી હેમચંદ્રાચાર્ય રચિત પ્રમાણ મીમાંસા

૫ વિક્રમની સોળમી સદીમાં થયેલા શ્રી યશોવિજયજીરચિત દ્વાત્રિંશિકા નયોપદેશ વિગેરે

આ ઉપરોક્ત આચાર્યોના સર્વ ગ્રંથોમાં આ ગ્રન્થ વ્યવસ્થિત ને મુખ્યરૂપ છે કારણકે ન્યાય વિષયક ચાલતી ભિન્ન ભિન્ન સર્વ દર્શનની ચર્ચાઓ અને ન્યાયના મુખ્ય મુદ્દાઓનો વાસ્તવિક સંગોપાંગ ચિતાર આપવામાં આ ગ્રન્થ અજોડ છે સમ્મતિતર્ક જેવા ગ્રન્થોમાં અને બીજા કોઇ ન્યાય ગ્રંથોમાં નહિ છેડાયેલા અનેક વિષયોને ને પોતાના કાળસુધી ચાલતા દર્શનવિષયક મતભેદોને અત્યંત સાંગોપાંગ રીતે એકીકરણ કરી વાસ્તવિક ન્યાય જૈનોનો શું છે તે આ ગ્રન્થમાં તેમણે સચોટ પ્રતિપાદન કર્યું છે

આ આચાર્યે પોતાનું ૮૩ વર્ષ જીવન વીતાવ્યું હતું અને જેઓ પોતાની પાછળ તેમના જેવાજ વિદ્વાન ભદ્રેશ્વરસુરિ, રત્નપ્રભસુરિ અને માણિક્ય જેવા શિષ્યોને મુકી ગયા હતા જેમાંના પ્રથમ બે શિષ્યોએ રત્નાકરમાં પોતાને પૂર્ણ મદદ કરી છે તેનો પોતેજ ઉલ્લેખ કરે છે

આ સિવાય હેમચંદ્રસુરિ જેવા મહાન વિદ્વાને પણ ન્યાયના અભ્યાસ માટે વાદિદેવસુરિનું શરણુ સેવેલું હતુ એજ

તા ૨૮-૧૧-૩૨ }

અ૦ પ્ર૦
મફતલાલ ઝવેરચંદ

# પ્રમાણનયતત્ત્વ લોકાલંકારનો ગુજરાતી અનુવાદ

## પ્રમાણનયતત્ત્વલોકાલંકારની વિષયાનુક્રમણિકા

### પ્રથમ પરિચ્છેદ

## પરિચ્છેદ બીજો



## તીજો પરિચ્છેદ

| | | | |
|---|---|---|---|
| ૬૨ | ૧૦ | હેતુચન | હેતુશ્યન |
| ૬૬ | ૬ | આનશ્ય-તા | અનાનશ્યકતા |
| ૬૭ | ૫ | યથોસ્તતર્ક | યથોક્ત તર્ક |
| ૭૦ | ૨૩ | ધ્વાગ | ધ્વારા |
| ૭૬ | ૧૭ | સાધ્યધમ ને | સાધ્યધર્મિને |
| ૮૫ | ૧૬ | સાગમી લીટીની આદિમા | અવિરૂદ્ધ પૂર્વચરની ઉપલબ્ધિ (ઉમેરવી) |
| ૮૧ | ૧૯ | વ્યતિક્રિને | વ્યતિરેકિ |
| ૯૨ | ૮ | વ્યાપ્તિ | વ્યાપ્તિ |
| ૯૨ | ૧૦ | વ્યાપ્તિ | વ્યાપ્તિ |
| ૧૦૦ | ૨૨ | માન્યત | માન્યતા |
| ૧૧૬ | ૧૮ | તા | તો |
| ૧૧૮ | ૬ | અરુદ્ધ | અવિરુદ્ધ |
| ૧૬૮ | ૧૯ | સ્યાદ્રસ્ત્યેવ | સ્યાત્રસ્ત્યેવ |

તા ક જ્યા પ્રમાણ્ય છપાયુછે તેને બદલે પ્રામાણ્ય અને તેરીક છપાયુ છે તેને બદલે તરીકે સમજવુ



॥ श्रीः ॥

श्रीवादिदेवसूरिविरचित

# प्रमाणनयतत्त्वालोकालङ्कारः ।

## प्रथम परिच्छेदः ।

रागद्वेषविजेतारं ज्ञातारं विश्ववस्तुनः ।
शक्रपूज्यं गिरामीशं तीर्थेशं स्मृतिमानये ॥१॥

प्रमाणनयतत्त्वव्यवस्थापनार्थमिदमुपक्रम्यते ॥१॥

स्वपरव्यवसायिज्ञानं प्रमाणम् ॥ २ ॥

अभिमतानभिमतवस्तुस्वीकारतिरस्कारक्षमं हि प्रमाणमतोज्ञानमेवेदम् ॥ ३ ॥

नवै सन्निकर्षादेरज्ञानस्य प्रामाण्यमुपपन्नं तस्यार्थान्तरस्येव स्वार्थव्यवसितौ साधकतमत्वानुपपत्तेः ॥ ४ ॥

नखल्वस्य स्वनिर्णीतौ करणत्वं स्तम्भादेरिवाचेतन-

एतद्द्वितयमवग्रहेहावायधारणाभेदादेकेशश्चतुर्वि कल्पकम् ॥ ६ ॥

विषयविषयिसन्निपातान्तरसमुद्भूतसत्तामात्रगोचरदर्शनाज्जातमाद्यमवान्तरसामान्याकारविशिष्टवस्तुग्रहणमवग्रहः ॥ ७ ॥

अवगृहीतार्थविशेषाकाङ्क्षणमीहा ॥ ८ ॥

ईहितविशेषनिर्णयोऽवाय ॥ ९ ॥

सएवदृढतमावस्थापन्नोधारणा ॥ १० ॥

संशयपूर्वकत्वादीहाया संशयाद्भेद ॥ ११ ॥

कथञ्चिद्भेदे पिपरिणामविशेषादेषां व्यपदेशभेद. ॥ १२ ॥

असामस्त्येनाप्युत्पद्यमानत्वेनासङ्कीर्णस्वभावतयाऽनुभूयमानत्वादपूर्वापूर्ववस्तुपर्यायप्रकाशकत्वात् क्रमभावित्वाच्चैते व्यतिरिच्यन्ते ॥ १३ ॥

क्रमोप्यमीषामयमेव तथैवसंवेदनात् ॥ १४ ॥

एवंक्रमाविर्भूतनिजकर्मक्षयोपशमजन्यत्वाच्च॥१'

अन्यथाप्रमेयानवगतिप्रसङ्ग ॥ १६ ॥

---

१ ' एकैकश " इत्यपिपाठा तरम् ।

ाथाहि नखल्वदृष्टमवगृह्यते नचानवगृहीतं सन्दि-
ह्यते नचासन्दिग्धमीह्यते नचानीहितमवेयते
ाप्यनवेतं धार्यते ॥ १७ ॥

क्वचित् क्रमस्यानुपलक्षणमेषमाशूत्पादादुत्पलपत्र-
ातव्यतिभेदक्रमवत् ॥ १८ ॥

ारमार्थिकं पुनरुत्पत्तावात्ममात्रापेक्षम् ॥ १९ ॥

तद्विकलं सकलं च ॥ २० ॥

तत्र विकलमवधिमनःपर्यायज्ञानरूपतयाद्वेधा ॥२१

अवधिज्ञानावरणविलयविशेषसमुद्भव भवगुण-
प्रत्यय रूपिद्रव्यगोचरमवधिज्ञानम् ॥ २२ ॥

संयमविशुद्धिनिबन्धनाद्विशिष्टावरण विच्छेदाज्जातं-
मनोद्रव्यपर्यायालम्बनं मनः पर्यायज्ञानम् ॥२३॥

सकलतुसामग्रीविशेषतः समुद्भूतसमस्तावरण-
क्षयापेक्षं निखिलद्रव्यपर्यायसाक्षात्कारिस्वरूपं
केवलज्ञानम् ॥ २४ ॥

तद्वानर्हन्निर्दोषत्वात् ॥ २५ ॥

निर्दोषोसौ प्रमाणाविरोधिवाक्त्वात् ॥ २६ ॥

तदिष्टस्य प्रमाणेनाबाध्यमानत्वात् तद्वाच स्तेना
विरोधसिद्धिः ॥ २७ ॥

नच कवलाहारवत्वेन तस्यासर्वज्ञत्वं कवलाहार-सर्वज्ञत्वयोरविरोधात् ॥ २८ ॥

इति प्रत्यक्षस्वरूपनिर्णयोनाम द्वितीयः परिच्छेदः ॥ २ ॥

## अथ तृतिय परिच्छेद

अस्पष्ट परोक्ष॥१॥स्मरणप्रत्य भिज्ञानतर्कानुमानाग-मभेदतस्तत्पञ्चप्रकार॥२॥तत्रसंस्कारप्रबोधसंभूतम-नुभूतार्थविषय तदित्याकारं संवेदन स्मरणम् ॥ ३ ॥ तत्तीर्थकरविम्बामिति यथा ॥ ४ ॥

अनुभवस्मृतिहेतुक तिर्यगुर्द्ध्वतासामान्यादिगोचरं सङ्कलनात्मक ज्ञान प्रत्यभिज्ञानम् ॥ ५ ॥

यथातज्जातीयएवाय गोपिण्डो गोसदृशोगवय-स एवाय जिनदत्त इत्यादि ॥ ६ ॥

उपलम्भानुपलम्भसम्भवं त्रिकालीकलित साध्य-साधनसबन्धाद्यालम्बनमिदमस्मिन् सत्येवभवती-त्याद्याकार संवेदनमूहापरनामा तर्क ॥ ७ ॥

यथा यावान् कश्चित् धूम स सर्वोवह्नौसत्येव भव-

तीति तस्मिन्नसत्यसौ नभवत्येवेति ॥ ८ ॥
अनुमानं द्विप्रकारं स्वार्थं परार्थं च ॥ ९ ॥
तत्र हेतुग्रहणसम्बन्धस्मरणकारणकं साध्यविज्ञानं स्वार्थम् ॥ १० ॥
निश्चितान्यथानुपपत्त्येकलक्षणो हेतुः ॥ ११ ॥
नतु त्रिलक्षणकादिः ॥ १२ ॥
तस्य हेत्वाभासस्यापिसम्भवात् ॥ १३ ॥
अप्रतीतमनिराकृतमभीप्सितं साध्यम् ॥ १४ ॥
शङ्कितविपरीतानध्यवसितवस्तूनां साध्यताप्रतिपत्त्यर्थमप्रतीतवचनम् ॥ १५ ॥
प्रत्यक्षादिविरुद्धस्य साध्यत्वं मा प्रसज्यतामित्यनिराकृतग्रहणम् ॥ १६ ॥
अनभिमतस्यासाध्यत्वं प्रतिपत्तयेऽभीप्सितपदोपादानम् ॥ १७ ॥
व्याप्तिग्रहणसमयापेक्षया साध्यं धर्मएवान्यथा तदनुपपत्तेः ॥ १८ ॥
नहि यत्र यत्र धूमस्तत्र तत्राचित्रभानोरिव धरित्रीधरस्याप्यनुवृत्तिरस्ति ॥ १९ ॥

आनुमानिकप्रतिपत्त्यवसरापेक्षया तु पक्षापरपर्यायस्तद्विशिष्टः प्रसिद्धोधर्म्मी ॥ २० ॥

धर्म्मिण प्रसिद्धि क्वचिद्विकल्पत. कुत्रचित्प्रमाणत क्वापि विकल्पप्रमाणाभ्याम् ॥ २१ ॥

यथा समस्तिसमस्तवस्तुवेदी क्षितिधरकन्धरेयंधूमध्वजवती ध्वानि परिणतिमानिति ॥ २२ ॥

पक्षहेतुवचनात्मक परार्थमनुमानमुपचारात् ॥२३॥

साध्यस्य प्रतिनियतधर्म्मिसंबन्धिता प्रसिद्धये हेतोरुपसंहारवचनवत्पक्षप्रयोगोप्यवश्यमाश्रयितव्य· ॥२४॥

त्रिविधसाधनमभिधायैव तत्समर्थन विदधान· क खलु न पक्षप्रयोगमङ्गीकुरुते ॥ २५ ॥

प्रत्यक्षपरिच्छिन्नार्थाभिधायिवचनं परार्थं प्रत्यक्षं परप्रत्यक्षहेतुत्वात् ॥ २६ ॥

यथा पश्य पुर स्फुरत्किरणमणिखण्डमण्डिताभरणभारिणींजिनपतिप्रतिमामिति॥ २७ ॥

पक्षहेतुवचनलक्षणमवयवद्वयमेव परप्रतिपत्तेरङ्ग न दृष्टान्तादिवचनम् ॥ २८ ॥

हेतुप्रयोगस्तथोपपत्त्यन्यथानुपपत्तिभ्यां द्विप्रकारः ॥ २९ ॥

सत्येव साध्ये हेतोरुपपत्तिस्तथोपपत्तिः । असति साध्ये हेतोरनुपपत्तिरेवान्यथानुपपत्तिः ॥ ३० ॥

यथाकृशानुमानयंपाकप्रदेशः सत्येवकृशानुमत्त्वे धूमवत्त्वस्योपपत्तेरसत्यनुपपत्तेर्वेति ॥ ३१ ॥

अनयोरन्यतरप्रयोगेणैव साध्यप्रतिपत्तौ द्वितीयप्रयोगस्यैकत्रानुपयोगः ॥ ३२ ॥

नदृष्टान्तवचनं परप्रतिपत्तये प्रभवति तस्यां पक्षहेतुवचनयोरेव व्यापारोपलब्धेः ॥ ३३ ॥

नच हेतोरन्यथानुपपत्तिनिर्णीतये यथोक्ततर्कप्रमाणादेव तदुपपत्तेः ॥ ३४ ॥

नियतैकविशेषस्वभावे च दृष्टान्ते साकल्येन व्याप्तेरयोगतो विप्रतिपत्तौ तदन्तरापेक्षायामनवस्थितेर्दुर्निवारः समवतारः ॥ ३५ ॥

नाप्यविनाभावस्मृतये प्रतिपन्नप्रतिबन्धस्य व्युत्पन्नमतेः पक्षहेतुप्रदर्शनेनैव तत्प्रसिद्धेः अन्त-

व्याप्त्या हेतोः साध्यप्रत्यायने शक्तावशक्तौ च बहिर्व्याप्तिरुद्भावनं व्यर्थम् ॥ ३७ ॥

पक्षीकृतएवविषये साधनस्य साध्येन व्याप्तिरन्तर्व्याप्तिरन्यत्रतुबहिर्व्याप्तिः यथाऽनैकान्तात्मकं वस्तु सत्त्वस्यतथैवोपपत्तेः । अग्निमानयं देशो धूमवत्त्वात् य एवं स एवं यथा पाकस्थानम् ॥ ३८ ॥

नोपनयनिगमनयोरपिपरप्रतिपत्तौ सामर्थ्यंपक्षहेतुप्रयोगादेव तस्याः सद्भावात् ॥ ३९ ॥

समर्थनमेवपरपरप्रतिपत्त्यङ्गमास्तां तदन्तरेणदृष्टान्तादिप्रयोगेऽपि तदसंभवात् ॥ ४० ॥

मन्दमतींस्तुव्युत्पादयितुं दृष्टान्तोपनयनिगमनान्यपि प्रयोज्यानि ॥ ४१ ॥

प्रतिबन्धप्रतिपत्तेरास्पदं दृष्टान्तः ॥ ४२ ॥

स द्वेधा साधर्म्यतो वैधर्म्यतश्च ॥ ४३ ॥

यत्र साधनधर्मसत्तायामवश्यं साध्यधर्मसत्ताप्रकाश्यते स साधर्म्यदृष्टान्तः ॥ ४४ ॥

यथा यत्र धूमस्तत्र वह्निर्यथा महानसः ॥ ४५ ॥

यत्र तु साध्याभावे साधनस्यावश्यमभावः प्रदर्श्यते
सवैधर्म्यदृष्टान्त ॥ ४६ ॥
यथाग्न्यभावे नभवत्येवधूमो यथा जलाशये॥४७॥
हेतो॰ साध्यधर्म्मिण्युपसंहरणमुपनय ॥४८॥
यथा धूमश्चात्र प्रदेशे ॥ ४९ ॥
साध्यधर्मस्य पुनर्निगमनम् ॥ ५० ॥
यथा तस्मादग्निरत्र ॥ ५१ ॥
एते पक्षप्रयोगादय॰ पञ्चाप्यवयवसञ्ज्ञया कीर्त्यन्ते ॥ ५२ ॥
उक्तलक्षणो हेतुर्द्विप्रकार॰ उपलब्ध्यनुपलब्धिभ्या भिद्यमानत्वात् ॥ ५३ ॥
उपलब्धिर्विधिनिषेधयो॰ सिद्धि निबन्धनमनुपलब्धिश्च ॥ ५४ ॥
विधि सदंश॰ ॥ ५५ ॥ प्रतिषेधोऽसदंश ॥ ५६ ॥
सचतुर्द्धा प्रागभाव॰ प्रध्वंसाभाव इतरेतराभावोत्यन्ताभावश्च ॥ ५७ ॥
यन्निवृत्तावेव कार्यस्यसमुत्पत्ति सोस्यप्रागभाव ॥५८

यथा मृत्पिण्डनिवृत्तावेव समुत्पद्यमानस्य घटस्य मृत्पिण्डः ॥ ५९ ॥

यदुत्पत्तौ कार्यस्यावश्यं विपत्तिः सोऽस्य प्रध्वंसाभावः ॥ ६० ॥

यथा कपालकदम्बकोत्पत्तौ नियमतो विपद्यमानस्य कलशस्य कपालकदम्बकम् ॥ ६१ ॥

स्वरूपान्तरात् स्वरूपव्यावृत्तिरितरेतराभावः ॥६२॥

यथा स्तम्भस्वभावात् कुम्भस्वभावव्यावृत्तिः ॥६३॥

कालत्रयापेक्षिणी तादात्म्यपरिणामनिवृत्तिरत्यन्ताभावः ६४ ॥

यथा चेतनाऽचेतनयोः ॥ ६५ ॥

उपलब्धेरपि द्वैविध्यमविरुद्धोपलब्धिर्विरुद्धोपलब्धिश्च ॥ ६६ ॥

तत्राऽविरुद्धोपलब्धिर्विधिसिद्धौ षोढा ॥ ६७ ॥

साध्येनाविरुद्धानां व्याप्यकार्यकारणपूर्वचरोत्तरचरसहचराणामुपलब्धिरिति ॥ ६८ ॥

तमस्विन्यामास्वाद्यमानादाम्रादिफलरसादेकसाम-

भ्यनुमित्या रूपाद्यनुमितिमभिमन्यमानैरभिमत मेव किमपि कारणं हेतुतया यत्र शक्तेरप्रतिस्खलनमपरकारणसाकल्यञ्च ॥ ६९ ॥

पूर्वचरोत्तरचरयोर्नस्वभावकार्यकारणभावौतयोः कालव्यवहितावनुपलम्भात् ॥ ७० ॥

नचातिक्रान्तानागतयोर्जाग्रद्दशासंवेदनमरणयो प्रबोधोत्पातौ प्रति कारणत्वं व्यवहितत्वेन निर्व्यापारत्वात् ॥ ७१ ॥

स्वव्यापारापेक्षिणी हि कार्यं प्रति पदार्थस्य कारणत्वव्यवस्था कुलालस्येव कलशं प्रति ॥ ७२ ॥

न च व्यवहितयोस्तयोर्व्यापारपरिकल्पनं न्याय्यमतिप्रसक्ते ॥ ७३ ॥

परंपराव्यवहितानापरेषामपि तत्कल्पनस्य निवारयितुमशक्यत्वात् ॥ ७४ ॥

सहचारिणोः परस्परस्वरूपपरित्यागेन तादात्म्यानुपपत्ते. सहोत्पादेनतदुत्पत्तिविपत्तेश्च सहचरहेतोरपि प्रोक्तेषु नानुप्रवेशः ॥ ७५ ॥

ध्वनि परिणतिमान् प्रयत्नानन्तरीयकत्वात् य प्रयत्नानन्तरीयक स परिणतिमान् यथास्तम्भो यो वा न परिणतिमान् स न प्रयत्नानन्तरीयको यथा वान्ध्येय प्रयत्नानन्तरीयकश्च ध्वनिस्तस्मात्परिणतिमानिति व्याप्यस्य साध्येनाविरुद्धस्योपलब्धि साधर्म्येण वैधर्म्येण च ॥ ७६ ॥

अस्त्यत्र गिरिनिकुञ्जे धनञ्जयो धूमसमुपलम्भादिति कार्यस्य ॥ ७७ ॥

भविष्यति वर्ष तथाविधवारिवाहविलोकनादिति कारणस्य ॥ ७८ ॥

उदेष्यति मुहुर्त्तान्ते तिष्यतारका पुनर्वसूदयदर्शनादिति पूर्वचरस्य ॥ ७९ ॥

उदगुर्मुहूर्त्तात्पूर्वंपूर्वफल्गुन्यउत्तरफल्गुनीनामुद्गमोपलब्धेरित्युत्तरचरस्य ॥ ८० ॥

अस्तीह सहकारफले रूपविशेष समास्वाद्यमानरसविशेषादिति सहचरस्य ॥ ८१ ॥

विरुद्धोपलब्धिस्तु प्रतिषेधप्रतिपत्तौ सप्तप्रकारा॥

तत्राद्या स्वभावविरुद्धोपलब्धिर्यथा ॥ ८३ ॥

नास्त्येव सर्वथैकान्तोनेकान्तस्योपलम्भात् ॥८४॥
प्रतिषेध्यविरुद्धव्याप्तादीनामुपलब्धय. षट् ॥८५॥
विरुद्धव्याप्तोपलब्धिर्यथा नास्त्यस्य पुसस्तत्त्वेषु नि-
श्चयस्तत्रसन्देहात् ॥ ८६ ॥
विरुद्धकार्योपलब्धिर्यथा न विद्यतेऽस्य क्रोधाद्युप-
शान्तिर्वदनविकारादे. ॥ ८७ ॥
विरुद्धकारणोपलब्धिर्यथा नास्य महर्षेरसत्यंवच·
समस्तिरागद्वेषकालुष्याकलङ्कितज्ञानसंपन्नत्वात् ८८
विरुद्धपूर्वचरोपलब्धिर्यथा नोद्गमिष्यति मुहुर्त्तान्ते
पुष्यतारा रोहिण्युद्गमात् ॥ ८९ ॥
विरुद्धोत्तरचरोपलब्धिर्यथा नोदगान् मुहूर्त्तात्पूर्व
मृगशिर पूर्वफल्गुन्युदयात् ॥ ९० ॥
विरुद्धसहचरोपलब्धिर्यथा नास्त्यस्य मिथ्या ज्ञानं
सम्यग्दर्शनात् ॥ ९१ ॥
अनुपलब्धेरपिद्वैरूप्यमविरुद्धानुपलब्धिर्विरुद्धानुप-
लब्धिश्च ॥ ९२ ॥

अभिधेय वस्तु यथावस्थित यो जानीते यथाज्ञात-
श्चाभिधत्ते स आप्त. ॥ ४ ॥
तस्य हि वचनमविसवादि भवति ॥ ५ ॥
स च द्वेधा लौकिको, लोकोत्तरश्च ॥ ६ ॥
लौकिको जनकादिर्लोकोत्तरस्तु तीर्थंकरादि ॥७॥
वर्णपदवाक्यात्मक वचनम् ॥ ८ ॥
अकारादि' पौद्गलिको वर्ण ॥ ९ ॥
वर्णानामन्योन्यापेक्षणा निरपेक्षा सहति
पद, पदानान्तु वाक्यम् ॥ १० ॥
स्वभाविकसामर्थ्यसमयाभ्यामर्थबोधनिबन्धनं
शब्द ॥ ११ ॥
अर्थप्रकाशकत्वमस्य स्वाभाविक प्रदीपवत् यथा
र्थत्वायथार्थत्वे पुन पुरुषगुणदोषावनुसरत ॥१२॥
सर्वत्राय ध्वनिर्विधिप्रतिषेधाभ्या स्वार्थमभिदधान
सप्तभङ्गीमनुगच्छति ॥ १३ ॥
एकत्र वस्तुन्येकैकधर्मपर्यनुयोगवशादविरोधेन
व्यस्तयो समस्तयोश्च विधिनिषेधयो कल्पनया
स्यात्काराङ्कित सप्तधा वाक्प्रयोग सप्तभङ्गी ॥१४॥

तद्यथा स्यादस्त्येव सर्वमिति विधिकल्पनया प्रथमोभङ्गः ॥ १५ ॥

स्यान्नास्त्येव सर्वमितिनिषेधकल्पनया द्वितीय ॥१६॥

स्यादस्त्येव स्यान्नास्त्येवेति क्रमतो विधिनिषेधकल्पनया तृतीय. ॥ १७ ॥

स्याद्वक्तव्यमेवेति युगपद्विधिनिषेधकल्पनया चतुर्थ ॥ १८ ॥

स्यादस्त्येव स्यादवक्तव्यमेवेति विधिकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च पञ्चम ॥ १९ ॥

स्यान्नास्त्येव स्यादवक्तव्यमेवेति निषेधकल्पनया युगपद्वधिनिषेधकल्पनया च षष्ठ. ॥ २० ॥

स्यादस्त्येव स्यान्नास्त्येव स्यादवक्तव्यमेवेति क्रमतोविधिनिषेधकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च सप्तमइति ॥ २१ ॥

विधिप्रधानएव ध्वनिरिति न साधु ॥ २२ ॥

निषिधस्य तस्मादप्रतिपत्तिप्रसक्तेः ॥ २३ ॥

अप्राधान्येनैव ध्वनिस्तमभिधत्ते इत्यप्यसारम् ॥२४॥

क्वचित्कदाचित्कथञ्चित्प्राधान्येनाप्रतिपन्नस्य त-
स्याप्राधान्याऽनुपपत्ते ॥ २५ ॥

निपेधप्रधानएव शब्द इत्यपि प्रागुक्तन्याया-
दपास्तम् ॥ २६ ॥

क्रमादुभयप्रधानएवायमित्यपि नसाधीय ॥२७॥

अस्य विधिनिपेधाऽन्यतरप्रधानत्वानुभवस्याप्य-
बाध्यमानत्वात् ॥ २८ ॥

युगपद्विधिनेपेधात्मनो ऽर्थस्यावाचक एवासौ इति-
वचो न चतुरस्रम् ॥ २९ ॥

तस्यावक्तव्यशब्देनाप्यवाच्यत्वप्रसङ्गात् ॥ ३० ॥

विध्यात्मनोऽर्थस्य वाचक सन्नुभयात्मनो युगदवा
चकएव स इत्येकान्तोऽपि नकान्त ॥ ३१ ॥

निपेधात्मन सहद्वयात्मनश्चार्थस्य वाचकत्वावा
चकत्वाभ्यामपि शब्दस्य प्रतीयमानत्वात् ॥३२॥

निपेधात्मनोऽर्थस्य वाचक सन्नुभयात्मनो युगप
दवाचकएवायमित्यप्यवधारणं न रमणीयम् ॥३३॥

इतरथापि संवेदनात् ॥ ३४ ॥

क्रमाक्रमाभ्यामुभयस्वभावस्य भावस्य वाचकश्चा-

वाचकश्च ध्वनिर्नान्यथा इत्यपि मिथ्या ॥ ३५ ॥

विधिमात्रादिप्रधानतयाऽपि तस्य प्रसिद्धेः ॥३६॥

एकत्र वस्तुनि विधीयमाननिषिध्यमानानन्तधर्माभ्युपगमेनानन्तभङ्गीप्रसङ्गादसङ्गतैव सप्तभङ्गीति न चेतसि निधेयम् ॥ ३७ ॥

विधिनिषेधप्रकारापेक्षया प्रतिपर्याय वस्तुन्यनन्तानामपि सप्तभङ्गीनामेव संभवात् ॥ ३८ ॥

प्रतिपर्याय प्रतिपाद्यपर्यनुयोगानां सप्तानामेव संभवात् ॥ ३९ ॥

तेषामपि सप्तत्वं सप्तविधतज्जिज्ञासानियमात् ॥

तस्या अपि सप्तविधत्वं सप्तधैव तत्सन्देहसमुत्पादात् ॥ ४१ ॥

तस्याऽपिसप्तप्रकारत्वनियमः स्वगोचरवस्तुधर्माणा सप्तविधत्वस्यैवोपपत्ते ॥ ४२ ॥

इयंसप्तभङ्गी प्रतिभङ्गं सकलादेशस्वभावा विकलादेशस्वभावा च ॥ ४३ ॥

प्रमाणप्रतिपन्नानन्तधर्मात्मकवस्तुन कालादिभिरभेदवृत्तिप्राधान्यादभेदोपचाराद्वा यौगपद्येन प्रतिपादक वच. सकलादेश. ॥ ४४ ॥

तद्विपरीतस्तु विकलादेश ॥ ४५ ॥
तद्भिेदमपि प्रमाणमात्मीयप्रतिबन्धकापगमविशे षस्वरूपसामर्थ्यतः प्रतिनियतमर्थमवद्योतयति ।४६।
न तदुत्पत्तितदाकारताभ्या, तयो पार्थ्यक्येन सामस्त्येन च व्यभिचारोपलम्भात् ॥ ४७ ॥
इति आगमाख्यप्रमाणस्वरूपनिर्णयोनाम चतुर्थ परिच्छेद ४

---

तस्य विषय सामान्यविशेषाद्यनेकान्तात्मक वस्तु ॥ १ ॥
अनुगतविशिष्टाकारप्रतीतिविषयत्वात् प्राचीनोत्तराकारपरित्यागोपादानावस्थानस्वरूपपरिणत्यार्थक्रियासामर्थ्यघटनाच्च ॥ २ ॥
सामान्य द्विप्रकार तिर्यक्सामान्यमूर्ध्वतासामान्यञ्च ॥ ३ ॥
प्रतिव्यक्तितुल्यापरिणतिस्तिर्यक्सामान्यं शबलशाबलेयादिपिण्डेषु गोत्व यथा ॥ ४ ॥
पूर्वापरपरिणामसाधारण द्रव्यमूर्ध्वतासामान्य कटककङ्कणाद्यनुगामिकाञ्चनवत् ॥ ५ ॥

विशेषोपि द्विरूपो गुण' पर्यायश्च ॥ ६ ॥

गुणः सहभावीधर्मो यथात्मनि विज्ञानव्यक्ति-शक्त्यादि. ॥ ७ ॥

पर्यायस्तु क्रमभावी यथा तत्रैव सुखदु'खादिः॥८॥

इतिविषयस्वरूपनिर्णयो नामपञ्चम परिच्छेद ॥

---

यत्प्रमाणेन प्रसाध्यते तदस्य फलम् ॥ १ ॥

तद्विविधमानन्तर्येण पारम्पर्येण च ॥ २ ॥

तत्राऽऽनन्तर्येण सर्वप्रमाणानामज्ञाननिवृत्ति फलम् ॥ ३ ॥

पारम्पर्येण केवलज्ञानस्य तावत्फलमौदासीन्यम्॥४॥

शेषप्रमाणानां पुनरुपादानहानोपेक्षाबुद्धय ॥५॥

तत्प्रमाणत' स्याद्भिन्नमभिन्नं च प्रमाणफलत्वा-न्यथानुपपत्ते' ॥ ६ ॥

उपादानबुद्ध्यादिना प्रमाणाद्भिन्नेन -

हेतोर्व्यभिचार इति न विभावनीयम् ॥

तस्यैकप्रमातृतादात्म्येन प्रमाणादभेदव्यवस्थिते
प्रमाणतया परिणतस्यैवात्मनः फलतया
परिणतिप्रतीते ॥ ९ ॥

य. प्रमिमीते सएवोपादत्ते परित्यजत्युपेक्षते चेति
सर्वसंव्यवहारिभिरस्खलितमनुभवात् ॥ १० ॥

इतरथा स्वपरयो प्रमाणफलव्यवस्थाविप्लव
प्रसज्येत ॥ ११ ॥

अज्ञाननिवृत्तिस्वरूपेण प्रमाणादभिन्नेनसाक्षात्फ
लेन साधनस्यानेकान्त इति नाशङ्कनीयम् ॥१२॥

कथञ्चित्तस्यापि प्रमाणाद्भेदेन व्यवस्थानात् ॥१३॥

साध्यसाधनभावेन प्रमाणफलयो प्रतीयमानत्वात्
॥१४॥ प्रमाणंहि करणाख्य साधन, स्वपरव्यवसितौ
साधकतमत्वात् ॥ १५ ॥

स्वपरव्यवसितिक्रियारूपाऽज्ञाननिवृत्त्याख्य फल
साध्य, प्रमाणनिष्पाद्यत्वात् ॥ १६ ॥

प्रमातुरपि स्वपरव्यवसितिक्रियाया कथञ्चिद्भेद
कर्तृक्रिययो साध्यसाधकभावेनोपलम्भात् ॥१७

कर्त्ता हि साधकः, स्वतन्त्रत्वात्; क्रियातु, साध्या कर्तृनिर्वर्त्यत्वात् ॥ १० ॥

न च क्रिया क्रियावतः सकाशादभिन्नैव, भिन्नैव वा; प्रतिनियतक्रियाक्रियावद्भावभङ्गप्रसङ्गात् ॥ २० ॥

संवृत्या प्रमाणफलव्यवहार इत्यप्रामाणिकप्रलापः, परमार्थतः स्वाभिमतसिद्धिविरोधात् ॥ २१ ॥

ततः पारमार्थिक एव प्रमाणफलव्यवहारः सकलपुरुषार्थसिद्धिहेतुः स्वीकर्त्तव्यः ॥ २२ ॥

प्रमाणस्य स्वरूपादिचतुष्टयाद्विपरीत तदाभासम् ॥

अज्ञानात्मकानात्मप्रकाशकस्वमात्रावभासकानिर्विकल्पकसमारोपा प्रमाणस्य स्वरूपाभासाः ॥२४॥

यथा सन्निकर्षाद्यस्वसंविदितपरानवभासकज्ञानदर्शनविपर्ययसंशयानध्यवसायाः ॥ २५ ॥

तेभ्यः स्वपरव्यवसायस्यानुपपत्तेः ॥ २६ ॥

सांव्यवहारिकप्रत्यक्षमिव यदाभासते तत्तदाभासम् ॥ २७ ॥

यथाऽम्बुधरेषु

पारमार्थिकप्रत्यक्षमिव यदाभासते तत्तदाभासम् ॥
यथाशिवाख्यस्य राजर्षेरसख्यातद्वीपसमुद्रेषु सप्त
द्वीपसमुद्रज्ञानम् ॥ ३० ॥
अननुभूते वस्तुनि तदिति ज्ञान स्मरणाभासम्॥३१॥
अननुभूते मुनिमण्डले तन्मुनिमण्डलमिति यथा ३२
तुल्ये पदार्थे स एवायमित्येकस्मिश्च तेन तुल्य
इत्यादिज्ञानं प्रत्यभिज्ञाभासम् ॥ ३३ ॥
यमलकजातवत् ॥ ३४ ॥
असत्यामपि व्याप्तौ तदवभास तर्काभास ॥३५॥
सश्यामो मैत्रतनयत्वात् इत्यत्र यावान् मैत्रतनय
स श्याम इति यथा ॥ ३६ ॥
पक्षाभासादिसमुत्थ ज्ञानमनुमानाभासमवसेयम् ।
तत्र प्रतीतनिराकृतानभीप्सितसाध्यधर्मविशेषणा-
स्त्रय पक्षाभासा ॥ ३८ ॥
प्रतीतसाध्यधर्म्मविशेषणो यथार्हतान् प्रत्यवधा
रणवर्जं परेण प्रयुज्यमान समस्तिजीव इत्यादि ॥

प्रत्यक्षानुमानागमलो-

कलवचनादिभिः साध्यधर्मस्य निराकरणादनेकप्रकार. ॥ ४० ॥

प्रत्यक्षनिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति भूतविलक्षण आत्मा ॥ ४१ ॥

अनुमाननिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति सर्वज्ञो वीतरागो वा ॥ ४२ ॥

आगमनिराकृतसाध्यधर्मविशेषणो यथा जैनै रजनीभोजनं भजनीयम् ॥ ४३ ॥

लोकनिराकृतसाध्यधर्म्मविशेषणो यथा न पारमार्थिक प्रमाणप्रमेयव्यवहार ॥ ४४ ॥

स्ववचननिराकृतसाध्यधर्म्मविशेषणो यथा नास्ति प्रमेयपरिच्छेदकं प्रमाणम् ॥ ४५ ॥

अनभीप्सितसाध्यधर्म्मविशेषणो यथा स्याद्वादिन. शाश्वतिक एव कलशादिरशाश्वतिक एव वेति वदत ॥ ४६ ॥

असिद्धविरुद्धानैकान्तिकास्त्रयो हेत्वाभासा ॥४७॥

यस्यान्यथानुपपत्ति प्रमाणेन न

॥४८॥सद्विविध उभयासिद्धोऽन्यतरासिद्धश्च॥४९॥
उभयासिद्धो यथा परिणामी शब्दश्चाक्षुषत्वात् ५०
अन्यतरासिद्धो यथा अचेतनास्तरवो विज्ञानेन्द्रियायुर्निरोधलक्षणमरणरहितत्वात् ॥ ५१ ॥
साध्यविपर्ययेणैव यस्यान्यथानुपपत्तिरध्यवसीयते स विरुद्ध ॥ ५२ ॥
यथा नित्यएव पुरुषोऽनित्यएव वा प्रत्यभिज्ञानादिमत्त्वात् ॥ ५३ ॥
यस्यान्यथानुपपत्ति सन्दिह्यते सोऽनैकान्तिक ५४
सद्वेधा निर्णीतविपक्षवृत्तिक सन्दिग्धविपक्षवृत्तिकश्च ॥ ५५ ॥
निर्णीतविपक्षवृत्तिको यथा नित्य शब्द प्रमेयत्वात् ॥ ५६ ॥
सन्दिग्धविपक्षवृत्तिको यथा विवादापन्न पुरुष सर्वज्ञो न भवति वक्तृत्वात् ॥ ५७ ॥
साधर्म्येण दृष्टान्ताभासो नवप्रकार ॥ ५८ ॥
साध्यधर्मविकल. साधनधर्मविकल उभयधर्म-

विकल॰ सन्दिग्धसाध्यधर्म्मा सन्दिग्धसाधनधर्म्मा संन्दिग्धोभयधर्म्मा अनन्वयोऽप्रदर्शितान्वयो विपरीतान्वयश्चेति ॥ ५९ ॥

तत्रापौरुषेयः शब्दोऽमुर्त्तत्वाद् दुःखवदिति साध्यधर्म्मविकल॰ ॥ १ ॥ ६० ॥

तस्यामेव प्रतिज्ञाया तस्मिन्नेव हेतौ परमाणुवदिति साधनधर्म्मविकल॰ ॥ १ ॥ ६१ ॥

कलशवदित्युभयधर्म्मविकल ॥ १ ॥ ६२ ॥

रागादिमानय वक्तृत्वाद्देवदत्तवदिति सन्दिग्धसाध्यधर्मा ॥ ३ ॥ ६३ ॥

मरणधर्माय रागादिमत्वात् मैत्रवदिति सन्दिग्धसाधनधर्मा ॥ ५ ॥ ६४ ॥

नायं सर्वदर्शीरागादिमत्वान्मुनिविशेपवदिति सन्दिग्धोमयधर्मा ॥ ६ ॥ ६५ ॥

रागादिमान् विवक्षित॰ पुरुपो वक्तृत्वादिष्टपुरुषवदित्यनन्वय ॥ ७ ॥ ६६ ॥

अनित्य॰ शब्द॰ कृतकत्वात् घटवदिति अप्रदर्शितान्वय॰ ॥ ८ ॥

अनित्य शब्द कृतकत्वात् यदनित्य तत् कृतकं घटवदिति विपरीतान्वय ॥ ९ ॥ ६८ ॥

वैधर्म्येणापि दृष्टान्ताभासो नवधा ॥ ६९ ॥

असिद्धसाध्यव्यतिरेकोऽसिद्धसाधनव्यतिरेकोऽसिद्धोभयव्यतिरेक सन्दिग्धसाध्यव्यतिरेक सन्दिग्धसाधनव्यतिरेक सन्दिग्धोभयव्यतिरेकोऽव्यतिरेकोऽप्रदर्शितव्यतिरेको विपरीतव्यतिरेकश्च ॥७०॥

तेषु भ्रान्तमनुमान प्रमाणत्वात् यत्पुनर्भ्रान्त न भवति न तत् प्रमाण यथा स्वप्नज्ञानमिति असिद्धसाध्यव्यतिरेक स्वप्नज्ञानात् भ्रान्तत्वस्यानिवृत्ते ॥ १ ॥ ७१ ॥

निर्विकल्पक प्रत्यक्ष प्रमाणत्वात्यत्तु सविकल्प न तत्प्रमाण यथा लैङ्गिकमित्यसिद्धसाधनव्यतिरेको लैङ्गिकात्प्रमाणत्वस्यानिवृत्ते ॥ २ ॥ ७२ ॥

नित्यानित्य शब्द सत्वात् यस्तु न नित्यानित्य स न सस्तद्यथा स्तम्भ इत्यसिद्धोभयव्यतिरेक स्त- ... सत्वस्य चाव्यावृत्ते ॥३॥ ७३॥

असर्वज्ञोऽनाप्तो वा कपिलोऽक्षणिकैकान्तवादित्वा-त् यः सर्वज्ञ आप्तो वा सक्षणिकैकान्तवादी यथा-सुगत इति सन्दिग्धसाध्यव्यतिरेकः सुगतेऽसर्वज्ञ-तानाप्तत्वयो. साध्यधर्म्मयो व्यावृत्ते सन्देहात्॥ अनादेयवचन. कश्चिद्विवक्षित पुरुषो रागादिम-त्वाद्य. पुनरादेयवचनः स वीतरागस्तद्यथा शौद्धो-दनिरिति सन्दिग्धसाधनव्यतिरेकः शौद्धोदनौ रा-गादिमत्वस्य निवृत्ते· सशयात् ॥ ७५ ॥ ५ ॥

नवीतरागः कपिल करुणास्पदेष्वपि परमकृपया-ऽनर्पितनिजपिशितशकलत्वात् यस्तु वीतराग. स करुणास्पदेषु परमकृपया समर्पितनिजपिशितशक-लस्तद्यथातपनवन्धुरिति सन्दिग्धोभयव्यतिरेकः तपनवन्धोर्वीतरागत्वाभावस्य करुणास्पदेष्वपि परमकृपयानर्पितनिजपिशितशकलत्वस्य च व्या-वृत्तेः सन्देहात् ॥ ६ ॥ ७६ ॥

न वीतराग· कश्चिद्विवक्षित. पुरुषो वक्तृत्वात् यः पुनर्वीतरागो न स वक्ता यथोपलखण्डइत्यव्य-तिरेक. ॥ ७७ ॥ ७ ॥

अनित्य शब्द कृतकत्वादाकाशवदित्यप्रदर्शित व्यतिरेक॥ ७८ ॥ ७ ॥

अनित्य शब्द् कृतकत्वाद्यदकृतकं तन्नित्य यथा काशमिति विपरीतव्यतिरेक ॥ ७९ ॥ ९ ॥

उक्तलक्षणोल्लङ्घनेनोपनयनिगमनयोर्वचने तदाभासौ ॥ ८० ॥

यथा परिणामीशब्द् कृतकत्वात् य कृतक स परिणामी यथा कुम्भ इत्यत्र परिणामी च शब्द इति कृतकश्च कुम्भ इति च ॥ ८१ ॥

तस्मिन्नेव प्रयोगे तस्मात् कृतक शब्दइति तस्मात्परिणामी कुम्भ इति च ॥ ८२ ॥

अनाप्तवचनप्रभवं ज्ञानमागमाभासम् ॥८३॥

यथा मेकलकन्यकाया कुले तालहिंतालयोर्मुले सुलभा पिण्डखर्जुरा सन्ति त्वरित गच्छत २ शावका ॥ ८४ ॥

प्रत्यक्षमेवैक प्रमाणमित्यादि सख्यानं तस्य संख्याभासम् ॥ ८५ ॥

सामान्यमेव, विशेषएव, तद्द्वय वा स्वतन्त्रमित्यादिस्तस्य विषयाभास ॥ ८६ ॥

अभिन्नमेव भिन्नमेव वा प्रमाणात्फल तस्य तदाभासम् ॥ ८७ ॥

इति फलप्रमाणस्वरूपाद्याभासनिर्णयोनाम
षष्ठः परिच्छेदः ॥

---

नीयते येन श्रुताख्यप्रमाणविषयीकृतस्यार्थस्यांशस्तदितरांशौदासीन्यत. स प्रतिपत्तुरभिप्रायविशेषो नय. ॥ १ ॥

स्वाभिप्रेतादंशादितरांशापलापी पुनर्नयाभास.॥२॥

स व्याससमासाभ्यान्द्विप्रकारः ॥ ३ ॥

व्यासतोऽनेकविकल्प ॥ ४ ॥

समासतस्तु द्विभेदो द्रव्यार्थिक. पर्यायार्थिकश्च॥५॥

आद्यो नैगमसंग्रहव्यवहारभेदात् त्रेधा ॥ ६ ॥

धर्म्मयोर्धर्म्मिणोर्धर्म्मधर्म्मिणोश्च प्रधानोपसर्जनभावेन यद्विवक्षणं स नैकगमो नैगम ॥ ७

सच्चैतन्यमात्मनीतिधर्म्मयो ॥ ८ ॥
वस्तुपर्यायवद् द्रव्यं इति धर्म्मिणो ॥ ९ ॥
क्षणमेक सुखी विषयासक्तजीव इति धर्मधर्म्मिणो ॥१०॥ धर्म्मद्वयादीनामैकान्तिकपार्थक्याभिसन्धिर्नैगमाभास ॥ ११ ॥
यथात्मनि सत्त्वचैतन्ये परस्परमत्यन्त पृथगभूते इत्यादि ॥ १२ ॥
सामान्यमात्रग्राही परामर्श सग्रह ॥ १३ ॥
अयमुभयविकल्प परोऽपरश्च ॥ १४ ॥
अशेषविशेषेष्वौदासीन्यम्भजमान शुद्धद्रव्य सन्मात्रमभिमन्यमान परसग्रह ॥ १५ ॥
विश्वमेक सदविशेषादिति यथा ॥ १६ ॥
सत्ताद्वैत स्वीकुर्वाण सकलविशेषान्निराचक्षाणस्तदाभास ॥ १७ ॥
यथासत्तैव तत्त्वम् तत पृथग्भूताना विशेषाणामदर्शनात् ॥ १८ ॥
द्रव्यत्वादीन्यवान्तरसामान्यानि मन्वानस्तद्भेदेषु

गजनिमीलिकामवलम्बमानः पुनरपरसंग्रहः ॥१९॥

धर्माधर्माकाशकालपुद्गलजीवद्रव्याणामैक्यं द्रव्यत्वाभेदादित्यादिर्यथा ॥ २० ॥

द्रव्यत्वादिकं प्रतिजानानस्तद्विशेषान्निह्नुवानस्तदाभास ॥ २१ ॥

यथा द्रव्यत्वमेव तत्त्वं, ततोर्थान्तरभूताना द्रव्याणामनुपलब्धे. ॥ २२ ॥

संग्रहेण गोचरीकृतानामर्थाना विधिपूर्वकमवहरणं येनाभिसन्धिना क्रियते स व्यवहारः ॥ २३ ॥

यथा यत्सत्तद् द्रव्यं पर्यायोवेत्यादि ॥ २४ ॥

य पुनरपारमार्थिकद्रव्यपर्यायविभागमभिप्रैति स व्यवहाराभास' ॥ २५ ॥

यथा चार्वाकदर्शनम् ॥ २६ ॥

पर्यायार्थिकश्चतुर्धा ऋजुसूत्र·, शब्द , समभिरूढ एवभूतश्च ॥ २७ ॥

ऋजु वर्त्तमानक्षणस्थायि पर्यायमात्रं प्राधान्यत· सूत्रयन्नभिप्राय विशेष ऋजुसूत्र ॥ २८ ॥

यथा सुखविवर्त्त सम्प्रत्यस्तीत्यादि ॥ २९ ॥
सर्वथा द्रव्यापलापी तदाभास ॥ ३० ॥
यथा तथागतमतम् ॥ ३१ ॥
कालादिभेदेन ध्वनेरर्थभेद प्रतिपद्यमान शब्द ।३२।
यथा बभूव भवति भविष्यति सुमेरुरित्यादि ।।३३॥
तद्भेदेन तस्य तमेव समर्थयमानस्तदाभास ॥३४॥
यथा बभूव भवति भविष्यति सुमेरुरित्यादयो भिन्नकाला शब्दा भिन्नमेवार्थमभिदधति भिन्नकालशब्दत्वात्तादृक्सिद्धान्यशब्दवदित्यादि ॥३५॥
पर्यायशब्देषु निरुक्तिभेदेन भिन्नमर्थं समभिरोहन् समभिरूढ ॥ ३६ ॥
इन्दनादिन्द्र शकनाच्छक्र पूर्दारणात् पुरन्दर इत्यादिषु यथा ॥ ३७ ॥
पर्यायध्वनीनामभिधेयनानात्वमेव कक्षीकुर्वाणस्तदाभासः ॥ ३८ ॥
यथेन्द्र शक्र पुरन्दर इत्यादय शब्दा भिन्नाभिधेयाएव भिन्नशब्दत्वात् करिकुरङ्गतुरङ्गशब्दवदित्यादि ॥ ३९ ॥

शब्दानां स्वप्रवृत्तिनिमित्तभूतक्रियाविष्टमर्थं वाच्यत्वेनाभ्युपगच्छन्नेवंभूतः ॥ ४० ॥
यथेन्दनमनुभवन्निन्द्रः शकनक्रियापरिणतः शक्रः पूर्दारणप्रवृत्तः पुरन्दर इत्युच्यते ॥ ४१ ॥
क्रियानाविष्टं वस्तु शब्दवाच्यतया प्रतिक्षिपंस्तु तदाभासः ॥ ४२ ॥
यथा विशिष्टचेष्टाशून्यं घटाख्यं वस्तु न घटशब्दवाच्यं घटशब्दप्रवृत्तिनिमित्तभूतक्रियाशून्यत्वात् पटवदित्यादिः ॥ ४३ ॥
एतेषु चत्वारः प्रथमेऽर्थनिरूपणप्रवणत्वादर्थनयाः ॥ ४४
शेषास्तुत्रयः शब्दवाच्यार्थगोचरतया शब्दनयाः ॥ ४५
पूर्वः पूर्वोनयः प्रचुरगोचरः, परः परस्तु परिमितविषयः ॥ ४६ ॥
सन्मात्रागोचरात्संग्रहान्नैगमो भावाभावभूमिकत्वाद्भूमविषयः ॥ ४७ ॥
सद्विशेषप्रकाशकाद्व्यवहारतः संग्रहः समस्तसत्समूहोपदर्शकत्वात् बहुविषयः ॥ ४८ ॥

वर्त्तमान विषयादृजुसूत्राद्व्यवहारस्त्रिकालविषयाव लम्बित्वादनल्पार्थ ॥ ४९ ॥

कालादिभेदेन भिन्नार्थोपदर्शिन शब्दादृजुसूत्रस्त- द्विपरीतवेदकत्वान्महार्थः ॥ ५० ॥

प्रतिपर्यायशब्दमर्थभेदमभीप्सत समभिरूढाच्छ ब्दस्तद्विपर्ययानुयायित्वात् प्रभूतविषय ॥ ५१ ॥

प्रतिक्रिय विभिन्नमर्थं प्रतिजानानादेवभूतात्सम भिरूढस्तदन्यथार्थस्थापकत्वान्महागोचर ॥५२॥

नयवाक्यमपि स्वविषये प्रवर्त्तमान विधिप्रतिषेधा- भ्या सप्तभङ्गीमनुव्रजति ॥ ५३ ॥

प्रमाणवदस्य फलं व्यवस्थापनीयम् ॥ ५४ ॥

प्रमाता प्रत्यक्षादिप्रसिद्ध आत्मा ॥ ५५ ॥

चैतन्यस्वरूप परिणामी कर्त्ता साक्षाद्भोक्ता स्वदेह- परिमाण प्रतिक्षेत्र भिन्न पौद्गलिकादृष्टवाश्चायम् ॥५६॥

तस्योपात्तपुस्त्रीशरीरस्य सम्यग्ज्ञानक्रियाभ्या कृ त्स्नकर्मक्षयस्वरूपा सिद्धि ॥ ५७ ॥

इति श्रीदेवाचार्यनिर्मिते प्रमाणनयतत्त्वालोकालङ्कारे नयात्मस्वरू पनिर्णयो नाम सप्तम परिच्छेद ॥ ७ ॥

विरुद्धयोधर्म्मयोरेकधर्म्मव्यवच्छेदेन स्वीकृततदन्य-धर्म्मव्यवस्थापनार्थं साधनदूषणवचनं वादः ॥१॥

प्रारम्भकश्चात्र विजिगीषु, तत्त्वनिर्णिनीषुश्च ॥२॥

स्वीकृतधर्मव्यवस्थापनार्थं साधनदूषणाभ्यां परं पराजेतुमिच्छुर्विजिगीषुः ॥ ३ ॥

तथैव तत्त्वं प्रतितिष्ठापयिषुस्तत्त्वनिर्णिनीषुः ॥४॥

अयं च द्वेधा स्वात्मनि परत्र च ॥ ५ ॥

आद्य शिष्यादिः ॥ ६ ॥

द्वितीयो गुर्वादिः ॥ ७ ॥

अय द्विविध क्षायोपशमिकज्ञानशाली केवली च ॥ ८ ॥

एतेन प्रत्यारम्भकोपि व्याख्यातः ॥ ९ ॥

तत्र प्रथमे प्रथमतृतीयतुरीयाणां चतुरङ्ग एवान्यतमस्याप्यङ्गस्यापाये जयपराजयव्यवस्थादिदौःस्थ्यापत्तेः ॥ १० ॥

द्वितीये तृतीयस्य कदाचिद् द्व्यङ्ग,,कदाचिद् त्र्यङ्गः ११

तत्रैव द्व्यङ्गस्तुरीयस्य ॥ १२ ॥

तृतीये प्रथमादीनां यथायोगं पूर्ववत् ॥ १३ ॥

तुरीये प्रथमादीनामेवम् ॥ १४ ॥

वादिप्रतिवादिसभ्यसभापतयश्चत्वार्यङ्गानि ॥१५॥
प्रारम्भकप्रत्यारम्भकावेव मल्लप्रतिमल्लन्यायेन वादिप्रतिवादिनौ ॥ १६ ॥
प्रमाणतः स्वपक्षस्थापनप्रतिपक्षप्रतिक्षेपावनयोः कर्म्म ॥ १७ ॥
वादिप्रतिवादिसिद्धान्ततत्त्वनदीष्णत्वधारणाबाहुश्रुत्यप्रतिभाक्षान्तिमाध्यस्थ्यैरुभयाभिमताः सभ्याः ॥ ॥१८॥ वादिप्रतिवादिनोर्यथायोगं वादस्थानककथाविशेषाङ्गीकारेणाग्रवादोत्तरवादनिर्देशः, साधकबाधकोक्तिगुणदोषावधारणम्, यथावसरन्तत्त्वप्रकाशनेन कथाविरमणम्, यथासंभवं सभायां कथाफलकथनं चैषां कर्माणि ॥ १९ ॥
प्रज्ञाज्ञैश्वर्यक्षमामाध्यस्थ्यसंपन्नः सभापतिः ॥२०॥
वादिसभ्याभिहितावधारणकलहव्यपोहादिकं चास्य कर्म्म ॥ २१ ॥
सजिगीषुकेऽस्मिन् यावत्सभ्यापेक्षं स्फूर्तौ वक्तव्यम् ॥ ॥ २२ ॥ उभयोस्तत्त्वनिर्णिनीषुत्वे यावत्तत्त्वनिर्णयं यावत् स्फूर्त्ति च वाच्यम् ॥ २३ ॥
इति श्री देवाचार्यनिर्मिते प्रमाणनयतत्त्वालोकालङ्कारे वादिन्यायनिर्णयोनामाष्टम परिच्छेदः ॥ ८ ॥

ॐ पार्श्वनाथाय नमः

# પ્રમાણનયતત્વલોકાલંકાર



## પ્રથમ પરિચ્છેદ.

અથ કર્તાનું મંગળ.

रागद्वेषविजेतारं, ज्ञातारं विश्ववस्तुनः
शक्रपूज्यं गिरामीशं, तीर्थेशं स्मृति मानये ॥१॥

**અર્થ**—રાગ દ્વેષને જીતનાર, વિશ્વવસ્તુને જાણનાર, ઇંદ્ર ને પૂજ્ય ને વાણીના નિયામક એવા તીર્થંકરનું હું સ્મરણ કરૂં છું

**વિશેષાર્થ**—દરેક ગ્રંથકાર શાસ્ત્રની શરૂઆતમાં મંગળ કરે છે અને તે મંગળદ્વારા શાસ્ત્રની નિર્વિઘ્ન સમાપ્તિ માનવામાં આવે છે આ નિર્વિઘ્ન સમાપ્તિમાં મંગળદ્વારા થતું પુણ્ય મુખ્ય કારણ છે તેમજ ઇષ્ટદેવની સ્તુતિરૂપ વ્યાખ્યાન પ્રવૃતિ શિષ્યમાં ઉતરે તે માટે મંગળ કરવામાં આવે છે તથા શિષ્ટાચારના પાલન નિમિત્તે મંગળ કરવામાં આવે છે આ રીતે મંગળ કરવાના ત્રણ કારણો ઉપસ્થિત થાય છે

આ મંગળ ગ્રંથકારની પૂજ્યમાં પૂજ્ય વ્યક્તિ વિષયક હોય છે અને દરેક પૂજ્ય વ્યક્તિ પોતાના ગુણોદ્વારાજ

પૂજય છે કે જે ગુણો મગળ કરનાર વ્યકિત તેનો ન પૂર્ણ પણે ઇચ્છક હોય

તેવીજ રીત લે ગ્રથકારને તીર્થંકરનું મગળ કરવામા કોઈપણ કારણ હોય તો ચાર અતિશયરૂપગુણો પ્રભુમા રહેલ છે તેજ છે અને એ અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, વા ણ્યાતિશય ને પૂજાતિશય છે

૧ રાગદ્વેષને જીતનાર ( रागद्वेषविजेतार ) આ પદથી અપાયાપગમાતિશય

૨ વિશ્વવસ્તુને જાણનાર ( ज्ञातार विश्ववस्तुन ) આ પદથી પ્રભુમા રહેલ જ્ઞાનાતિશય જણાવ્યો.

૩ ઇન્દ્રને પૂજ્ય ( शक्रपूज्य ) આ પદથી પૂજાતિશય જણાવ્યો

૪ વાણીના નિયામક ( गिरामीश ) આ પદથી પ્રભુનો વાણ્યાતિશય જણાવ્યો

ઉપકારી સ્મરણ—કોઈપણ સારી યા ખોટી પ્રવૃત્તિમા પ્રવૃત્ત થનાર પુરુષ આગળ તે તે પ્રવૃત્તિને અનુસરતો એક ઉપકારીવર્ગ અને બીજો અપકારી વર્ગ રજુ થાય છે તીર્થંકર અને ગણધરથી માડી પોતાના ગુરુ પર્યતનો તમામ વર્ગ ગ્રથકારનો ઉપકારી વર્ગ છે કે જે વર્ગે ગ્રથકારને પરપરાથી ઉત્તમ જાતના ગ્રથયોગ્ય વિચારો પોષવામા મદદ કરી છે અને તે દરેક વર્ગમા પૂર્વે કહેલા ચાર અતિશયો અપેક્ષાએ એકદેશથી જરૂર રહ્યા છે કારણ કે તેઓ પણ રાગદ્વેષના જીતનાર, જ્ઞાની, ઇન્દ્રને પૂજ્ય અને વાણીના નિયામક અશત જરૂર છે

**અપકારી સ્મરણ**—ગ્રંથકારનો અપકારી વર્ગ એ લખી શકાય કે જે વર્ગે વાસ્તવિક વિચારોને ભેળસેળ કરી નાખવાથી જનવર્ગને વાસ્તવિક અને અવાસ્તવિકના ભાનમા શંકાશીલ કરી મુકયોછે જેથી કરીને ગ્રંથકારને વાસ્તવિકને સાચારૂપે અને અવાસ્ત વિકને ખોટારૂપે સમજાવવાની જરૂર પડે છે આ બન્ને અર્થને અનુસરીનેજ ઉપકારીને અપકારી છે

જેમ ગ્રંથકાર ઉપકારી વર્ગનુ સ્મરણ કરે છે તેવીજ રીતે અપકારી વર્ગનું સ્મરણ કરવા પણ ચુકતા નથી યજ્ઞ-યાગાદિ વિગેરે દરેક ક્રિયામા ઇદ્રને પૂજ્ય માનનાર ભટ્ટ, પ્રભાકર, કણભક્ષ, અક્ષપાદ કપિલ વિગેરે છે જેનું સ્મરણ 'शक्रपूज्य' એ શબ્દથી કરે છે દેવતાના ગુરૂ તરીકે કહેવાતા બૃહસ્પતિ નાસ્તિકમતના પ્રરૂપક છે તેનું સ્મરણ गिरामीश પદથી કરે છે ક્ષણવાદને સ્વીકારનારા બૌદ્ધ મતમા વાણીનો પ્રયોગ સભવે નહિ કારણકે તેઓ સર્વ વસ્તુ ક્ષણિક માને છે ને તેથી અર્થબોધ ન ઘટી શકવાથી વાણીની શોભા નાશ પામે છે (गिराम+इ+श) એટલે તેમનુ પણ સ્મરણ गिरामीश પદથી કર્યું આપણા શ્વેતા-મ્બરોના સમગ્રતત્ત્વ માન્યા છતા કેટલીક બાબતો કદાગ્રહથી નહિ સ્વીકારનાર દિગમ્બરોનું સ્મરણ (रागद्वेष जिजा-इत्-आरम्) रागद्वेष विजेतार એ પદથી કર્યું પૂર્વે જણાવ્યા તે તેમજ બીજા અનેક કુદર્શનકારો તીર્થની શોભાનો નાશ કરનાર છે માટે (तीर्थ+ई+श) 'तीर्थेश' એ પદથી સર્વે દર્શનકારો સ્મરણ થાય છે

ગ્રંથપ્રયોજન—

प्रमाणनयतत्त्व व्यवस्थापनार्थं इदमुपक्रम्यते ॥१॥

અર્થ —પ્રમાણ અને નયનું તાત્વિક સ્વરૂપ વ્યવસ્થિત રીતે સમજાવવા આ ગ્રંથ રચવાની શરૂઆત કરવામા આવે છે

વિશેષાર્થ—પ્રાણી માત્રની પ્રવૃતિમા પ્રમાણ સંકળાયેલ છે કારણકે દરેક પ્રાણીનું ઇષ્ટમા પ્રવૃત્ત થવું અને અનિષ્ટથી અટકવુ તેમા જરૂર તે તે વસ્તુના જ્ઞાન સિવાય ન બની શકે પછી ભલે તે વસ્તુનું જ્ઞાન પ્રત્યક્ષથી થાય કે અનુમાન વિગેરે કોઈપણ પ્રમાણથી થાય પરંતુ વસ્તુનો બોધ જરૂરી રહે છે

વ્યાકરણ શાસ્ત્ર વિગેરેના પ્રયોગને ઈચ્છાપૂર્વક જનસમુદાય અનુસરતો નથી પરંતુ જનવર્ગથી બોલાતા પ્રયોગને વ્યાકરણ શાસ્ત્ર વિગેરેને અનુસરવુ પડે છે તેમજ જનવર્ગ પણ જાણે અજાણે વ્યાકરણ પ્રયોગને અનુસરીને વચન ઉચ્ચારે છે તેવીજ રીતે પ્રાણીગણથી અનુભવાતા વાસ્તવિક ને અવસ્તાવિક રીતે વસ્તુનો બોધ થાય છે તેને પૃથક્કરણ કરી વાસ્તવિકને સાચારૂપે અને અવાસ્તવિકને ખોટા રૂપે નક્કી કરવુ તેજ પ્રમાણનુ કર્તવ્ય છે છતા એ વિષય ઉપર જુદા જુદા મતાંતરો દેખાય છે તેનું મૂખ્ય કારણ અપેક્ષા કે પૃથક્કરણની પદ્ધતિ ભેદ છે એટલે વસ્તુનો સમસ્ત પ્રકારે વાસ્તવિક બોધ તે પ્રમાણ

નય.—સ્વાર્થ વિનાના અને કેવળ કલ્યાણ ઇચ્છતા પુરુષોમા પણ મતભેદ પડી જાય છે તે આ નયને નહિ સ્વીકારવાનુંજ

પરિણામ છે તે નહિ સ્વીકારવામા પણુ મૂખ્ય કારણુ હોય તો આગ્રહ અપેક્ષા ભેદ કે અજ્ઞાન એક પદાર્થની બે બાબતો બે પુરૂષો બરાબર જાણે છે છતા તે વિષે બન્ને આગ્રહી બની જાય તો તે નયમાર્ગથી ભ્રષ્ટ બને છે અને તેમનું જ્ઞાન કલેશમય બને છે અને આવા આગ્રહના વશથી અજ્ઞાનથી કે અપેક્ષા ભેદથી જુદા જુદા ધર્મના ફાટાઓ બનવા સભવ છે એટલે જાણેલા પદાર્થના એક ધર્મનુ જ્ઞાન તે નય એટલે અભિપ્રાયભેદોને પૃથક્કરણુ કરનાર શાસ્ત્ર તે **નયશાસ્ત્ર** છે

તત્વ—તત્વ એટલે અસાધારણુ સ્વરૂપ તત્વનો અર્થ પદાર્થ લઇએ તો પ્રમાણુ નય ને પદાર્થ એ ત્રણુને માટે આ શાસ્ત્ર શરૂ કરીએ છીએ એમ બરાબર ઘટી શકે

પરંતુ પ્રમાણુ કે નય પદાર્થરૂપ પ્રમેય ઉપરજ યોજવામા આવે છે કારણુકે તેના વિના તે ઘટી શકે નહિ માટે તત્વનો અર્થ પદાર્થ એવો ન લઇ શકાય

**શાસ્ત્રના પ્રકાર**—શાસ્ત્રના બે પ્રકાર છે એક અર્થ સબધી અને બીજુ શબ્દ સબધી અર્થબોધ ઉચ્ચારણુ કરતો નથી તેનું ભાન તો હૃદયગતજ હોય છે અર્થાત તેનું બીજુ નામ અતરશાસ્ત્ર શબ્દ તેબહિર્શાસ્ત્ર અને જે અન્તર્શાસ્ત્ર નું કારણુ છે કારણુ કે પ્રથમ શબ્દ બોલાય છે અને ત્યાર-બાદ અર્થબોધ થાય છે આ બહિ શાસ્ત્રજ અહિ પ્રારભાય છે અને શબ્દરૂપ બહિ.શાસ્ત્ર તેજ આ ગ્રથનું મૂખ્ય પ્રયોજન છે

**પ્રયોજનના પ્રકાર**—પ્રયોજન બે પ્રકારનું છે કર્તાનુ ને શ્રોતાનુ ગ્રથકારનુ પ્રયોજન (प्रमाणनयतत्त्व व्यवस्थापन) પ્રમાણુ ને નયનું વ્યવસ્થાપન. શ્રોતાનુ પ્રયોજન તે પ્રમાણને

નયના નિશ્ચયની ઇચ્છા આ બન્ને પ્રયોજન કર્તા અને શ્રોતા બન્નેને ઇષ્ટ છે

અભિધેય અને સબંધ—પ્રમાણ અને નયનુ સ્વરૂપ એ આ શાસ્ત્રનુ અભિધેય છે તે વાત 'પ્રમાણનયતત્ત્વ' એ શબ્દથી સ્પષ્ટ જણાય છે અભિધેયની સાથે શબ્દનો વાચ્ય વાચક સબંધ છે તે તો સ્પષ્ટજ છે

'પ્રમાણનયતત્ત્વ' એ શબ્દથી પ્રયોજન અને અભિધેય બન્ને કહેવાય છે આ રીતે પહેલા સૂત્રમા મગળ અને બી જામા અભિધેય પ્રયોજન અને સબધરૂપ અનુબધ ચતુષ્ટય કહ્યુ

પ્રમાણની વ્યાખ્યા —

स्वपरव्यवसायि ज्ञान प्रमाणम् ॥२॥

અર્થ —પોતાના સ્વરૂપનુ ને પરપદાર્થનુ નિશ્ચય કરાવનારૂ એક જાતનું જ્ઞાન તે પ્રમાણ

વિશેષાર્થ—દરેક દર્શનકારો પ્રમાણ માને છે છતા તેનુ લક્ષણ દરેક દર્શનકાર જુદી જુદી રીતે માને છે છતા દરેકને પોતાને જાણનારૂ ને પરને જણાવનારૂ જ્ઞાન તે લક્ષણ સ્વીકાર્યા સિવાય છુટકો નથી.

આ સૂત્ર પ્રમાણનુ સ્વરૂપ બતાવે છે

દરેક માણસ કોઈપણ પદાર્થનુ જ્ઞાન મેળવે તે પહેલા તેણે તે પદાર્થનુ સ્વરૂપ જાણવુ જોઇએ અને જો તેણે તે પદાર્થનુ વાસ્તવિક સ્વરૂપ જાણ્યુ ન હોય તો તે પદાર્થ વિષ યક તેનુ ઉંડુ જ્ઞાન પણ વાસ્તવિક ન થાય તેવીજ રીતે જુદ

જુદા તત્વગવેષક પુરુષોએ પોત પોતાની બુદ્ધિ અનુસારે પ્રથમ પ્રમાણનું વાસ્તવિક સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે તે સર્વ સ્વરૂપોનુ એકીકરણ કરી ગ્રંથકારે પ્રમાણની જેવી પ્રવૃતિ હોય તે પ્રમાણે તેનુ સ્વરૂપ બતાવ્યું છે

કયા કયા તત્વગવેષક પુરૂષો પોતાના (આચાર્યના આપેલા) સ્વરૂપથી કયા જુદા પડે છે અને કઇ માન્યતાથી જુદા પડે છે આ સર્વ વિચાર કર્યા શીવાય પ્રમાણનુ શુદ્ધ સ્વરૂપ ન બની શકે માટે પોતે પ્રમાણના સ્વરૂપમા મુકેલા દરેક શબ્દની સાર્થકતા કઇ રીતે છે તે જણાવે છે

જેઓ જ્ઞાનને પોતાનેજ જણાવનારૂ માને છે અને જેઓ પરનેજ જણાવનારૂ માને છે તે બન્ને માટે स्व અને पर શબ્દ મુકી જણાવ્યુ કે બન્નેને જણાવનાર તે પ્રમાણ અને જે પ્રમાણને જાણતા નથી તેના અવ્યુત્પન્ન માણસને માટે 'प्रमाण' શબ્દ વિધેય છે જેઓ પ્રમાણ અને પ્રમેય બન્નેને ઓળવે છે તેને માટે આખુ આ સૂત્ર મુકી જણાવ્યું કે પ્રમાણ અને પ્રમેય બન્ને છે

**સ્વની સાર્થકતા**—જેઓ પ્રમાણ પરનેજ જાણે છે પરતુ પોતાના સ્વરૂપને નથી જાણતુ તેઓને જણાવ્યું કે પ્રમાણ પોતાને અને પર પદાર્થ બન્નેને જાણે છે

**પરપદની સાર્થકતા**—જેઓ સ્પષ્ટ જણાતા એવા પદાર્થને ઓળવીને જ્ઞાનાદ્વૈતવાદને સ્વીકારે છે તેઓને જણાવ્યું કે સ્પષ્ટ જણાતા એવા પદાર્થનો પણ નિશ્ચય આ જ્ઞાનદ્વારા થાય છે કેવળ જ્ઞાનજ છે એમ નહિ

વ્યવસાયિપદની સાર્થકતા—સંશય, વિપર્યય અને અનધ્યવસાય પ્રમાણ ન બની શકે તેમજ નિર્વિકલ્પક જ્ઞાનને પ્રમાણ માનનાર બૌદ્ધમતને દુર કરવા નિશ્ચયવાળુ (વ્યવસાયિ) એ પદ મુકી જણાવ્યું કે નિશ્ચયવાળુ હોય તેજ પ્રમાણ છે

જ્ઞાનપદની સાર્થકતા—વસ્તુનુ પ્રધાનતાએ વિશેષનુ જાણવુ તે જ્ઞાન

આથી જૈનદર્શન સંમત સત્તામાત્ર ગોચર દર્શન અને નૈયાયિક સંમત ઇંદ્રિય અને અર્થના સંબંધ રૂપ સન્નિકર્ષ અને અજ્ઞાન તેના નિરાકરણ માટે 'જ્ઞાન' પદ મુકયુ,

સૂત્રની સાર્થકતા—પ્રમાણની વ્યાખ્યા જેઓ अर्थोपलब्धि हेतु प्रमाणम विगेरे માને છે, તે બરાબર નથી તે જણાવવા માટે મુકેલ છે

એટલે દરેક શબ્દની સાર્થકતા જણાવી.

स्वपरव्यवसायि ज्ञान प्रमाणम् આમા જ્ઞાન શબ્દની ત્રણ સૂત્રો દ્વારા સાર્થકતા જણાવે છે—

अभिमतानभिमतवस्तुस्वीकारतिरस्कार
क्षमहि प्रमाणमतो ज्ञान मेवेदमिति ॥२॥

અર્થ—ઇષ્ટ વસ્તુનો સ્વીકાર અને અનિષ્ટ વસ્તુન ત્યાગમા સમર્થ પ્રમાણ છે એથી એક જાતનુ જ્ઞાનજ પ્રમાણ છે

ઇષ્ટ વસ્તુનો સ્વીકાર'—દરેક પ્રાણી માત્રની પ્રવૃ ખની ઇચ્છાએ હોય છે ગ્રાહ્ય વસ્તુ તે ઇષ્ટ વસ્તુ તે

બે પ્રકાર મૂખ્યને ગૌણ દરેકને સુખ એ મૂખ્યપણે ગ્રાહ્ય હોય છે અને સુખના કારણ પૈસો સતાન વિગેરે ગૌણ અભિમત છે

**અનિષ્ટ વસ્તુનો તિરસ્કાર** –દરેક માણસને અનભિમત વસ્તુ ત્યાજ્ય હોય છે તના બે પ્રકાર મૂખ્ય ને ગૌણ દરેકને દુખ અનિષ્ટ હોય છે અને તેથીજ તે ત્યાજ્ય હોય છે ને તેથી દુખ મૂખ્ય અનભિમત છે દુખના કારણ કટક, નિર્ધન પણુ એ ગૌણ અનભિમત છે

એટલે અભિમતને પમાડનાર અને અનભિમત ને તજાવનાર તે પ્રમાણ ઉપલક્ષણથી બન્નેથી જુદો જે પદાર્થ તે ઉપેક્ષણીયની ઉપેક્ષામા સમર્થ તે પણ **પ્રમાણ**

આથી સનિકર્ષ અને અજ્ઞાન પ્રમાણની મર્યાદામા સાધી શકાશે નહિ તેટલા માટે જ્ઞાનજ પ્રમાણ વશે પ્રમાણ જ્ઞાનજ છે કારણ કે અભિમતનો સ્વીકાર અનભિમતનો તિરસ્કારને ઉપેક્ષણીયની ઉપેક્ષામા સમર્થ હોવાથી તેજ બની શકે છે

નૈયાયિકો પદાર્થ અને ઇન્દ્રિયના સયોગ રૂપ સનિકર્ષને પ્રમાણ માને છે તે બાબત ઉપર ગ્રથકાર કહે છે કે પ્રમાણ જ્ઞાનરૂપ છે સનિકર્ષાદિક અજ્ઞાન પ્રમાણ ન થઇ શકે તે બાબત યુક્તિથી સિદ્ધ કરે છે —

**न वै सन्निकर्षादेरज्ञानस्य प्रामाण्युमुपपन्न तस्यार्थान्तरस्येव स्वार्थव्यवसितौ साधकतमत्वात् ॥४॥**

**અર્થ**–અજ્ઞાનરૂપ સનિકર્ષનું પ્રમાણપણું વ્યાજબી નથી કારણ કે તે અજ્ઞાન સ્વરૂપ ઘટાદિ પદાર્થની પેઠે પોતાના

અને પરના નિશ્ચયમા સાધકતમ નથી ને તે ન હોવાથી સન્નિકર્ષ પ્રમાણ તરીકે વ્યાજબી નથી

વિશેષાર્થ—ઘટપટ વિગેરે પદાર્થ અજ્ઞાન રૂપ છે તેનું પોતાના ને પરના નિશ્ચયમા સાધકતમપણું નથી તેજ રીતે ઇંદ્રિય ને અર્થના સયોગરૂપ સન્નિકર્ષ પણ પોતાના અને પરના નિશ્ચયમા સાધકતમ નથી અને સાધકતમ નહિ હોવાથી સનિકર્ષ પ્રમાણ નથી થઇ શકતો. જે કાર્યમા અત્યત ઉપકારી કારણ હોય તેને સાધકતમ કહે છે

સન્નિકર્ષ પ્રમાણ ન બને તેજ વાત ફરી યુક્તિથી સિદ્ધ કરે છે –

नखल्वस्य स्वनिर्णीतौ करणत्व स्तम्भादेरिवाचेतनत्वात् नाप्यर्थनिश्चितौ स्व निश्चितावकरणस्य कुम्भादेरिव तत्राप्यकरण त्वात ॥ ५ ॥

અર્થ—આ સન્નિકર્ષનુ પોતાના નિર્ણયમા કરણ પણું નથી કારણ કે સ્તભ વિગેરેની પેઠે અચેતન હોવાથી તેમજ પદાર્થના નિશ્ચયમા પણ કરણ નથી કારણ કે જે પોતાના નિશ્ચયમા કુમ્ભ વિગેરેની પેઠે અકરણરૂપ હોય છે તે પદાર્થમા પણ અકરણ હોય છે

આ સનિકર્ષ પોતાના નિર્ણયમા કારણ નથી એટલે સનિકર્ષ પ્રમાણ ન બની શકે

પહેલા સૂત્રમા આપેલા 'વ્યવસાયિ' પદની સાર્થકતા સાબિત કરે છે—

तद् व्यवसायस्वभावम्, समारोपपरिपन्थित्वात् प्रमाणत्वाद् वा ॥ ६ ॥

અર્થ–તે જ્ઞાન સમારોપનુ વિરોધી હોવાથી ને પ્રમાણ-પણાના સ્વભાવવાળુ હોવાથી નિશ્ચયાત્મક સ્વભાવવાળુ છે

વિશેષાર્થ–જૈનો ૫ ચ અવયવવાળા પ્રયોગની મૂખ્યતા રાખતા નથી તેઓ 'पक्षहेतुवचनात्मक परार्थमनुमानम-मुपचारात्' એ સૂત્રથી પક્ષ અને હેતુ એ બેથીજ અનુમાન થાય તેમ અહિં तद् व्यवसाय स्वभाव' એ પદ પક્ષને જણાવે છે અને'समारोपपरिपन्थित्वात्'અને प्रमाणत्वात्' એ બે પદ જુદા જુદા હેતુ જણાવે છે એટલે પ્રમાણ મ શય વિપર્યય અને અનધ્યવસાય રૂપ સમારોપથી વિપરીત હોવાથી નિશ્ચય સ્વભાવવાળુ છે તેમજ પ્રમાણપણું હોવાથી–વસ્તુનુ નિશ્ચય પણું હોવાથી નિશ્ચય સ્વભાવવાળુ છે એમ બન્ને હેતુઓ એકજ વાત સિદ્ધ કરે છે

અહિંઆ બૌદ્ધો નિર્વિકલ્પક પ્રત્યક્ષ માને છે તે વાત સિદ્ધ નથી કારણ કે માણસ માત્રની પ્રવૃત્તિ તે તે વસ્તુના નિશ્ચય સિવાય થઈ શકે નહિ ને જો નિશ્ચય વિના પણ પ્રવૃત્તિ માનીએ તો ગમે તેમા પ્રવૃત્તિ થઇ જવા સ ભવ છે માટે નિર્વિકલ્પક જ્ઞાન સિદ્ધ થતુ નથી

સમારોપની વ્યાખ્યા—

अतस्मिंस्तदध्यवसाय· समारोपः ॥ ७ ॥

અર્થ—જે વસ્તુ તેવા પ્રકારની ન હોય તેમા તે પ્રકારનો નિર્ણય તે સમારોપ

આપણને જે જાતનુ જ્ઞાન થાય તે રીતે જો તે વસ્તુ ન હોય–પણ બીજી રીતે હોય–તો તે જ્ઞાનનું નામ સમારોપ કહેવાય છે

સમારોપ જ્ઞાનના ભેદ —

सविपर्ययसंशयानध्यवसायभेदात् त्रेधा ॥ ८ ॥

અર્થ—તે (સમારોપ) વિપર્યય, સંશયને અનધ્યવસાય એવા ભેદે કરીને ત્રણ પ્રકારનો છે હવે અનુક્રમે વિપર્યય સંશય, ને અનધ્યવસાયનું સ્વરૂપ દેખાડવું જોઇએ

પ્રથમ વિપર્યય દેખાડે છે—

विपरीतैककोटिनिष्टङ्कनं विपर्ययः ॥९॥

यथा-"शुक्तिकायामिदं रजतमिति ॥१०॥

અર્થ-જુદી રીતે રહેલા એક કોટિનો-વસ્તુના એક અંશનો-નિશ્ચય તે વિપર્યય ૯

જેમકે છીપમાં આ ચાંદી છે એવું જ્ઞાન તે વિપર્યય ૧૦

ચાંદી રૂપે નહિં એવી છીપમાં રૂપું છે એવું જે પ્રત્યક્ષ જ્ઞાન થાય તે પ્રત્યક્ષ વિપર્યય આ સૂત્ર ઉદાહરણ સૂત્ર છે તેથી બીજા તેને અનુસરતા પીળો શંખ વિગેરે જ્ઞાનો પણ પ્રત્યક્ષ વિપર્યય કહેવાય તેજ પ્રમાણે ધૂળના ગોટને ભ્રાન્તિથી ધૂમાડો માની જે અગ્નિનું જ્ઞાન કરવામાં આવે તે અનુમાન વિપર્યય તેજ પ્રમાણે બીજા પ્રમાણોનો પણ વિપર્યય થઇ શકે

સંશય સ્વરૂપ —

साधकबाधकप्रमाणाभावादनवस्थितानेककोटिसंस्पर्शिज्ञानं संशयः ॥ ११ ॥

અર્થ—સાધક કે બાધક પ્રમાણના અભાવથી અનિશ્ચિત અનેક કોટિને-વસ્તુના અનેક અંશને સ્પર્શનારૂં જ્ઞાન તે સંશય

વિશેષાર્થ-પદાર્થ માત્રમા અનેક ધર્મ હોય છે પરતુ પદાર્થનો વ્યપદેશ કોઈપણ એક વિશિષ્ટ ધર્મ દ્વારા થાય છે જે પદાર્થના કોઇપણ એક વિશિષ્ટ અશને સાધક પ્રમાણ પણ ન હોય અને બાધક પ્રમાણ પણ ન હોય તેથી તેના અનેક અશને જ્ઞાન સ્પર્શે તે સશય સાધક હોય તો વિધિરૂપ નિશ્ચય થાય અને બાધક હોય તો નિષેધરૂપ નિશ્ચય થાય તે બેના ન હોવાથી સશય થાય છે

સશયનુ ઉદાહરણ —

यथाऽय स्थाणुर्वा पुरुषोवा ॥१२॥

અર્થ—જેમકે આ સ્થાણુ—સ્તભ છે કે પુરુષ છે

વિશેષાર્થ-રાત્રિ ઉઠેલ માણસ સામે સ્તબ્ધ ઉભા રહેલ માણસને જોઈ વિચારે કે આ થાભલો હશે કે પુરુષ, કારણ કે તેને હજી એમાથી એકને સાધક કે નિષેધક જ્ઞાન થયું નથી આ સશય પ્રત્યક્ષ સબધી છે તેવાજ પરોક્ષ વિષય પણ સશય થાય જેમકે, શીગડુ માત્ર દેખવાથી વિચારે કે ગાય હશે કે ગવય તે પરોક્ષ વિષયક સશય છે

અનધ્યવસાય સ્વરૂપ

किमित्या लोचनमात्रमनध्यवसाय ॥१३॥

અર્થ—'કઇક' એ શબ્દથી જણાતુ આલોચન-સામાન્યજ્ઞાન માત્ર તે અનધ્યવસાય

વિશેષાર્થ—આ વાસ્તવિક રીતે સમારોપ નથી કારણ કે આમા વિપરીત ભાન થતુ નથી પરતુ આમા સ્પષ્ટ નિશ્ચિત જ્ઞાન નહિ થતુ હોવાથી તેને ઉપચારથી સમારોપ કહેલ છે કારણ

કે સમારોપનું નિમિત્ત 'યથાર્થ' ભાન ન થવું' તે અહિં છે માટે ઉપચારથી સમારોપ છે

આ સંશય વિપર્યય અને અનધ્યવસાય ત્રણે જ્ઞાન નથી, કારણ કે તેમનામાં સ્વપરનો નિશ્ચય નથી તેથી આમાં જ્ઞાનનું સ્વરૂપ બરાબર ઘટી શકતું નથી માટે પ્રમાણ ન થઈ શકે

તે પ્રકારની વસ્તુ ન હોય તેમાં તેવા પ્રકારનું ભાન તેને સમારોપ કહે છે આ લક્ષણ વિપર્યયમાં તો જરૂર છે અને તે સ્પષ્ટ જણાય છે જ્યારે સંશયમાં પણ પુરૂષ વિગેરે પદાર્થો જે વાસ્તવિક છે તેની અંદર તેથી વિપરીત અનેક અનિશ્ચિત કોટીઓનું ભાન કરવામાં આવે છે એટલા માટે તેમાં પણ સમારોપ લક્ષણ તો જરૂર રહેલ છે આજ પ્રમાણે અનધ્યવસાયમાં પણ વસ્તુનો યથાર્થ બોધ હોય તે પ્રકારે બોધ નિશ્ચિત ન થતો હોવાથી સમારોપ છે

સમારોપમાં પેટા વિભાગ તરીકે રહેલા વિપર્યયમાં એક વિપરીત કોટિનો નિશ્ચય હોય છે જ્યારે સંશય અને અનધ્યવસાય બન્નેમાં એકે કોટીનો નિશ્ચય નથી છતા બન્ને જુદા હોવાનું એમ જ કારણ છે કે સંશય અનેક કોટિને સ્પર્શનાર છે જ્યારે અનધ્યવસાય સર્વથા એકે કોટિને સ્પર્શનાર નથી

આ રીતે આઠ સૂત્રોદ્વારા 'व्यवसायि' પદની જરૂર છે તે વાત સિદ્ધ કરી જો આ ન મુકવામાં આવ્યું હોત તો "स्वपरज्ञानं प्रमाणम्' એવું સૂત્ર બનાવવું પડત અને તેમ બનાવતા બૌદ્ધ સંમત દર્શન—નિર્વિકલ્પકજ્ઞાન અને પ્રભાકર

સમત વિપર્યય, સંશય અને અનધ્યવસાય વિગેરે પ્રમાણો બની જાત. અને પ્રમાણદ્વારા ઇષ્ટની પ્રવૃતિ ને અનિષ્ટની નિવૃતિ જે થાય છે તે આ પ્રમાણો દ્વારા નહિં બની શકે માટે વ્યવસાયિ પદની ખાસ જરૂર છે, ને એ નિશ્ચય વિના પણ માણસ ઇષ્ટ કે અનિષ્ટમા પ્રવર્તે તો જગતનો વ્યવહાર નભી ન શકે

અનધ્યવસાય ઉદાહરણ —

यथागच्छत्तृणस्पर्शे ज्ञानम् ॥ १४ ॥

અર્થ—જેમકે કોઈ સ્થળે જનારને ઘાસના સ્પર્શનું જ્ઞાન તે અનધ્યવસાય

વિશેષાર્થ—જનાર જ્ઞાતાને બીજી જગ્યાએ ચિત્ત રક્ત હોવાથી આવી જાતની આ નામવાળી એ વસ્તુ જોઈ એવુ ભાન ન થાય પરંતુ કાંઇક મે જોયું એવુ જે ભાન તે પ્રત્યક્ષ વિષયક અનધ્યવસાય જાણવો તેવીજ રીતે પરોક્ષ વિષયક પણ અનધ્યવસાય પણ થઇ શકે જેમકે, ગળે ગોદડી માત્ર દેખવાથી નાલિકેરદ્વીપ વાસી વિચારે કે કયું પ્રાણી હશે તે પરોક્ષ વિષયક અનધ્યવસાય જાણવો આ રીતે પ્રમાણના સૂત્રમા મુકેલા 'व्यवसायि' પદની સાર્થકતા જણાવી સિદ્ધ કર્યું છે સૌગતસમત વિપરીતજ્ઞાન, અને બૌદ્ધસમત નિર્વિકલ્પકજ્ઞાન પ્રમાણ ન બની શકે

પ્રમાણની વ્યાખ્યામા આવેલા 'पर' પદની સાર્થકતા—

ज्ञानादन्योऽर्थः परः ॥ १५ ॥

અર્થ—જ્ઞાન થકી બીજો પદાર્થ તે પર.

વિશેષાર્થ—જેઓ જ્ઞાન સિવાય કોઈપણ પદાર્થ નથી માનતા તેને તેઓ જણાવે છે કે જ્ઞાન સિવાય જે જે વસ્તુ જણાય છે તે બધી પર છે, કેટલાક લોકો જ્ઞાનાદ્વૈતજ સ્વીકાર છે તેને માટે કહે છે કે જ્ઞાન કોઈપણ વસ્તુનો વિષય કરનાર હોવુ જોઈએ, અને જે પોતાના સ્વરૂપ સિવાય જે જે પદાર્થોને તે વિષય કરે છે તે પર છે જો કોઈ પણ જગતમા પદાર્થ નથી અને કેવળ જ્ઞાનજ છે એમ માનીએ તો મા લાસની શુભાશુભમા પ્રવૃત્તિ, ક્રિયાનુષ્ઠાન, ઉચ્ચનીચ્ચનો વ્યવહાર વિગેરે ઘટી ન શકે અને જો 'પર' શબ્દ ન માનવામા આવે તો 'स्व परव्यवसायि ज्ञान प्रमाणम्' એવુ સૂત્ર બને અને પ્રત્યક્ષ દેખાતા જ્ઞાનથી સાધવા યોગ્ય વસ્તુનો અભાવ સિદ્ધ થતા જ્ઞાન નિષ્ક્રિય બને માટે જ્ઞાન જે બાહ્ય પદાર્થોને સાધે છે તે પર છે આ જ્ઞાન પોતાના સ્વરૂપને અને પદાર્થ બન્નેને સાધનુ નજરે પડે છ માટે જ્ઞાન સ્વ અને પર નિશ્ચાયક છે

પ્રમાણની વ્યાખ્યામા આવેલા 'स्व व्यवसायि' પદની સાર્થકતા–

स्वस्यव्यवसाय स्वाभिमुख्येन प्रकाशनम्, बाह्यस्येव तदाभिमुख्येन, करिकलभकमहमात्मना जानामि ॥ १६ ॥

અર્થ—જેમ બાહ્ય પદાર્થોના અનુભવવડે જે જ્ઞાન થાય તે બાહ્ય નિશ્ચય. તેજ પ્રમાણે પોતાની તરફના અનુભવવડે આતર પ્રકાશ થાય તેને સ્વ નિશ્ચય કહે છે—જેમકે હાથીના બચ્ચાને હુ આત્માવડે જાણુ છુ

વિશેષાર્થ—જેઓ એમ માને છે કે જ્ઞાન પોતાને નથી જાણતુ પરતુ પરને જાણે છે કારણ કે જ્ઞાન આત્મા રૂપ છે

ને જ્ઞાન પોતાને જાણે તો સક્રિય થાય પરંતુ આત્મામા ક્રિયાનો વિરોધ છે તેને જણાવ્યું કે જેમ આપણે ઘટ વિગેરે પદાર્થના જ્ઞાનમા ઘટ વિગેરેને સાધ્ય રાખી તેની સન્મુખતાએ ભાન કરીએ છીએ તેમ જ્ઞાનને પોતાને સાધ્ય રાખી તેની સન્મુખતાએ આપણને ભાન થાય છે 'હાથીના બચ્ચાને હુ આત્માવડે જાણું છુ' તેમા આત્માવડે જાણું છુ તે જ્ઞાન સ્વવ્યવસાયિ છે

જ્ઞાન સ્વનિશ્ચય વાળુજ છે તે વાત ફરી દૃષ્ટાન્ત આપી સાબીત કરે છે—

कः खलु ज्ञानस्यालम्बनं बाह्यं प्रतिभातमभिमन्यमान-स्तदपि तत्प्रकारं नाभिमन्येत मिहिरालोकवत् ॥१७॥

અર્થ—જેમ ગિરિ નગર વિગેરે સૂર્યના પ્રકાશના વિષય છે ને તેથી તેઓ છે એમ જ્ઞાત માનનાર પુરૂષ સૂર્યના પ્રકાશને પણ જ્ઞાત માને છે તેવી રીતે કયો પુરૂષ જ્ઞાનના બાહ્ય વિષય ઘટ વિગેરેને પ્રતિભાત માન્યા છતા જ્ઞાનને તે પ્રકારનું પ્રતિભાત ન માને ?

વિશેષાર્થ—જે પદાર્થ બીજાને જણાવે છે તે પદાર્થ જરૂર પોતાને પણ જણાવે છે સૂર્યનો પ્રકાશ પરને જણાવે છે ને પોતાને પણ જણાવે છે તેવીજ રીતે જ્ઞાન પણ પોતાને અને પરને જણાવે છે જે જે પદાર્થો જગતમા આપણે સ્થૂળ દૃષ્ટિએ જોઇએ છીએ તે પણ પોતાને જણાવ્યા સિવાય પરને જણાવતા નથી તો આ જ્ઞાન પોતાના સ્વરૂપને ન જાણે તો પછી પરને કઇ રીતે જણાવી શકે જો આપણે જ્ઞાન સ્વને નથી જાણતુ એમ મા-

નીએ તો 'परव्यवसायि ज्ञान प्रमाणम्' એવુ અનિષ્ટ સૂત્ર બને અને જે જ્ઞાનના પેટા ભેદો વિગેરે પડે છે તે બધુ નિષ્ફળ થાય પ તુ તેમ બનતુ નથી માટે જ્ઞાન પોતાને અને પર બન્નેને જાણે છે

પ્રમાણના લક્ષણમા આવેલા स्व पर, व्यवसायि ज्ञान વિગેરેની સાર્થકતા સૂત્રોદ્વારા સમજાવી. હવે પ્રમાણના પ્રામાણ્ય સ્વરૂપ ધર્મને જણાવે છે—

ज्ञानस्य प्रमेयाव्यभिचारित्व प्रामाण्यम् ॥१८॥

અર્થ—પ્રમેય જ ઘટ પટાદિ પદાર્થ તેની સાથે જ્ઞાનનું અ યભિચા પણું-નિયત સાથે રહેવુ તે પ્રમાણનુ પ્રામણ્ય છે

તેમ જ અપ્રામાણ્ય પણ જણાવે છે–

तदितरत्त्वमप्रामाण्यम् ॥ १९ ॥

અર્થ—પ્રમેય ઘટાદિ અર્થ તેની સાથે જ્ઞાનનું વ્યભિ ચારપણું એટલે જ્ઞાનનું અનિયત સાથે રહેવુ તે અપ્રમાણ્ય છે

વિશેષાર્થ-પ્રમેય બે પ્રકારના છે એક સ્વરૂપ અને બીજુ પર રૂપ છે તેમા જ્ઞાનના પોતાના સ્વરૂપમા વ્યભિચાર હોયજ નહિ પ તુ વ્યભિચા તો માત્ર પરને વિષેજ જાણવો.

તેથી સર્વ જ્ઞાન પોતાની અપેક્ષાએ પ્રમાણ છે અને બાહ્ય પદાર્થની અપેક્ષાએ પ્રમાણ પણ છે અને અપ્રમાણ પણ છે

પ્રામાણ્યાપ્રામાણ્યની ઉત્પત્તિ અને જ્ઞપ્તિની પદ્ધતિ—

तदुभयमुत्पत्तौ परत एव ज्ञप्तौतु स्वतः परतश्च ॥ २० ॥

**અર્થ** —જ્ઞાનનિષ્ઠ પ્રમાણ્ય અને અપ્રમાણ્ય બન્ને ઉત્પત્તિમા તો પરથી થાય છે અને નિશ્ચયમા પરથી અને સ્વથી થાય છે

**વિશેષાર્થ**—પ્રામાણ્ય અને અપ્રમાણ્ય એ બન્ને ઉત્પન્ન થતા તો જ્ઞાનના કારણની અંદર રહેલા ગુણ અને દોષો જોઇને પરથી હોય છે પરતુ જો અભ્યાસદશા હોય તો આજ્ઞપ્તિ-જ્ઞાન પદાર્થ સાથે વ્યભિચારિ છે કે અવ્યભિચારી છે એ પ્રમાણે અપ્રામાણ્ય કે પ્રમાણ્યનો નિશ્ચયવિધાયક કે નિષેધક જ્ઞાનની અપેક્ષા વિના ઉત્પન્ન થતુ સ્વથીજ થાય છે પરતુ અનભ્યાસદશા હોય તો પરની અપેક્ષાથી પ્રામાણ્ય અપ્રમાણ્ય નિશ્ચય થાય છે ત્યારે પરત કહેવાય છે

મીમાસકો પ્રમાણોમા પ્રમાણ્યની ઉત્પત્તિ સ્વથીજ માને છે તેઓ તેની પુષ્ટિમા જણાવે છે કે જ્ઞાન સામાન્યની ઉત્પત્તિમા જે સામગ્રીની જરૂર રહે છે તેથી કાઈ નવીન સામગ્રી પ્રમાણના પ્રામાણ્યમા અપેક્ષિત નહિ હોવાથી પ્રમાણોનુ પ્રમાણ્ય સ્વથીજ છે અને અપ્રામાણ્ય ઉત્પત્તિ તો જૈનોની પેઠે તેઓ પણ પરત સ્વીકારે છે

જૈનો પ્રમાણોના પ્રમાણ્યની ઉત્પત્તિ પરથીજ માને છે તેઓ મીમાસકોને ઉત્તર આપતા જણાવે છે કે "સશય વિગેરે મિથ્યાજ્ઞાનોમા અને સત્ય જ્ઞાનોમા પણ જ્ઞાન સામાન્ય સામગ્રી તો જરૂર છે છતા તે મિથ્યાજ્ઞાનો અપ્રમાણ છે અને સત્યજ્ઞાનો પ્રમાણ છે એટલે સિદ્ધ થાય છે કે સાચા અને ખોટા બન્ને જ્ઞાનોમા જ્ઞાન સામગ્રી તો સરખી હોય છે છતા સશય વિગેરે જ્ઞાનોમા બીજા દોષો દ્વારા તે અપ્રમાણ ઉત્પન્ન થાય છે

તે વાત મીમાસકો સ્વીકારે છે તેજ પ્રમાણે તેઓએ જ્ઞાન સા મગ્રી સિવાય બીજા પણ અપ્રમાણની પેઠે પ્રમાણતાને ઉત્પાદક કારણો માનવા જોઇએ અને તે સ્પષ્ટતા વિગેરે ગુણો હોઈ શકે એટલે પ્રમાણોની પ્રમાણ્યની ઉત્પત્તિપરથીજ છે તે સિદ્ધ થાય છે

પ્રમાણના પ્રમાણ્ય અને અપ્રામણ્યની જ્ઞપ્તિ તો અભ્યાસદશામા સ્વથી અને અનાભ્યાસદશામા પરથી થાય છે જે વસ્તુ વારવાર પરિચિત હોય તેને અભ્યાસ દશા કહેવામા આવે છે ને જેનો પરિચય વારવાર ન થાય તેને અનભ્યાસદશા કહેવામા આવે છે જે જે સામગ્રીદ્વારા જ્ઞાન ઉત્પન્ન થાય છે તેને તેજ સામગ્રીદ્વારા એ જ્ઞાનમા રહેનાર પ્રામાણ્યનું ભાન થાય તો તેને સ્વત કહેવામા આવે છે અને જ્યા આગળ જ્ઞાનને ઉત્પાદક કારણો સિવાય બીજા અધિક કારણો દ્વારા પ્રામાણ્યનું જ્ઞાન થાય તેને પરત કહેવામા આવે છે

દાખલા તરીકે વારવાર પરિચિત એવા જળના સ્વરૂપનું જ્ઞાન થાય તેજ વખતે તેની અદર રહેલા પ્રામાણ્યનું પણ જ્ઞાન થાય છે એટલે 'મને પાણીનું જ્ઞાન થયું છે' તેજ વખતે આ મારૂ જ્ઞાન સાચુ છે તે પ્રામાણ્ય પણ તરતજ જણાય છે જો તરતજ પ્રામાણ્ય ન માનીએ તો માણસની પ્રવૃત્તિ તે જાણતાની સાથે તેમા થાય છે તે ન થવી જોઇએ અનભ્યાસદશામાતો 'મને પાણીનું જ્ઞાન થયુ' એ પ્રમાણે નિર્ણય થયા છતા પણ તેની અદર રહેલા પ્રામાણ્યનો [illegible] બીજા કારણો દ્વારાજ થાય છે અને જો તેમ ન

માનીએ તો જ્ઞાન થયા પછી પણ તેમા ઘણીવાર જુદી જુદી જાતની શકાઓ થાય છે તે ન થવી જોઇએ પરતુ જળ જ્ઞાન થયા પછી પણ આ જેને હુ જળ માનુ છુ તે જળ છે કે મૃગતૃષ્ણિકા છે વિગેરે સન્દેહ થાય છે, અને તે સન્દેહ ઠડો પવન વિગેરે બાહ્ય કારણો દ્વારા દૂર થવાથી જળનો નિશ્ચય કરી માણસ જળની પ્રવૃતિમા પ્રવર્તે છે તે પરત પ્રમાણ્ય છે

તેજ પ્રમાણે સગ્ખાવો પ્રમાણપરીક્ષા

प्रमाणादिष्टससिद्धिरन्यथातिप्रसगतः
प्रमाण्य तु स्वतः सिद्धमभ्यासात्परतोऽन्यथा ॥

આ રીતે આખો પરિચ્છેદ स्वपर यवसायिज्ञान प्रमाणम् તેની વ્યાખ્યારૂપે છે ને આખાએ પરિચ્છેદમા એકેક શબ્દ ન મુકવાથી શો શો વાધો આવે તે વાત સ્પષ્ટ કરી પ્રમાણનુ સાર્વોપરિ શુદ્ધ અનુભૂત લક્ષણ આજ ઘટી શકે છે તે સૂત્રો દ્વારા સિદ્ધ કરી બતાવ્યુ

આ રીતે 'પોતાના સ્વરૂપને અને પરપદાર્થને જણાવનારૂ જ્ઞાન તે પ્રમાણ' આ લક્ષણ સપૂર્ણ પ્રત્યક્ષ અને પરોક્ષ ભેદોમા સમાયેલુ છે તેમજ અપ્રમાણ ઇદ્રિય વિગેરેમા આ લક્ષણ જરાપણ ઘટી શકતુ નથી આ રીતે આ તદ્દન શુદ્ધ લક્ષણ છે

---

## ॥ अथ द्वितीय परिच्छेद ॥

### બીજો પરિચ્છેદ

### પ્રત્યક્ષ પ્રમાણ વિચાર

પ્રમાણની સંખ્યા—

तद्द्विभेद प्रत्यक्ष च परोक्ष च ॥ १ ॥

અર્થ —તે પ્રમાણ પ્રત્યક્ષ અને પરોક્ષ એમબે ભેદે છે,

વિશેષાર્થ —દરેક પદાર્થમાત્રનુ વર્ણન લક્ષણ અને વિધાન દ્વારા થાય છે, તેમ પહેલા પરિચ્છેદમા પ્રમાણનું લક્ષણ બતાવ્યુ હવે તેના ભેદો બતાવે છે

પ્રત્યક્ષ —જે જ્ઞાન ઈંદ્રિ[1]યની આધીનતાથી ઉત્પન્ન થાય તે પ્રત્યક્ષ. આલક્ષણ સાવ્યવહારિક પ્રત્યક્ષને ઘટી શકે છે પરન્તુ પારમાર્થિક પ્રત્યક્ષની વ્યાખ્યા વખતે अक्ष નો અર્થ જીવ[2] લઈએ એટલે ઈંદ્રિય વિના જીવનીજ સાનિધ્યતાથી જે બોધ તે પ્રત્યક્ષ એમ લક્ષણ ઘટી શકે છે

આ સૂત્રમા બે चकार મુકવાથી જણાવ્યુ છે કે પ્રત્યક્ષ અને પરોક્ષ એ બન્નેમા પ્રામાણ્ય સરખુજ છે કારણ કે અભિમતનો સ્વીકાર અને અનભિમતનો તિરસ્કાર એ બન્ને

---

૧ ઇન્દ્રિયની આધીનતાથી જે ઉત્પન્ન થાય તે પ્રત્યક્ષ, આત ત્પુરુષ સમાસ છે અવ્યયીભાવ નથી

૨ જુઓ ન્યાયદીપીકા પૃષ્ટ ૪૨ 'अक्ष्णोति व्याप्नोति जानातीत्यक्ष आत्मा तन्मात्रापेक्षोत्पत्तिक प्रत्यक्षम्

જુઓ ન્યાયાવતાર પૃષ્ટ ૯૫ अक्षशब्दो जीवपर्यायस्ततश्चाक्ष प्रतिवर्तते इति प्रत्यक्षम्

ફળ પ્રત્યક્ષની જેમ પરોક્ષથી થતા દેખીએ છીએ

**પ્રમાણવિષયક અન્યની માન્યતા**[૩]—

૧ નાસ્તિકો—કેવળ એક પ્રત્યક્ષજ પ્રમાણ માને છે

૨ બૌદ્ધો—પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણ માને છે

૩ નૈયાયિકો—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન ને શાબ્દ ચાર માને છે

૪ મીમાસક—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ, ને અભાવ માને છે

૫ વૈશેષિક—પ્રત્યક્ષ, અનુમાનને શાબ્દ પ્રમાણ માને છે

આ બધા ભેદો વાસ્તવિક રીતે પ્રત્યક્ષ અને પરોક્ષમા સમાઇ જાય છે

જગતમા વસ્તુમાત્રનો બોધ બે રીતે થતો જોવાય છે એકમા વસ્તુનો યથાતથ્ય બોધ પરની અપેક્ષા વિના થાય છે જ્યારે બીજામા વસ્તુનો યથાતથ્ય અસ્પષ્ટ બોધ પરની અપેક્ષાદ્વારા કરવામા આવે છે આ બે શીવાય વસ્તુનો બોધ કોઇ ત્રીજી રીતે નથી થતો માટેજ તેના બીજા જુદા ભેદ પાડવામા નથી આવ્યા

પદાર્થમાત્રના જુદા જુદા ભેદો ત્યારેજ પાડવામા આવે કે દરેક ભેદોનું સ્વરૂપ કોઇપણ રીતે ખાસ વિશિષ્ટ એટલે

૩ चार्वाकोऽध्यक्षमेकं सुगतकणभुजौ सानुमानं सशाब्दं
तद्वैतं पारमर्षं सहितमुपमया तत्त्रयं चाक्षपादः ।
अर्थापत्त्या प्रभाकृद्वदति च निखिलं मन्यते भट्ट एतत्
साभावं द्वे प्रमाणे जिनपतिसमये स्पष्टतोऽस्पष्टतश्च ॥

ન્યાયકર્ણિકા ૫૮

જુદા પ્રકારનું હોય પરતુ અનુમાન, પ્રત્યભિજ્ઞાન વિગેરે દરેકમા પરોક્ષ લક્ષણુ સમાયેલુ હોવાથી તેના જુદા ભેદો પાડવામા નથી આવ્યા. પરતુ પરોક્ષ પ્રમાણમાજ સમાવવામા આવ્યા છે

પ્રત્યક્ષ પ્રમાણનુ લક્ષણ—

स्पष्टं प्रत्यक्षम् ॥ २ ॥

અર્થ—સ્પષ્ટજ્ઞાન તે પ્રત્યક્ષ. આ લક્ષણ અર્થ છે

વિશેષાર્થ—પરોક્ષ પ્રમાણમા થતો બોધ બીજાની અપેક્ષા રાખે છે માટે અસ્પષ્ટ છે જ્યારે પ્રત્યક્ષ પ્રમાણની નિર્મલતા આપણે કોઇપણ અપેક્ષા વિના સ્પષ્ટ અનુભવીએ છીએ માટે તે સ્પષ્ટ છે

કોઈ પણ બાળકને તેના પિતા શબ્દો દ્વારા અગ્નિનું ભાન કરાવે ત્યારે તેને અગ્નિની અમુક જાખી થાય છે ત્યારબાદ તેને બીજો પુરુષ ધુમાડો નીકળતો હોય તેનુ સ્થાન બતાવે ત્યારે તેને અગ્નિનું વિશિષ્ટ ભાન થાય છે અને છેવટે કોઈ ત્રીજો અગ્નિ સાક્ષાત્ લાવી તેની આગળ રજુ કરે ત્યારે તેને વિશેષ ભાન થાય છે આ ત્રણે જ્ઞાનોમા છેલ્લુ જ્ઞાન તેને સ્પષ્ટ અગ્નિનો બોધ કરાવે છે આ છેલ્લા બોધથી થયેલુ જ્ઞાન તેને તે તે વસ્તુમા સ્પષ્ટ દોરે છે

સ્પષ્ટત્વ નિરૂપણ—

अनुमानाद्याधिक्येन विशेषप्रकाशनं स्पष्टत्वम् ॥ ३ ॥

અર્થ—અનુમાન વિગેરે પ્રમાણોથી અધિકતા એ વિશેષ બોધ તે સ્પષ્ટત્વ

પ્રત્યક્ષના પ્રકાર.—

तद्द्विप्रकारं साव्यवहारिकं पारमार्थिकं च ॥ ४ ॥

**અર્થ**—તે પ્રત્યક્ષજ્ઞાન બે પ્રકારનું છે એક સાવ્યવહારિક અને બીજુ પારમાર્થિક

**વિશેષાર્થ**—'स्वपरव्यवसायि ज्ञानं प्रमाणम्' આ પ્રમાણનું સામાન્ય લક્ષણ જણાવ્યું હતુ પરતુ પ્રત્યક્ષના વિશેષ લક્ષણ માટે 'स्पष्टं प्रत्यक्षम्' સુધી પ્રત્યક્ષનું વિશેષ લક્ષણ કહ્યુ

આ સ્પષ્ટજ્ઞાનના પણ બે ભેદ થાય છે એક વ્યવહારયોગ્ય સ્પષ્ટજ્ઞાન થાય છે અને બીજુ તેનું યથાતથ્ય સ્વરૂપ બતાવનાર પારમાર્થિક પ્રત્યક્ષ થાય છે માટે સાવ્યવહારિક અને પારમાર્થિક એવા બે ભેદ પડે છે

આ સાવ્યવહારિક પ્રત્યક્ષ મતિજ્ઞાનનો એક પેટાવિભાગ છે અને જે મતિજ્ઞાનનું સ્વરૂપ, ઉમાસ્વાતિસ્વામીજી તત્ત્વાર્થમા 'मतिः स्मृतिः संज्ञा चिन्ताऽभिनिबोध इत्यनर्थान्तरम् सू १३' એ સૂત્ર દ્વારા દર્શાવે છે એમજ તેજ સૂત્રમા રહેલા मति શબ્દથી તેઓ જણાવે છે કે આની દ્વારા જગતનો પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ વ્યવહાર ચાલે છે માટે આ મતિજ્ઞાનજ સાવ્યવહારિક પ્રત્યક્ષ છે આ સાવ્યવહારિક પ્રત્યક્ષમા થોડી નિર્મલતા થાય છે માટે પ્રત્યક્ષ છે નહિ તર વસ્તુત પરોક્ષજ છે

સાવ્યવહારિક—ચક્ષુ વિગેરે બાહ્ય ઇંદ્રિયોની અપેક્ષાથી ઇષ્ટમા પ્રવૃતિરૂપ અને અનિષ્ટમા નિવૃતિરૂપ મુશ્કેલી વિના જેનાથી જ્ઞાન થાય તે સાવ્યવહારિક

પારમાર્થિક—ઇંદ્રિય કે મનની અપેક્ષા વિના આ
ત્માની સાનિધ્યથી જે જ્ઞાન થાય તે પારમાર્થિક
સાંવ્યવહારિકના ભેદ—

तत्राद्यं[4] द्विविधमिन्द्रियनिबन्धनमनिन्द्रियनिबन्धनं[5] च ॥५॥

અર્થ—તેમા પહેલુ સાંવ્યવહારિક જ્ઞાન તે બે પ્રકા
રનુ છે એક ઇંદ્રિયથી ઉત્પન્ન થનારૂ ને બીજુ અનિન્દ્રિયથી
(મનથી) ઉત્પન્ન થનારૂ છે

---

૪ સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય ઘ્રાણેન્દ્રિય ચક્ષુરેન્દ્રિય અને શ્રોતેન્દ્રિય એ પાચ ઇંદ્રિયો છે અને તે અનુક્રમે સ્પર્શ રસ ગન્ધ રૂપ અને શબ્દને ગ્રહણ કરનાર છે આ ઇન્દ્રિય દ્રવ્ય અને ભાવ એમ બે ભેદે છે દ્રવ્યેન્દ્રિય નામ કર્મના ઉદયના નિમિત્તવાળી છે અને ભાવેન્દ્રિય જ્ઞાનાવરણ દર્શનાવરણને વીર્યાન્તરાયના ક્ષયોપશમની અપેક્ષાવાળી છે માત્ર સ્પર્શેન્દ્રિય પૃથ્વી વનસ્પતિ વિગેરેને હોય છે સ્પર્શેન્દ્રિય અને રસેન્દ્રિય કૃમિ શખ છીપ વિગેરેને હોય છે સ્પર્શન રસન અને ઘ્રાણ કીડી કંથુઆ વગેરેને હોય છે સ્પર્શન રસન ઘ્રાણ ચક્ષુ અને શ્રોત્ર ભમર માખી વીછી વિગેરેને હોય છે અને પાચે ઇન્દ્રિયો મનુષ્ય તિર્યંચ દેવ નારક વિગેરેને હોય છે

દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય તે દરેકના બે બે ભેદ છે નિર્વૃત્તિ અને ઉપકરણ એ દ્રવ્યેન્દ્રિયના બે છે લબ્ધિ અને ઉપયોગ એ ભાવેન્દ્રિયના બે છે નિર્વૃત્તિ દ્રવ્યેન્દ્રિય એને કહેવામા આવે છે કે જે પાચે ઇન્દ્રિયોની બહારના આકાર અને મસુરની દાળ કદમ્બ પુષ્પ છે અને તેના આકાર વિગેરે છે ને તે બને પુદ્ગલરૂપેજ છે અને ઉપકરણ દ્રવ્યેન્દ્રિય તે શક્તિરૂપે છે જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમદ્વારા આત્મામા શક્તિ ઉત્પન્ન થાય છે તેને લબ્ધિ ભાવેન્દ્રિય કહે છે

વિશેષાર્થ—આ વ્યવહારયોગ્ય જ્ઞાન પણ બે ભેદે થાય છે કારણકે એક જ્ઞાનમા ઇંદ્રિયની ખાસ મૂખ્યતા છે જ્યારે બીજામા મન મૂખ્ય છે

પદાર્થ અને ઇંદ્રિયનો સબધ થયા છતા પણ મનના ઉપયોગ વિના જ્ઞાન થતુ નથી માટે ઇંદ્રિય નિબન્ધન અને અનિન્દ્રિય નિબન્ધન એ બે ભેદ નકામા છે પરતુ અનિન્દ્રિય નિબન્ધન એકજ જોઇએ. એમ શકા થાય પરતુ તેનો ખુલાસો કરતા જણાવવુ જોઇએ કે મન તો ઇંદ્રિયજ્ઞાનમા અને અનિન્દ્રય જ્ઞાનમા બન્નેમા કારણ છે એટલે સાધારણ કારણ

---

અને આ શકિત કાર્ય કરવામા સાધનરૂપે યોજાય ત્યારે જે પરિણામ થાય તેને ભાવેન્દ્રિય કહે છે

૫. અનિન્દ્રિય તે મન આ મન સર્વ અર્થને ગ્રહણ કરનાર હોય છે ને તેના પણ બે ભે૦ છે દ્રવ્ય અને ભાવ જે પુદ્ગલો દ્રવ્યમનપણાએ પરિણમે તે દ્રવ્યમન ને જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમદ્વારા જે આત્મામા લબ્ધિ પેદા થાય તે ભાવમન છે આ મન મતિ અને શ્રુત જ્ઞાનને સપૂર્ણ વિષય કરનાર છે

આ વિષયક સરખાવો પ્રમાણ મીમાસા स्पर्श रस गन्ध रूप शब्द ग्रहणलक्षणानि स्पर्शन रसन घ्राण चक्षु श्रोत्राणी न्द्रियाणि द्रव्य भावभेदानि ॥१-१-२

द्रव्येन्द्रिय नियताकारा पुद्गला १-१-२३
भावेन्द्रिय लब्ध्युपयोगौ १-१-२४
सर्वार्थग्रहण मन ॥ १-१-२५
श्रुतमनिन्द्रियस्य ॥ २-२ तत्वार्थ

कृमि पिपीलिका भ्रमर मनुष्यादीनामेकैकवृद्धानि ॥ २-२३ तत्वार्थ

છે, પણ ઇંદ્રિયો તો ઇંદ્રિયજ્ઞાનમાજ કારણ છે માટે તે અસાધારણ કારણ છે ને જે અસાધારણ કારણ હોય તેથીજ તેનો વ્યપદેશ થવો જોઇએ.

કોઇપણ કાર્ય કારણ વિના બની શકે નહિં પછી ભલે તે કાર્યમા ઉપાદાન, નિમિત્ત કે કોઇપણ કારણ હોય અને જો આ કારણોનું વ્યવસ્થિત સાચુ ભાન ન કરવામા આવે તો ઇચ્છિત કાર્યનો બોધ થવો અસભવિત છે તેવીજ રીતે વ્યવહાર યોગ્ય પ્રત્યક્ષ થવામા ઇંદ્રયો મૂખ્ય કારણ છે માટે તેના સ્વરૂપનો ને માન્યતાનો પ્રથમ નિર્ણય કરવો જોઇએ આ ઇંદ્રિયો વિષે જુદા જુદા તત્વગવેષક પુરુષોમા જુદા જુદા મત છે અને આ ઇંદ્રિયો વાસ્તવિક રીતે નિમિત્ત કારણ છે, ઉપાદાનકારણ તો જ્ઞાનનો ક્ષયોપશમ છે

હવે આ ઇંદ્રિયો વસ્તુનો બોધ કરવામા કઇ રીતે કારણ છે તે ઉપર જુદા જુદા દર્શનકારોનો મત જણાવે છે

૧ નૈયાયિકો ચક્ષુને પ્રાપ્યકારી અને બાકીની અપ્રાપ્યકારી માને છે અને બૌદ્ધો શ્રોત્ર અને ચક્ષુ અપ્રાપ્યકારી અને બાકીની પ્રાપ્યકારી માને છે જૈનો ચક્ષુને અપ્રાપ્યકારી અને બાકીનીને પ્રાપ્યકારી માને છે પણ આનું વિસ્તૃત સ્વરૂપ વાદસ્થળના વિભાગમા ચર્ચવામા આવશે

હવે સાવ્યવહારિકના બન્ને ભેદના પેટા ભેદો જણાવે છે—

एतद् द्वितयमवग्रहेहापायधारणाभेदादेकशश्चतुर्विकल्पम्

અર્થ—પૂર્વોક્ત ઇંદ્રિય નિબન્ધન અને અનિન્દ્રિય

નિબન્ધન જ્ઞાન બન્ને દરેક અવગ્રહ ઇહા અપાય અને ધારણા એ ચાર ભેદોથી ચાર ચાર પ્રકારનું છે

**વિશેષાર્થ** —આ ઇંદ્રિય અને મનથી થતુ વ્યવહાર યોગ્ય જ્ઞાન વારવાર પરિચિત હોવાથી ભેદ નથી લાગતો, છતા ઠેલ્લામા છેલ્લુ વ્યવહાર યોગ્ય જ્ઞાન થાય ત્યા સુધી તેમા ૭ પ્રકારના સ્વરૂપો થાય છે અને તેનેજ દર્શન અવગ્રહ સશય ઈહા અપાય અને ધારણા કહેવામા આવે છે છતા દર્શન અને સશય જ્ઞાનની કોટિમા સમાતુ નહોવાથી તેને છોડી અવગ્રહ ઇહા અપાય અને ધારણા એ ચાર ભેદોનેજ વ્યવહાર યોગ્ય જ્ઞાનના પેટા ભેદ તરીકે પાડવામા આવ્યા છે પરતુ દર્શન નિશ્ચયાત્મક ન હોવાથી જ્ઞાન–પ્રમાણ નથી અને સશય સમારોપ હોવાથી પ્રમાણ નથી એ પ્રમાણે સ્વીકાવામા આવ્યું છે હવે પ્રથમ અવગ્રહનું સ્વરૂપ કહે છે

અવગ્રહનુ લક્ષણ—

**विपयविपयिसन्निपातान्तरसमुद्भूतसत्तामात्रगोचरदर्शनाज्जातमाद्यमवान्तरसामान्याकारविशिष्टवस्तुग्रहणमवग्रहः ॥७॥**

**અર્થ** —(સામાન્ય અને વિશેષાત્મક) પદાર્થ અને ચક્ષુ વિગેરે વિષયોના ભ્રાન્તિને ઉત્પન્ન ન કરે તેવી રીતે અનુકુલ સબધ (યોગ્ય દેશમા રહેવુ) થયા પછી તરતજ ઉત્પન્ન થનાર, સત્તા માત્રને વિષય કરનાર દર્શનથી–નિરાકાર બોધથી, ઉત્પન્ન પહેલુ અવાન્તર સામાન્યયુક્ત વસ્તુનું જ્ઞાન તે અવગ્રહ

**વિશેષાર્થ**—કોઈ પણ જ્ઞાન કરનાર પુરુષને પ્રથમ સામાન્ય ને વિશેષાત્મક ઘટ પદાર્થ અને ચક્ષુનો યોગ્ય નિપાત થાય ત્યા બાદ 'છે' એવુ સત્તામાત્ર દર્શન-જ્ઞાન થાય અને ત્યાર બાદ સત્ જાતિની અપેક્ષાએ અધિક દેશમા રહેનાર સત્તા સામાન્યથી અવાન્તર સામાન્ય (ન્યુનદેશવૃત્તિ) ઘટત્વાદિ વિશેષયુક્ત પદાર્થનુ જ્ઞાન થાય તે અવગ્રહ એટલે (૭) એ ભાન કરતા અધિક વિશેષ ભાન

ઈહાનુ લક્ષણ—

अवगृहीतार्थविशेषाकाङ्क्षणमीहा ॥ ८ ॥

**અર્થ**—પૂર્વોક્ત અવગ્રહ જ્ઞાનથી ગ્રહણ કરેલા પદાર્થ સબધી વિશેષ આકાક્ષા તે ઇહા.

**વિશેષ**—પૂર્વોક્ત અવગ્રહથી ગ્રહણ કરેલ ઘટાદિ પદાર્થ તેની વિશેષની ઇચ્છા તે ઇહા જેમકે ગુજરાતનો હશે કે અન્ય દેશનો આવુ જે ભાન તે સશય, અને ત્યારબાદ કટલાક કારણો દ્વા । વિચારવામા આવે કે ગુજરાતનો હોવો જોઇએ તે ઇહા

અવાયનુ લક્ષણ—

ईहितविशेषनिर्णयोऽवाय ॥ ९ ॥

**અર્થ**—ઇહાવી વિષય કરેલા પદાર્થના વિશેષનો યથાર્થ નિર્ણય તે અવાય

**વિશેષ**—ઈહાથી જાણેલ પદાર્થનો નિશ્ચય કરવામા આવે જેમકે આ ગુજરાતનોજ છે એવો નિર્ણય તે અવાય.

ધારણાનુ લક્ષણ—

सएव दृढतमावस्थापन्नो धारणा ॥ १० ॥

અર્થ.—તેજ અવાય અત્યંત નિશ્ચિત અવસ્થાને પામે ધારણા કહેવાય

વિશેષ—કોઈપણ જ્ઞાન કેટલાક કાળ સુધી ટકી રહે પછી કાલાન્તરમા સ્મરણને યોગ્ય બને તે ધારણા

અને સંશયનું તારતમ્ય —

संशयपूर्वकत्वादीहायाः संशयाद्भेद ॥ ११ ॥

અર્થ.—ઇહારૂપ જ્ઞાન સંશયપૂર્વક થતુ હોવાથી નો સંશયથી ભેદ છે

વિશેષ—આ હશે કે એ હશે એમ અનેક કોટિને નારૂ જ્ઞાન તે સંશય છે પરંતુ ઈહા જ્ઞાનતો આ અમુક જોઇએ એમ વસ્તુના યથાર્થજ્ઞાનની સન્મુખતા સ્તુના એક અંશ પ્રત્યે આ ઈહા જ્ઞાન થાય છે માટે ઇહાની પૂર્વ અવસ્થા છે અર્થાત્ સંશય એ ઈહાનો છે આ રીતે કોઇપણ વ્યવહાર યોગ્ય જ્ઞાનના ચાર પડી શકે છે અને તે ભેદ પાડવામા દરેક દરેક સ્વરૂપ, વિષય અને ઉત્પત્તિની ભિન્નતા એ મૂખ્ય છે

ાદિકના નામભેદની સાર્થકતા —

कथंचिदभेदेऽपि परिणामविशेषादेषा व्यपदेश ॥ १२ ॥

અર્થ —પૂર્વોક્ત દર્શનાદિકનો કથંચિદ અભેદ છતા પરિણામ વિશેષ (સ્વરૂપ વિશેષ) ભિન્ન હોવાથી નામનો જુદો જુદો નિર્દેશ છે

विशेष —દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ એક જીવ દ્રવ્યમા તાદાત્મ્ય સબંધથી દર્શન, અવગ્રહ વિગેરે જ્ઞાનો થાય છે માટે અભેદ છે, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ દર્શનનો વિષય અને સ્વરૂપ અને અવગ્રહનો વિષય અને સ્વરૂપ જુદુ હોવાથી ભેદ છે માટે નામભેદ યુક્ત છે આ રીતે તેમનો ભેદ અને અભેદ સગત છે

દર્શનાદિકના ભેદના કારણો —

असामस्त्येनाप्युत्पद्यमानत्वेनासङ्कीर्णस्वभावतयानुभूयमानत्वादपूर्वापूर्ववस्तुपर्यायप्रकाशकत्वात् क्रमभावित्वाच्चैतेव्यतिरिच्यन्त इति ॥ १३ ॥

અર્થ—એકી સાથે ઉત્પન્ન થતા હોવાથી તથા પરસ્પર ભિન્ન સ્વભાવવાળા તેરીકે અનુભવાતા હોવાથી તથા નવીન નવીન વસ્તુના પર્યાયોને જણાવનારા હોવાથી અને ક્રમસર થતા હોવાથી દર્શન વિગેરે પરસ્પર ભિન્ન સ્વરૂપવાળા છે

વિશેષાર્થ—જુદુ જુદુ સ્વરૂપ હોવાથી દર્શન વિગેરેનો સ્વરૂપભેદ નવીન નવીન વસ્તુના પર્યાયોને જણાવતા હોવાથી પર્યાયભેદ, ક્રમે થતા હોવાથી ઉત્પત્તિ ભેદ આ રીતે આ ચારેનો પરસ્પર ભેદ સિદ્ધ થાય છે

દર્શનાદ ક્રમનો નિશ્ચય—

क्रमोऽप्यमीषामयमेव तथैवसंवेदनादेवंक्रमाविर्भूत निजकर्मक्षयोपशमजन्यत्वात् ॥ १४ ॥

અર્થ—દર્શનાદિકનો ક્રમપણ એજ છે કારણકે તેજ પ્રમાણે અનુભવ થાય છે તથા તેજ ક્રમે પોતાના કર્મનો ક્ષયોપશમ પ્રગટ થાય છે તેથી દર્શનાદિકનો તે ક્રમ છે

વિશેષાર્થ—જેવા ક્રમેથી કારણો ઉત્પન્ન થાય તેવાજ ક્રમે કાર્ય ઉત્પન્ન થાય છે કર્મના ક્ષયોપશમરૂપ દર્શન અવગ્રહનું કારણ આ રીતેજ ઉત્પન્ન થાય છે, માટે પ્રથમ દર્શન, પછી અવગ્રહ ઇહિા અપાય ને ધારણા થાય છે પદાર્થ અને ઇંદ્રિયની સર્વ સામગ્રી સરખી છતા પદાર્થ વિષયક દરેક વ્યક્તિને તરતમતાએ બોધ થાય છે આ તારતમ્ય બોધ થવામા કર્મ ક્ષયોપશમ મૂખ્ય કારણ છે

પુર્વોક્ત ક્રમ ન માનવામા દોષ—

अन्यथा प्रमेयानवगति प्रसङ्गः ॥ १५ ॥

અર્થ—પૂર્વોક્ત ક્રમ ન સ્વીકારીએ તો પ્રમેયની અસિદ્ધિનો પ્રસગ પ્રાપ્ત થાય

ક્રમનો નિશ્ચય—

नखल्वदृष्टमवगृह्यते न चानवगृहितं संदिह्यते न चासन्दिग्धमीह्यते न चानीहितमवेयते नाप्यनवेतं धार्यते ॥ १६ ॥

અર્થ—ખરેખર જે પદાર્થ દર્શનનો વિષય ન થયો હોય તે અવગ્રહ વિષયક ન થાય જે અવગ્રહનો વિષય ન બને તે સંદેહનો વિષય પણ ન બની શકે જે સંદેહનો વિષય થયો નથી તે ઇહાનો વિષય ન થાય જે ઇહાનો વિષય ન થાય તે અપાયનો વિષય ન બની શકે જે અપાયનો વિષય ન હોય તે ધારણાનો વિષય પણ ન થાય

ક્વચિત્ ક્રમનુ ભાન ન થવામા કારણ—

क्वचित्क्रमस्यानुपलक्षणमेषामाशूत्पादादुत्पलपत्रशतव्यतिरेकक्रमवदिति ॥ १७ ॥

અર્થ—કોઇક ઠાઇમાં પૂર્વોક્ત દર્શનાદિકના ક્રમનું જ્ઞાન નથી થતું તે આ દર્શનાદિક જલદી ઉત્પન્ન થાય છે તેને લઇને છે જેમકે તો કમળપત્રના ભેદમા દરેક પત્રના ભેદમા ક્રમનું ભાન થતુ નથી પરંતુ એકના ભેદ પછી જ બીજાનો ભેદ થાય છે એ વસ્તુ સ્વત સિદ્ધ છે

વિશેષાર્થ—વ્યવહાર યોગ્ય ઇંદ્રિય અને અનિંદ્રિય જ્ઞાનની ચાર અવસ્થાઓ પડે છે તે ચારે અવસ્થાઓમા સ્વરૂપ જુદુ છે, ઉત્પત્તિક્રમ પણ જુદો છે અને પૂર્વની અવસ્થા ઉત્તરની અવસ્થામા જરૂરને જરૂર કારણરૂપે હોય છે આથી વ્યવહાર યોગ્ય જ્ઞાનમા ઇંદ્રિય અને અનિંદ્રિય કારણ છે ને તે દ્વારા વ્યવહારયોગ્ય થાય ત્યા સુધી તેની ચાર અવસ્થાઓ થાય છે તે સૂત્રકારે સ્પષ્ટ કરી

જેમકે આપણે ઘડાનું જ્ઞાન કરવુ હોય તો પ્રથમ ઘડાનું 'છે' એમ જાણુ દર્શન થાય ત્યારબાદ ઘડો છે એવુ ભાન થાય ત્યારબાદ આ ઘડો ગુજરાતનો હશે કે કાઠિઆવાડનો તે વિચાર આવે છે પછી અમુક અમુક કારણોને લઇ ગુજરાતનો હોવો જોઇએ એવુ ભાન થાય અને ત્યારબાદ આ ઘડો ગુજરાતનોજ છે એ નિશ્ચય થાય અને આખરે આ નિશ્ચય કેટલાક કાળ સુધી સ્મરણ યોગ્ય બને તેવો ટકી રહે. આને અનુક્રમે દર્શન, અવગ્રહ, સંશય, ઇહા, અપાય અને ધારણા કહેવામા આવે છે આમા દર્શન અને સંશય જ્ઞાન નથી કારણ કે દર્શનમા સ્પષ્ટ બોધ નથી અને સંશયમા નિશ્ચય નથી આટી એમજ પદાર્થ વિષયક જ્ઞાનમા અપેક્ષાભેદથી અનેક

વગ્રહ વિગેરે થઈ શકે છે અને તે બધા જ્ઞાનમા ગનાઈ શકે

ારમાર્થિકપ્રત્યક્ષ લક્ષણ—

पारमार्थिक पुनरुत्पत्तावात्ममात्रापेक्षम् ॥ १८ ॥

અર્થ—પારમાર્થિક પ્રત્યક્ષ તો પોતાની ઉત્પત્તિમા વળ આત્મા માત્રની અપેક્ષા ગખે છે

વિશેષ—આ જ્ઞાનમા કોઇપણ જાતની અપેક્ષાની જરૂર હેતી નથી આમા તો જ્ઞાનને આવરક વસ્તુના નાશનીજ રૂર છે તેથી આ શુદ્ધ પ્રત્યક્ષ છે અને આ જ્ઞાનાવરણીયના ાય અને ક્ષયોપશમ યુક્ત આત્મામાત્રની અપેક્ષાથી જ વધિ વિગેરે પારમાર્થિક પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે પરંતુ ઇંદ્રિ-ની અપેક્ષાથી થતુ નથી

ારમાર્થિકપ્રત્યક્ષના ભેદ—

तद्विकलं सकलंच ॥ १९ ॥

અર્થ—તે પારમાર્થિક પ્રત્યક્ષ વિકલ અને સકલ મ બે પ્રકારે છે પદાર્થનો અપૂર્ણ બોધ કરાવનાર તે ીકલ સપૂર્ણ પરિચ્છેદ કરનાર તે સકલ

વેકલ પારમાર્થિક પ્રત્યક્ષના બે ભેદ—

तत्र विकलमवधिमन पर्यायज्ञानरुपतया द्वेधा ॥२०॥

અર્થ—પારમાર્થિક પ્રત્યક્ષના વિકલ અને સકલ પ્રત્ય ભેદોમાથી વિકલ પ્રત્યક્ષ તે અવધિજ્ઞાન અને મન પર્યાયજ્ઞાન મ બે પ્રકારે છે

વિશેષાર્થ—આ અવધિ અને મન પર્યવજ્ઞાન જગતની ામે તમામ તેમજ દરેક વસ્તુઓના દરેક સ્વભાવને જાણ-

નાર ન હોવાથી વિકલ કહેવાય છે આ વિકલ અને સકલ એ બન્ને ભેદો વિષયના ભેદની અપેક્ષાએ છે પરંતુ વિકલમા જે જે વસ્તુનો પ્રતિબોધ થાય છે તે તે નિયત રૂપે જ થાય છે

અવધિજ્ઞાનનુ લક્ષણ—

अवधिज्ञानावरणविलयविशेषसमुद्भवं भवगुणप्रत्ययं रूपि द्रव्यगोचरमवधिज्ञानम् ॥ २१ ॥

અર્થ—અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી ઉત્પન્ન થનારૂ તથા ભવ અને ગુણના કારણવાળુ ને રૂપીદ્રવ્યને વિષય કરનારૂ જ્ઞાન તે અવધિજ્ઞાન

વિશેષ—દેવ નારકીઓને અવધિજ્ઞાન દેવ અને નરકમા ઉત્પન્ન થતા સાથેજ થાય છે માટે તે ભવપ્રત્યયિક સમ્યગ્દર્શન વિગેરે ગુણ દ્વારા મનુષ્ય તિર્યંચને જે જ્ઞાન થાય તે ગુણપ્રત્યયિક અવધિજ્ઞાન ને તે મનુષ્ય અને તિર્યંચને થાય છે જગતમા પ્રમેય પદાર્થો બે પ્રકારના છે એકરૂપી અને બીજા અરૂપી અવધિજ્ઞાન રૂપીને વિષય કરનારૂ છે અને તે રૂપી દ્રવ્યો પૃથ્વી, અપ તેઉ, વાયુ, છાયા, અ ધકાર વિગેરે છે જોકે દેવનારકીને પણ જન્મની સાથે અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમની આવશ્યકતા પણ જરૂરી છે છતા તે ક્ષયોપશમ તેમને જન્મતાજ હોય છે માટે તેને ભવપ્રત્યયિક કહેવાય છે આ વિકલ પ્રત્યક્ષ છે

મન પર્યાયનુ લક્ષણ—

संयमविशुद्धिनिबन्धनाद्विशिष्टावरणविच्छेदाज्जातं मनोद्रव्यपर्यायालम्बनं मन पर्यायज्ञानम् ॥२२॥

**અર્થ**—સંયમ વિશુદ્ધિ છે કારણ જેનુ એવા વિશિષ્ટ આવરણના નાશથી મન પર્યાય જ્ઞાનાવરણનો ક્ષયોપશમ ઉત્પન્ન થાય છે ને ક્ષયોપશમદ્વારા તે ઉત્પન્ન થનારૂ, ને મનોવર્ગણાના પર્યાયોને વિષય કરનારૂ જ્ઞાન તે મન પર્યાયજ્ઞાન કહેવાય છે

**વિશેષ**—મન પર્યાયજ્ઞાનાવરણના ક્ષયોપશમથી અઢી દ્વીપમા રહેલા સંજ્ઞિ પંચેન્દ્રિયના મનના પર્યાયોનુ જ્ઞાન તે મન પર્યાયજ્ઞાન ને આ જ્ઞાન સંયમ વિશુદ્ધ પાળનાથી થાયછે

**કેવળજ્ઞાનનુ સ્વરૂપ**—

**सकलं तु सामग्रीविशेषतः समुद्भूतसमस्तावरणक्षयापेक्षं निखिलद्रव्यपर्यायसाक्षात्कारिस्वरूपं केवलज्ञानम् ॥२३॥**

**અર્થ**—સકળ પારમાર્થિક પ્રત્યક્ષ તો સામગ્રીના વિશેષથી ઉત્પન્ન થનારૂ, સમગ્ર આવરણના ક્ષયની અપેક્ષાવાળુ અને સમગ્ર દ્રવ્યના સમગ્ર પર્યાયોને વિષય કરનાર સ્વરૂપવાળુ છે અને તેને કેવળજ્ઞાન કહે છે

**વિશેષાર્થ**—સામગ્રી બે પ્રકારની છે અંતરંગ અને બહિરંગ સમ્યક્ત્વ યથાખ્યાત ચારિત્ર વિગેરે અંતરંગ સામગ્રી છે વજ્રઋષભનારાચસંઘયણ ને જિનકાલિકમનુષ્યભવ વિગેરે બહિરંગ સામગ્રી છે તે બન્ને સામગ્રીના પ્રકર્ષથી સમગ્ર ઘાતિ કર્મનો ક્ષય થાયછે ને તે દ્વારા સકલ દ્રવ્યપર્યાયને પ્રકાશનાર જે જ્ઞાન થાય તે કેવળજ્ઞાન. આ પાચે જ્ઞાનનુ વિસ્તૃત સ્વરૂપ તત્ત્વાર્થાધિગમ સૂત્રથી વિશેષે જિજ્ઞાસુએ જાણવુ

**અરિહંતની સર્વજ્ઞતા**—

*तद्वानर्हन्निर्दोषत्वात् ॥ २४ ॥

અર્થ—કેવળજ્ઞાનવાળા અરિહંત છે કારણકે તે નિર્દોષ છે

વિશેષ—દ્રવ્યક્ષેત્ર કાળ અને ભાવથી જે પદાર્થો રહેલા છે તેને આપણે અનુમાન દ્વારા સિદ્ધ કરીએ છીએ તે પદાર્થો કોઈને પણ પ્રત્યક્ષ હોય છે અને તે આ સર્વજ્ઞને હોય છે

નિર્દોષપણાની સિદ્ધિ—

निर्दोषोऽसौ प्रमाणाऽविरोधिवाक्त्वादिति ॥ २५ ॥

અર્થ—પ્રમાણથી અવિરુદ્ધ બોલનાર હોવાથી તે અરિહંત નિર્દોષ છે

વિ તેમની વાણી પ્રમાણ યુક્ત હોવાથી નિર્દોષ છે

અરિહંતની વાણીની સત્યતાની સિદ્ધિ—

तदिष्टस्य प्रमाणेनाबाध्यमानत्वात् तद्वाचस्तेनाविरोधसिद्धिः ॥ २६ ॥

અર્થ—અરિહંત ભગવાનની જે ઇષ્ટ વસ્તુઓ છે તે પ્રમાણથી બાધા નથી પામતી તેથી તેમની વાણી અવિરુદ્ધ છે તે સિદ્ધ થાય છે

વિશેષાર્થ—અરિહંત ભગવાનને ઇષ્ટ અનેકાન્તવાદ અને નયવાદ છે અને તે બન્ને પ્રમાણથી બરાબર સિદ્ધ થાય છે

કેવલાહાર અને સર્વજ્ઞપણાના બાધનો નિષેધ—

* सूक्ष्मान्तरितदूरार्थाः प्रत्यक्षाः कस्यचिद्यथा
अनुमेयत्वतोऽग्न्यादिरिति सर्वज्ञसंस्थितिः ॥५॥
स त्वमेवासि निर्दोषो युक्तिशास्त्राविरोधिवाक्
अविरोधो यदिष्टं ते प्रसिद्धेन न बाध्यते ॥६॥
જુઓ સામંતભદ્રકૃત આપ્તમીમાંસા શ્લોક ૫-૬

नच कवलाहारवत्त्वेन तस्यासर्वज्ञत्वं कवलाहार सर्वज्ञत्वयोरविरोधात् ॥ २७ ॥

અર્થ—અરિહંત ભગવાન કવલાહારવાળા હોવાથી તેમનુ અસર્વજ્ઞપણુ નથી કારણકે કવળાહાર અને સર્વજ્ઞત્વનો પરસ્પર કાંઈ વિરોધ નથી

વિશેષાર્થ—દિગમ્બરો ભગવાનને કવળાહાર નથી માનતા પરંતુ કવળાહાર અને ભગવાનની અંદર રહેલા જ્ઞાનને વિરોધ નથી

આહાર ત્રણ પ્રકારના હોય છે ઓજાહાર, લોમાહાર અને પ્રક્ષેપાહાર છે આ છેલ્લા પ્રક્ષેપાહારથી કાંઈ અરિહંતનું નિર્દોષપણું કે જ્ઞાન કાંઈપણ રીતે નાશ નથી પામતુ



श्री पार्श्वनाथाय नमः

## ॥ अथ तृतीय परिच्छेद ॥

### ત્રીજો પરિચ્છેદ

### પરોક્ષ પ્રમાણવિચાર.

પરોક્ષનુ લક્ષણ

अस्पष्टं [1]परोक्षम् ॥ १ ॥

અર્થ —અસ્પષ્ટ પ્રમાણ તે પરોક્ષ.

વિશેષાર્થ —પરોક્ષ પ્રમાણમા પ્રત્યક્ષની પેઠે સ્પ બોધ થતો નથી, છતા પ્રવૃત્તિ ને નિવૃત્તિરૂપ ફળ તો બન્ને સરખુ જ છે પ્રત્યક્ષમા નિયત વર્ણ ગંધ રસ અને સ્પર્શયુ પદાર્થોનુ ભાન ઇંદ્રિયો દ્વારા સાક્ષાત થતુ જોઇએ છીએ જ્ય પરોક્ષમા સાચા અને સંગતકારણોદ્વારા સાધ્ય મનથી અ રીતે વિચારવામા આવે છે આ રીતે પરોક્ષના કેટલાક વિભાગો અનુભવેલા વિષયનુ ફરી જ્ઞાન કરવામા આવે છે અને કેટલાકમા સંગત કારણો દ્વારા સાધ્યની સંગત કલ્પના કરવ આવે છે આ દરેકમા સાધ્ય સ્પષ્ટ હોતુ નથી માટેજ પ્રમાણથી અસ્પષ્ટ બોધ થાય તે પરોક્ષ પ્રમાણ

પરોક્ષના પ્રકાર —

स्मरणप्रत्यभिज्ञानतर्कानुमानागमभेदतस्तत् पञ्च प्रकारं ।

---

1 પ્રત્યક્ષથી જેનુ ઉલટુ લક્ષણ તે પરોક્ષ

अर्थ —ते परोक्ष प्रमाणु स्मरणु, प्रत्यभिज्ञान, तर्क, अनुमान अने आगम ओ भेदे करीने पाच प्रकारनु छे

विशेषार्थ —जोके दरेक परोक्ष प्रमाणुमा अस्पष्ट बोध थाय छे छता पणु तेना दरेके दरेक भेदनु स्वरूप जुदा जुदा प्रकारनु छे माटे करीने तेना जुदा जुदा भेद पडे छे

स्मरणु लक्षणु—

तत्र [2]संस्कारप्रबोधसम्भूतमनुभूतार्थविषय तदित्याकारं वेदन स्मरणम् ॥ ३ ॥

अर्थ—पूर्वोक्त परोक्षप्रमाणुना भेदोमाथी सस्कारनी जागृतिथी उत्पन्न थनार, अने अनुभवेला पदार्थने विषय करनार, ने 'ते' ओवा स्वरूपवाणु जे ज्ञान ते स्मरणु छे

विशेष—वारवार धारणाभूत थयेल ज्ञान सस्काररूप थाय छे अने तेनी जागृति द्वारा स्मरणु उत्पन्न थाय छे आ सस्कारने जैन शास्त्रमा शक्तिविशेष मानवामा आवे छे आथी स्मरणुनु प्रत्यक्ष ज्ञान कारणु छे कारणके प्रत्यक्ष सिवाय स्मरणु थाय नहि तेथी ओ सस्कारनी जागृति ओ स्मरणुनु कारणु छे प्रत्यक्ष, अनुमान, आगम विगेरे कोई पणु प्रमाणु द्वारा जाणेलु ज्ञान तेज स्मरणुनो विषय छे अने स्मरणुमा 'ते' ओवा प्रकारनु ज्ञान ते स्मरणुनु स्वरूप छे आ रीते, कारणु, विषय, अने स्वरूप बतावेलामा आव्यु हवे कोइ ओम शका करे के स्मरणुमा विषयनु आलबन नथी माटे प्रमाणु नथी परतु ते प्रमाणु मानीओ तो अनुमान अनुमान, विगेरे पणु प्रमाणु नहि थाय कारणु के तेमा व्याप्ति हेतुनी सदृशताना स्मरणुनी आवश्यकता रहे छे

[2] संस्कार साव्यवहारिक प्रत्यक्षभेदो धारणा प्र क मा पृ० ६९

સ્મરણ ઉદાહરણ

'तत्तीर्थकरबिम्बमिति' यथा ॥ ४ ॥

અર્થ —જેમકે તે તીર્થંકરપ્રતિમા આ છે

વિશેષ—આમા પ્રત્યક્ષ, સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ પકી કોઇપણ પ્રમાણથી જ્ઞાન 'તે આ પ્રતિમા' એવુ જે જ્ઞાન તે સ્મરણનુ સ્વરૂપ છે

આ સ્મરણ દ્વારાજ પ્રત્યભિજ્ઞાન, તર્ક વિગેરે થઈ શકે છે કારણકે સ્મરણજ્ઞાન દરેકમા કારણ રૂપે છે અને એ સ્મરણ જાણેલા પદાર્થને મન દ્વારા તે રૂપે જણાવનાર છે

પ્રત્યભિજ્ઞાનનુ સ્વરૂપ

अनुभवस्मृतिहेतुकं तिर्यगूर्ध्वतासामान्यादि ।
गोचरं सङ्कलनात्मकं ज्ञानं प्रत्यभिज्ञानम् ॥ ५ ॥

અર્થ —અનુભવ અને સ્મરણથી ઉત્પન્ન થનાર, તિર્યક્ તથા ઉર્ધ્વ સામાન્ય વિગેરેને વિષય કરનાર, તેમજ સકલના પૂર્વક જે જ્ઞાન કરવામા આવે છે તેને પ્રત્યભિજ્ઞાન કહેવામા આવે છે

વિશેષાર્થ—કોઇપણ પ્રમાણ દ્વારા જે વિશ્વાસ પેદા થાય છે તેને અનુભવ કહે છે તે અનુભવ તેમજ પૂર્વોક્ત સ્મરણ એ બન્ને દ્વારા પ્રત્યભિજ્ઞાન ઉત્પન્ન થાય છે માટે અનુભવ અને સ્મરણ એ બન્ને પ્રત્યભિજ્ઞાનના કારણ છે

પ્રત્યભિજ્ઞાનનો વિષય તિર્યગ અને ઉર્ધ્વ સામાન્ય વિગેરે છે દરેકે દરેક વ્યક્તિને આશ્રયિને એક સરખી પરિણતિ તેને [1]**તિર્યગ્સામાન્ય** કહે છે કાળી ધોળી

---

[1] અનુયોગનકણા પૃ ૧૫
तुल्यापरिणतिर्भिन्नव्यक्तिषु यत्तदुच्यते ।
तिर्यक्सामान्यमित्येव घटत्वं घटेष्विव ॥ ५ ॥

વાતી વિગેરે દરેક ગાયમા શબ્દની પ્રવૃતિના કારણભૂત રહેલ 'ગોત્વ' તિર્યક્‌સામાન્ય છે કોઇપણ પદાર્થની પૂર્વઅવસ્થા અને ઉત્તરઅવસ્થામા એક સરખી રીતે રહેલા દ્રવ્યને **ઉર્ધ્વતા સામાન્ય**[૪] કહે છે કડી ભાગીને ઘડુ અને ઘડુ ભાગીને કઠી વિગેરે ગમે તે બનાવીએ છતા તે બધામા રહેલ સોનુ તે **ઉર્ધ્વતાસામાન્ય** છે आदि શબ્દથી વિસદૃશ પરિણામ પણ ગ્રહણ કરવો જોઇએ તે પણ પ્રત્યભિજ્ઞાનનો વિષય છે

સકલના એટલે યોજના પદાર્થ અમુક અમુક ધર્મથી યુક્ત છે એમ જ્ઞાન થયા પછી ફરી તેની યોજના પૂર્વક જ્ઞાન થવુ તેને સકલના કહે છે અને આવુ સકલનાવાળુ જ્ઞાન તે પ્રત્યભિજ્ઞાનનુ સ્વરૂપ છે

**પ્રત્યભિજ્ઞાનનુ ઉદાહરણ —**

**यथा तज्जातीय एव अय गोपिण्डः,**

**गोसदृशो गवयः, सएवाय जिनदत्त इत्यादिः ॥ ६ ॥**

**અર્થ**—જેમકે તેજ ગોત્વ જાતિવાળી આ ગાય છે, ગાયના જેવો ગવય છે, તેમજ તેજ આ જિનદત્ત છે,

**વિશેષાર્થ**—પ્રત્યભિજ્ઞાનના સ્વરૂપવાળા સૂત્રમા તિર્યક્‌ અને ઉર્ધ્વતા સામાન્યને પ્રત્યભિજ્ઞાન વિષય કરે છે એમ કહ્યુ માટે તેમણે બેજ ઉદાહરણ આપવા જોઇએ છતા ત્રણ ઉદાહરણ આપેલ છે

'તેજ ગોત્વ જાતિવાળી આ ગાય છે' આ ઉદાહરણમા

---

૪ દ્રવ્યાનુયોગતર્કણા પૃ ૧૪

ऊर्ध्वतादिमसामान्य पूर्वापरगुणोदयम्

पिंडस्यादिकसस्थानानुगता मृदयान्विता ॥ ४ ॥

ગોત્વ એ તિર્યગ્સામાન્ય છે અને તે આ ગાયમા છે તે રીતે તિર્યગ્સામાન્યનું ઉદાહરણ છે

'તેજ આ જિનદત્ત છે' આ ઉર્ધ્વતા સામાન્યનું ઉદાહરણ છે કારણ કે પૂર્વ ને ઉત્તરઅવસ્થામા જિનદત્ત તેને તે જ છે

'ગાય જેવો ગવય છે' આ ઉદાહરણ પણ તિર્યગ્ સામાન્યનું છે કારણકે ગાયના જેવો સદૃશ આકાર ગવયમા છે આ સદૃશપણાને નૈયાયિકો ઉપમાનપ્રમાણ તરીકે સ્વીકારે છે પણ વાસ્તવિક રીત તે તિર્યગ સામાન્યને વિષય કરનાર કોઈ પ્રત્યભિજ્ઞાનજ છે

તર્કનું સ્વરૂપ—

उपलम्भानुपलम्भसम्भवं त्रिकालीकलितसाध्यसाधनसम्बन्धाद्यालम्बनं इदमस्मिन् सत्येव भवतीत्याद्याकारं संवेदनमूहापरनामा तर्कः ॥ ७ ॥

અર્થ—તર્કપ્રમાણ નિશ્ચિતપ્રતીતિથી અથવા અપ્રતીતિથી ઉત્પન્ન થાય છે અને ત્રણે કાળમા રહેલા સાધ્ય અને સાધનના સબંધને વિષય કરનાર છે તેમજ આ પદાર્થ આ હોવાથીજ હોય છે એના પ્રકારના જ્ઞાનને ઉહા અથવા તો તર્ક કહે છે

વિશેષ—સ્મરણમા પ્રત્યક્ષ અથવા કોઇપણ પ્રમાણથી થયેલ અનુભવ કારણ બને છે પ્રત્યભિજ્ઞાનમા સ્મરણ અને પ્રત્યક્ષ અથવા કોઇપણ પ્રમાણથી થયેલ અનુભવ બન્ને કારણ રૂપે છે તેમજ અહિં તર્ક જ્ઞાનમા પ્રત્યક્ષ સ્મરણ ને પ્રત્યભિજ્ઞાન એ ત્રણે જ્ઞાનો કારણ રૂપે છે આ રીતે

તર્ક જ્ઞાન થયા પહેલા જ્ઞાનની ત્રણ અવસ્થાઓ થાય છે ને તે અનુભવ, સ્મરણ ને પ્રત્યભિજ્ઞાન છે

આપણે પહેલા ધુમાડા અને અગ્નિને રસોડા વિગેરેમા જોઇએ છીએ ત્યારે પ્રત્યક્ષ થાય છે અને ત્યારબાદ વ્યાપ્તિ જ્ઞાન વખતે ધુમાડા અને અગ્નિનુ સ્મરણ થાય છે અને પછી તિર્યગ્સામાન્ય વિષયક સાદશ્યતા હેતુભૂત રહેલ ધૂમાડામા સકલિત થાય છે અને છેલ્લે વ્યાપ્તિ થાય છે

આ તર્ક પ્રમાણ જુદુ માનવામા કોઇપણ કારણ હોય તો તેજ કે કોઇ પ્રમાણમા તેનો અતર્ભાવ થતો નથી પ્રત્યક્ષ પ્રમાણ ઇંદ્રિયની અપેક્ષા દ્વારા ઉત્પન્ન થાય છે, અને જાણેલ પદાર્થનાજ બોધ રૂપ હોય છે પરતુ આતો ત્રણે કાળના સબધને જાણનાર છે અનુમાનમા પણ તર્ક સમાઇ શકતો નથી કારણકે અનુમાનનુ તર્કએ કારણ રૂપ છે

કારણ—પ્રથમ કોઇપણ પ્રમાણદ્વારા પદાર્થનો દઢ નિશ્ચય અથવા અનિશ્ચય તે તર્કનુ કારણ છે

વિષય—ત્રણે કાળમા રહેલા વાચ્યવાચક સબધને ગ્રહણ કરવુ તે વિષય છે

સ્વરૂપ—અમુક છતા કે અમુક ન છતા અમુક હોય છે અથવા અમુક નથી હોતુ એવુ જે ભાન થાય તે તર્કનુ સ્વરૂપ છે તેમજ આવા પ્રકારનો શબ્દ આવા પ્રકારના પદાર્થને જણાવે છે તે તર્કનુ સ્વરૂપ છે

છતા આ સબધ એક પદાર્થમા નિશ્ચિત થવાથી સમગ્ર પદાર્થમા અસ્પષ્ટ રીતે મનદ્વારા થાય છે માટે પરોક્ષમા સમાય છે

**અર્થ**—પણ તે હેતુ ત્રણ લક્ષણ વિગેરે રૂપ નથી

**વિશેષાર્થ**-બૌદ્ધ પક્ષધર્મત્વ, સપક્ષસત્વ, વિપક્ષાસત્
રૂપ ત્રણ લક્ષણવાળો હેતુ માને છે

**નૈયાયિકો**—પક્ષધર્મત્વ, સપક્ષસત્વ, વિપક્ષાસત્
અબાધિતવિષયત્વ, અસત્પ્રતિપક્ષત્વ, રૂપ પાચ લક્ષણવાળો
માને છે

**પક્ષધર્મત્વ**—જેમા સાધ્ય રહે તેને પક્ષ કહે છે અ
તે પક્ષમા ધર્મરૂપ-હેતુનુ હોવુ તે **પક્ષધર્મત્વ** જેમકે
'અગ્નિવાળો પર્વત છે કારણકે ધુમાડો જણાય છે જેમકે રસોડામ
આ અનુમાનમા ધુમાડો હેતુ છે અને પર્વત પક્ષ છે
પર્વતરૂપ પક્ષમા હેતુરૂપ ધુમાડો છે માટે પક્ષધર્મત્વ

**સપક્ષસત્વ**—આમા રસોડુ સપક્ષ છે તેમા ધુમાડ
હોવુ તે **સપક્ષધર્મત્વ** સપક્ષ એટલે ઉદાહરણ તેમા હેતુ
હોવુ તે **સપક્ષધર્મત્વ**

**વિપક્ષાસત્વ**—સાધ્યધર્મ રહિત તે વિપક્ષ અને
વિપક્ષમા હેતુ ન હોવુ તે **વિપક્ષાસત્વ** જેમકે સરો
એ વિપક્ષ છે તમા ધૂમાડો હેતુ નથી માટે વિપક્ષાસત્વ

**અબાધિત વિષયત્વ**—પ્રત્યક્ષ કે આગમથી જે વિ
બાધ ન પામે તે અબાધિત વિષયત્વ છે જેમકે અગ્નિ
છે, દ્રવ્ય હોવાથી આમા પ્રત્યક્ષથીજ અગ્નિ ઉનો છે
તે પ્રત્યક્ષ વિષય બાધ છે દારૂ બ્રાહ્મણોએ પીવો જોઇએ કાર
પીગળેલો પદાર્થ છે આમા આગમ વિષય બાધ છે

७ અસત્પ્રતિપક્ષત્વ—જે ઇચ્છિત અનુમાનથી તેના વિરુદ્ધ ધર્મવાળુ ઉલટુ અનુમાન ન થાય તે અસત્પ્રતિપક્ષત્વ

ત્રૈલક્ષણ્ હેતુની માન્યતામા દૂષણ—

तस्यहेत्वाभासस्यापि संभवात्

**અર્થ**—પૂર્વે કહેલ ત્રણ લક્ષણવાળો હેતુ અને પચલક્ષણ હેતુ હેત્વાભાસ પણ થઈ શકે છે

**વિશેષાર્થ**—કેટલાક હેતુઓમા પક્ષસત્વ, સપક્ષસત્વ, વિપક્ષાસત્વ, અબાધિતવિષયત્વ ને અસત્પ્રતિપક્ષત્વરૂપ પાચે લક્ષણો છતા હેતુ સાધ્યને સિદ્ધ કરતો નથી માટે આ પાચ લક્ષણવાળો હેતુ હેત્વાભાસ સભવી શકે છે જેમકે તે કાળો છે મૈત્રનો છોકરો હોવાથી દાખલા તરીકે તેનો બીજો છોકરો પણ કાળો છે તેના પુત્રરૂપે હોવુ તે હેતુ પક્ષમા છે માટે **પક્ષસત્વ** છે તેમજ પુત્રરૂપ હેતુ તેના બીજા પુત્રમા છે તેથી **સપક્ષસત્વ** છે તેવીજ રીતે તેનો પુત્રરૂપ હેતુ બીજાના છોકરામા નથી માટે **વિપક્ષાસત્વ** છે પ્રત્યક્ષથી કાળો છે માટે **અબાધિતવિષયત્વ** છે તેમજ તેનું પ્રતિઅનુમાન નહોવાથી **અસત્પ્રતિપક્ષત્વ** પણ છે આ રીતે પાચે લક્ષણ છે છતા હેત્વાભાસ છે કારણ કે વિપક્ષમા પણ કાળા છોકરો હોઈ શકે છે અને મિત્રનો તીજો છોકરો ધોળો પણ હોઇ શકે

બૌદ્ધો આના ઉત્તરમા એમ કહેછે કે આમા નિશ્ચિત વિપક્ષાસત્વ નથી, માટે ત્રણે લક્ષણ પુરેપુરા નથી અને નિશ્ચિતપદ મુકીએ તો શબ્દાતરથી આપણુ જ લક્ષણ સ્વીકાર્યું ગણાય

¹ प्रमाणाविरोधिनि प्रतिज्ञातार्थे हेतावृत्तिरबाधितविषयत्वम् ।
साध्यतद्विपरीतयो साधनस्यात्रिरूपत्वमसत्प्रतिपक्षत्वम्
न्यायमार्ग पृष्ठ ६

નૈયાયિક આના જવાબમા કહેછે કે વ્યાપ્તિ ઉપાધિ શ
જોઇએ નરણ કે પુત્રત્વ તો પક્ષ સપક્ષમા હોવા છતા કા
પણામા તેની માતાનો શાક વિગેરેનો આહાર કારણભૂત
અને તે ઉપાધિ છે આ રીતે તેઓપણ શબ્દાતરથી ય
હેતુ સ્વીકારે છે સાધનની સાથે પુરેપુરુ વ્યાપક ન
અને સાધ્ય સાથે સરખુ વ્યાપીને રહે તેને ઉપાધિ કહે

સાધ્યનુ લક્ષણુ—

अप्रतीतमनिराकृतमभीप्सित साध्यम् ॥ १४ ॥

અર્થ-અપ્રતીત, તેમજ કોઇપણ પ્રમાણુથી અણ
ને જે સાધ્યતરીકે ઇષ્ટ હોય તે સાધ્ય થઇ શકે છે

અપ્રતીતનુ સમર્થન—

शङ्कितविपरीतानध्यवसितवस्तुना सा यताप्रतिपत्त्य
प्रतीतवचनम् ॥ १५ ॥

અર્થ-શકિત, વિપરીત ને અનધ્યવસિત વસ્તુએ
સાધ્યતા સિદ્ધ કરવા અપ્રતીત શબ્દ મુક્યો છે

વિશેષ-પોતાને કે બીજાને જે વસ્તુ સિદ્ધ હો
તો કોઈ સાધવા માટે પ્રયત્ન કરેજ નહિ, પરતુ જેને
શકા હોય, કે જે વિષે તદ્દન ઉલટુ ભાન થયુ હોય ત
સર્વથા જાણી ન હોય તે વસ્તુ સિદ્ધ કરવામા આવે છ
તેવા સાધ્યને અપ્રતીત સાધ્ય કહે છે

સાધ્યના લક્ષણમા યોજાયેલ 'અનિરાકૃત' શબ્
સાર્થકતા—

प्रत्यक्षादिविरुद्धस्य सा यत्व मा प्रसज्यतामित्यनिर
ग्रहणम् ॥ १६ ॥

---

८ साधनाऽव्यापक साध्यन समव्यासिक उपाधि

અર્થ-પ્રત્યક્ષાદિપ્રમાણથી વિરુદ્ધ ધર્મની સાધ્યત્વની પ્રાપ્તિ ન થાય તેટલા માટે અનિરાકૃત શબ્દ યોજાયો છે

વિશેષ-અગ્નિમા ટૈત્યને સાધ્ય રાખવુ તે પ્રત્યક્ષ પ્રમાણથી નિરાકૃત છે આવી નિરાકૃત વસ્તુઓ સાધ્ય તરીકે ન થઈ શકે કારણકે જે પદાર્થ જે રૂપે હોય તેને સિદ્ધ કરવામા આવે તો તે સિદ્ધ કરી શકાય બાકી ઉલટા પ્રકારે સિદ્ધ કરવા જાય તો શુદ્ધ સાધ્ય સિદ્ધ ન કરી શકે માટે સાધ્ય અનિરાકૃત જોઈએ

સાધ્યના લક્ષણમા યોજાયેલ 'અભિપ્સિત' પદની સાર્થકતા—

अनभिमतस्यासाध्यत्व प्रतिपत्तये अभीप्सित-पदोपादानम् ॥ १७ ॥

અર્થ-સાધ્ય તરીકે જે ઇષ્ટ ન હોય તેના અસાધ્યપણાની સિદ્ધિ માટે અભિપ્સિતપદ ગ્રહણ કર્યું છે

વિશેષ—જેમકે કોઇપણ માણસ કોઇ બાળક આગળ તેના પિતાના લગ્નનું વર્ણન કરે તો તે વસ્તુની સિદ્ધિ તે બાળકને અનભિમત સાધ્ય છે માટે અભિપ્સિત પદ મુકવામા આવ્યું છે કારણકે દરેક માણસ જે કાઇ સાધ્ય સિદ્ધ કરવા માટે યત્ન કરે છે તે પોતાના ઇષ્ટની સિદ્ધિ માટે કરે છે આ રીતે અભિપ્સિત પદ મુકેલ છે

ઉપરોક્ત ત્રણ સૂત્રો સાધ્યના લક્ષણમા મુકાયેલ શબ્દની સાર્થકતા બતાવે છે

નીચેના ત્રણ સૂત્રોદ્વારા સાધ્યત્વનુ નિરૂપણ—

व्याप्तिग्रहणसमयापेक्षया साध्य धर्म एवान्यथातदनुपपत्तेः ॥ १८ ॥

અર્થ—વ્યાપ્તિના જ્ઞાનના ગ્રહણ સમયની અપેક્ષાએ સાધ્ય તરીકે ધર્મજ હોય છે જો સાધ્યને ધર્મમાત્ર ન માનીએ તો વ્યાપ્તિ ઘટી શકતી નથી

**વ્યાપ્તિમા સાધ્ય ધર્મજ હોય છે તેનુ ઉદાહરણ—**

नहि यत्र यत्र धूमस्तत्र तत्र चित्रभानोरिव धरित्रीधरस्याप्यनुवृत्तिरस्ति ॥ १९ ॥

અર્થ—જ્યા જ્યા ધૂમાડો હોય ત્યા ત્યા અગ્નિ હોય તેવી રીતે અગ્નિની પેઠે પર્વતની અનુવૃત્તિ નથી

તેથી કરીને અહિં અગ્નિરૂપ ધર્મજ સાધ્ય છે પણ પર્વતરૂપ ધર્મી સાધ્ય નથી

**અનુમાન વખતે સાધ્ય તરીકે પક્ષનુ સ્થાપન—**

आनुमानिकप्रतिपत्त्यवसरापेक्षया तु पक्षापरपर्यायस्तद्विशिष्टः प्रसिद्धो धर्म्मी ॥ २० ॥

અર્થ—અનુમાનથી ઉત્પન્ન થયેલ જ્ઞાનની અપેક્ષાએ સાધ્ય તરીકે 'પક્ષ' એવા બીજા નામવાળો, વ્યાપ્તિજ્ઞાનના સમયના સાધ્યરૂપ ધર્મવિશિષ્ટ પ્રસિદ્ધ ધર્મી સાધ્ય છે

**ધર્મીની પ્રસિદ્ધિના ત્રણ પ્રકાર—**

'धर्मिणि प्रसिद्धिः क्वचिद्विकल्पतः' कुत्रचित्प्रमाणतः' क्वापि विकल्पप्रमाणाभ्याम् ॥ २१ ॥

---

૯ ધર્મ જેનામા રહે તે ધર્મી આ ધર્મી દેશવિશિષ્ટ સોળ પ્રકારે થાય છે દાખલા તરીકે ધૂમાડારૂપ હેતુથી અગ્નિને સાધ્ય તરીકે સિદ્ધ કરતુ હોય ત્યારે અગ્નિ જે સ્થળમા રહે તે સ્થળને દેશવિશિષ્ટ કહે છે આ દેશવિશિષ્ટના સોળભેદ પડે છે

અર્થ—ધર્મીની પ્રસિદ્ધિ કોઈવાર વિકલ્પથી-અધ્યવસાયથી કોઇક સ્થળે પ્રમાણથી અને કોઇક સ્થળે વિકલ્પને પ્રમાણ બન્નેથી થાય છે

**ધર્મીની પ્રસિદ્ધિના ત્રણ પ્રકારના ઉદાહરણ.**

[10]यथा समस्ति समस्तवस्तुवेदी, क्षितिधरकन्धरेयं धूमध्वजवती, ध्वनिः परिणतिमान् ॥ २२ ॥

અર્થ—જેમકે સમસ્ત વસ્તુને જાણનાર કોઇક છે

સર્વઅગ્નિ સર્વદેશવિશિષ્ટ ૨ સર્વઅગ્નિ અનિર્ધારિતદેશ વિશિષ્ટ ૪ સર્વઅગ્નિ પૂર્વઅનુભવેન દૃષ્ટાન્તદેશવિશિષ્ટ ૪ સર્વ અગ્નિ ઉપલભ્યમાનપર્વતાદિદેશવિશિષ્ટ ૫ કોઇક અગ્નિ સર્વદેશ વિશિષ્ટ, ૬ કોઇક અગ્નિ અનિર્ધારિત દેશવિશિષ્ટ ૭ કોઇક અગ્નિ પૂર્વ અનુભવેન દૃષ્ટાન્તદેશવિશિષ્ટ ૮ કોઇક અગ્નિ ઉપલભ્યમાન પર્વતાદિ વિશિષ્ટ ૯ મહાનસમા જોયેલ અગ્નિ સર્વદેશવિશિષ્ટ ૧૦ મહાનસમા જોયેલ અગ્નિ અનિર્ધારિતદેશવિશિષ્ટ ૧૧ મહાનસમા જોયેલ અગ્નિ પૂર્વાનુભૂતમહાનસાદિદેશવિશિષ્ટ ૧૨ મહાનસમા જોયેલ અગ્નિ સમ્પ્રતિઉપલભ્યમાન દેશવિશિષ્ટ અગ્નિ ૧૩ સાધવાને ઇચ્છેલ અગ્નિ સર્વદેશવિશિષ્ટ, ૧૪ અનિર્ધારિત દેશ વિશિષ્ટ ૧૫ પ્રાગનુભૂત દેશવિશિષ્ટ ૧૬ હાલ અનુભૂયમાન દેશવિશિષ્ટ આમા સોળમો પક્ષ વ્યાજબી તરીકે સ્વીકાર્યો છે બાકીના પંદરમા પ્રત્યક્ષવિરોધ સિદ્ધસાધ્યત્વ વિગેરે દોષ છે જ્યારે સોળમામા આ અગ્નિ આ દેશ વિશિષ્ટ એમ નિર્ણીત છે

૧૦ વિકલ્પપ્રસિદ્ધ પ્રમાણપ્રસિદ્ધ ને ઉભયપ્રસિદ્ધ આ ધર્મિના ત્રણ ભેદોની માન્યતા પ્રાચીન પરિપાટીને લઇને છે પરંતુ આજની શૈલીમાતો ધર્મીને પ્રમાણ પ્રસિદ્ધજ માનવામા આવે છે તે અપેક્ષાને લઇને છે

તેમજ આ પર્વતનું શિખર અગ્નિવાળું છે તથા શબ્દ પરિણામ ધર્મ યુક્ત છે

વિશેષાર્થ—આ ચાલુ અનુમાનપ્રમાણનો વિચાર કરતા હેતુ અને સાધ્યનું વાસ્તવિક સ્વરૂપ બતાવ્યા પછી હવે પક્ષનું સ્વરૂપ બતાવે છે ગ્રથકાર ગ્રથની બૃહદ્‌વૃત્તિમા દેશવિશિષ્ટ ધર્મીના જુદે જુદે પ્રકારે સોળ ભેદ પાડયા છે ને વિસ્તૃત વિવેચન કર્યુ છે

પદાર્થની વ્યાપ્તિ જ્ઞાન વખતે સાધ્ય તરીકે ધર્મ હોય છે અને અનુમાન જ્ઞાન વખતે વ્યાપ્તિજ્ઞાનના સાધ્ય ધર્મનો આધાર ધર્મી સાધ્ય તરીકે હોય છે એટલા માટે અનુમાન જ્ઞાનમા સાધ્યના બે ભાગ પડે છે એક ધર્મ ને બીજો ધર્મી —પરતુ અનુમાનમા જે ધર્મી સાધ્ય હોય છે તે ધર્મયુક્ત ધર્મી હોય છે કેવળ ધર્મી કે કેવળ ધર્મ સ્વતંત્ર સાધ્ય નથી હોતા. એ બેમા ધર્મી પ્રસિદ્ધ હોવો જોઈએ કારણકે ધર્મીને પ્રસિદ્ધ ન માનીએ તો ધર્મની સિદ્ધિ કઈ જગ્યાએ કરવામા આવે ?

હવે આ ધર્મીની પ્રસિદ્ધિ કોઈ એક પ્રકારે થતી નથી પરતુ વિકલ્પ, પ્રમાણ અને પ્રમાણવિકલ્પ એ ત્રણ પ્રકારે થાય છે જે ધર્મીમા અસ્તિત્વ અથવા નાસ્તિત્વ સાધ્ય તરીકે હોય તે વિકલ્પ પ્રસિદ્ધ ધર્મી કહેવાય છે આ પદાર્થ ધર્મી પ્રમાણનો વિષય છે કે અપ્રમાણનો વિષય છે એ બેમાથી કોઈપણ નિર્ણય ન હોય પરતુ સાધ્યની સિદ્ધિના માટે જ માન કલ્પનામા આવે તેને વિકલ્પ પ્રસિદ્ધ ધર્મી કહે છે દાખલા તરીકે સમસ્ત વસ્તુને જાણનાર સર્વજ્ઞ છે આમા સમસ્ત વસ્તુને જાણનાર એ પક્ષ છે અને છે રૂપ અસ્તિત્વ સાધ્ય છે કારણકે પક્ષને બાધક પ્રમાણ નિયમથી

નથી માટે કલ્પનાદ્વારા પણ કોઇને કોઇ સર્વજ્ઞ હોવો જોઇએ એ સિદ્ધ થાય છે

પ્રત્યક્ષ વિગેરે કોઇપણ પ્રમાણદ્વારા જેનો નિશ્ચય થલો હોય તે ધર્મી પ્રમાણ પ્રસિદ્ધ કહેવાય છે જેમકે, આ પર્વતનું શિખર અગ્નિવાળુ છે આમા પર્વતનું શિખર પ્રત્યક્ષ પ્રમાણથી પ્રસિદ્ધ ધર્મી-પક્ષ છે અને સાધ્ય અગ્નિવાળુ છે

જે પદાર્થનો કોઈક અશ પ્રમાણથી સિદ્ધ હોય અને કોઇક અશ અનિશ્ચિત હોય તે ધર્મીને પ્રમાણવિકલ્પ પ્રસિદ્ધ કહેવામા આવે છે જેમકે, શબ્દ પરિણામ ધર્મયુક્ત છે આ ઉદાહરણમા ધર્મી તરીકે શબ્દ ઉભય પ્રસિદ્ધ છે કારણકે વર્તમાનકાળમા વર્તમાન શબ્દ પરિણતિયુક્ત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે પરતુ ભૂત અને ભવિષ્ય શબ્દનું સ્વરૂપ પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ નથી પરતુ કલ્પના-વિકલ્પ માત્રથી સિદ્ધ છે આ રીતે ત્રણે કાળનો પારિણતિમાન્ શબ્દ પ્રમાણ અને વિકલ્પથી પ્રસિદ્ધ છે કારણકે અહિ કોઇ નિશ્ચિત શબ્દ પક્ષ તરીકે નથી પરતુ ત્રણેકાળમા રહેનાર સર્વ શબ્દ પક્ષ તરીકે છે અને તેમ હોવાથી વર્તમાનશબ્દ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે, અને ભૂત ને ભવિષ્ય શબ્દનુ સ્વરૂપ વિકલ્પમાત્રથી સિદ્ધ છે

પરાર્થ અનુમાનનું નિરૂપણ—

पक्षहेतुवचनात्मकं [11]परार्थमनुमानमुपचारात् ॥ २३ ॥

અર્થ—ઉપચારથી પક્ષ અને હેતુવચનસ્વરૂપ પરાર્થનુમાન છે

११ यथोक्तसाधनाभिधानजः परार्थम् प्रमाणमीमासा २-१-१

વિશેષ—માત્ર હેતુને જોવાથી હૃદયગત જે બોધ થાય છે તે સ્વાર્થાનુમાન છે અને તે બોધ પરને જણાવવામા જે શબ્દપ્રયોગ કરવામા આવે છે તે પરાર્થાનુમાન છે

આ પરાથાનુમાન અત્યત બુદ્ધિશાળીને થવા માટે કેવળ એક હેતુ ધીજ અપેક્ષા રાખે છે કારણકે તેને અહિ ધુમાડો છે એ કહેવાથી સપૂર્ણ જ્ઞાન થઇ જાય છે પરતુ ઘણુ કરીને કેવળ એક હેતુ દ્વારાજ પ ાર્થાનુમાનનો બોધ કરનારા ઘણા ઓછા હોય છે માટે ગ્રથકારએ અવયવોનો સ્વીકાર કર્યો છે કારણકે સામાન્ય બુદ્ધિવાળાને પક્ષ અને હેતુ બન્ને જાણવા પડે છે અને મન્દબુદ્ધિવાળાને તો પક્ષ, હેતુ, દૃષ્ટાન્ત, ઉપનય અને નિગમન એ પાચે અવયવો તેમજ તેની સમશુદ્ધિની જરૂર રહે છે

વાસ્તવિકરીતે સ્વાર્થાનુમાનજ છે કારણકે આ બધા વચનોથી પણ હૃદયગત બોધજ થાય છે પક્ષ હેતુ વચન તો જડ છે અને જડ જ્ઞાનરૂપ ન હોવાથી પ્રમાણ ન થઇ શકે પરતુ પક્ષ અને હેતુકથન વસ્તુનો બોધ થવામા કારણ રૂપ હોવાથી પક્ષ અને હેતુના કથનને પણ અનુમાન માન્યું છે તેથી કારણમા કાર્યનો ઉપચાર ઘટાવવાથી અને તે જ્ઞાન પારકાને નીમિત્તે છે માટે પરાર્થાનુમાન માનવામા આવે છે

અથવા બીજી રીતે વિચારીએ તો હૃદયમા થયેલો બોધ તે કારણ છે અને તેને શબ્દરૂપે પારકાને જણાવવું તે પરાર્થ કાર્ય છે આમા કારણનો બોધ હૃદયગતજ થાય છે અને કાર્યરૂપ પક્ષ અને હેતુકથન છે આથી કારણનો કાર્યમા ઉપચાર કરવાથી પરાર્થ અનુમાન માનવામા આવ્યુ છે કેટલાક દર્શનકારોએ પરાર્થ અનુમાન ન માનતા સ્વાર્થમાજ અતર્ગત કરી લીધુ છે

પક્ષપ્રયોગની આવશ્યકતા—

साध्यस्य प्रतिनियतधर्मिसम्बन्धिताप्रसिद्धये हेतोरुपसंहारवचनवत्पक्षप्रयोगोप्यवश्यमाश्रयितव्यः ॥२४॥

અર્થ—સાધ્યનો ચોક્કસ ધર્મી સાથેનો સંબંધ સિદ્ધ કરવાને જેમ હેતુના ઉપસંહારવાળા વચનનો પ્રયોગ કરવામા આવે છે તેવીજ રીતે પક્ષનો પ્રયોગ પણ અવશ્ય કરવો જોઇએ.

વિશેષાર્થ—હવે પરાર્થ અનુમાનમા પક્ષ હેતુની મૂખ્યતા છે પરંતુ દષ્ટાન્ત ઉપનય ને નિગમનની ખાસ જરૂર નથી તે વિષય તો આગળ સૂત્રો દ્વારા વિસ્તૃતપણે ગ્રંથકાર પોતેજ ચર્ચશે પરંતુ અહિંઆ તો પ્રસ્તુત એટલુજ છે કે પક્ષ અને હેતુકથન અવયવ તરીકે કઈ રીતે છે તેમજ પક્ષ અને હેતુકથન વિના બોધ અશક્ય કઇ રીતે બને છે તેજ જણાવવાનુ છે

બૌદ્ધો વ્યાપ્તિસહિત પક્ષધર્મના ઉપસંહારરૂપ અનુમાન માને છે 'જ્યા જ્યા ધુમાડો હોય ત્યા ત્યા અગ્નિ હોય' આ વ્યાપ્તિમા ધુમાડો કોઈ નિયત સ્થળે નથી હવે આ ધુમાડો અમુક નિયત સ્થળે છે તે જણાવવા માટે 'ધૂમાડો અહિં છે' તે રૂપ ઉપસંહારવચન બૌદ્ધો સ્વીકારે છે પ્રસ્તુત અનુમાનમા જ્યારે તેઓ નિશ્ચિતપક્ષમા સાધન નક્કી થાય તેટલા માટે ઉપનય સ્વીકારેછે તે પ્રમાણે તેઓએ નિશ્ચિત પક્ષમા સાધ્ય નક્કી કરવા માટે પક્ષની જરૂરિઆત માનવી જોઇએ આરીતે પક્ષ ગમ્ય હોય છતા પણ તેના પ્રયોગની આવશ્યકતા રહે છે કારણકે ઉપસંહારની પેઠે નિયતધર્મી તે સિવાય ઘટી શકતો નથી

ઉપકારપુર્વક પક્ષપ્રયોગની આવશ્યકતા—

त्रिविधं साधनमभिधायैव तत्समर्थनं विदधानः
कः खलु न पक्षप्रयोगमङ्गीकुरुते ॥ २५ ॥

અર્થ—ત્રણ પ્રકારનો હેતુ કહીને અને તેને સાચા હેતુ તરીકે સાબિત કરવાને પ્રયત્ન કરતો કયો માણસ પક્ષ પ્રયોગનો અંગીકાર નહિ કરે ?

વિશેષ—બૌદ્ધો સ્વભાવ,[१२] કાર્ય અને અનુપલબ્ધિરૂપ તથા પક્ષસત્વ સપક્ષસત્વ અને વિપક્ષવ્યાવૃત્તિ એમ બન્ને પ્રકારે ત્રણ પ્રકારનો હેતુ માને છે અને તે હેતુ દ્વારા સાધ્ય સિદ્ધ કરે છે જે માણસ જે ઠેકાણે રહેલી વસ્તુને સિદ્ધ કરે છે તેને તે સ્થાનનું ભાન હોવું જોઇએ. 'જ્યાં જ્યાં ધૂમાડો હોય ત્યાં ત્યાં અગ્નિ હોય જેમકે રસોડામાં તેમજ અહિં ધૂમાડો છે' આની અંદર હેતુ દેખવાથી સાધ્યનો આધાર પક્ષનું ભાન સ્હેજે થઇ જાય છે માટે પક્ષની જરૂર નથી આમ કહેનાર બૌદ્ધોએ વિચારવું જોઇએ કે જેમ તમે મુકેલો આ હેતુ અસિદ્ધ નથી અને અનૈકાન્તિક નથી કે વિરુદ્ધ નથી તે સમર્થન જેમ તમે હેતુના પ્રયોગ વિના કરી શકતા નથી તેમ સાધ્ય કયે સ્થળે સિદ્ધ કરવાનો છે તેને માટે પક્ષપ્રયોગની જરૂરીઆત છે કોઇપણ હેતુથી સાધ્યને સિદ્ધકરનાર માણસ હેતુ કયા છે તે જાણવા માટે ઉપસંહાર વચન સ્વીકારે છે તેમ સાધ્ય કયાં રહે છે તે માટે પક્ષને પણ જરૂર જાણવો જોઇએ.

આરીતે સ્વાર્થાનુમાન કેવળ હેતુથીજ બોધ કરનાર

---

१२ अनुपलब्धि स्वभाव कार्यंचेति न्यायबिन्दु पृष्ठ ३५.

હેતુ જ્યારે પરાર્થાનુમાનમા પક્ષ અને હેતુ બન્નેની આવશ્યકતા રહે છે

પરાર્થ અનુમાનની પેઠે પ્રમાણાનુસાર પરાર્થ પ્રત્યક્ષ —

प्रत्यक्षपरिच्छिन्नार्थाभिधायि वचन परार्थं प्रत्यक्ष पर-[१३]प्रत्यक्षहेतुत्वात् ॥ २६ ॥

અર્થ—પ્રત્યક્ષ જ્ઞાનથી જાણેલા પદાર્થને કહેનારૂ વચન તે પરાર્થ પ્રત્યક્ષ છે કારણકે આ પ્રત્યક્ષ જ્ઞાન પારકાને પ્રત્યક્ષના હેતુભૂત છે

વિશેષાર્થ—જેમ પોતાને હૃદયગત થયેલુ અનુમાન પારકાને જણાવવુ હોય તો ઉપચારથી પરાર્થઅનુમાન કહેવાય છે તેવી રીતે પોતાને થયેલ પ્રત્યક્ષજ્ઞાન અન્યપુરુષને શબ્દ દ્વારા જણાવવામા આવે ત્યારે આ પ્રત્યક્ષજ્ઞાન પરાર્થ પ્રત્યક્ષ કહેવાય છે કારણકે શબ્દદ્વારા બન્ને જગ્યાએ પારકાને જ્ઞાન કરાવવુ એ મુખ્ય કારણ છે

પરાર્થપ્રત્યક્ષનુ ઉદાહરણ—

यथा पश्य पुरः स्फुरत् किरणमणिखण्डमण्डिताभरण भारिणीं जिनपतिप्रतिमाम् ॥ २७ ॥

અર્થ—જેમકે સામે સ્ફુરાયમાન કિરણોવાળા મણિઓના ટુકડાથી સુશોભિત ઘરેણાથી શણગારેલી આ પ્રતિમાને તુ જો

૧૩ પરાર્થ અનુમાન અને પરાર્થપ્રત્યક્ષની પેઠે પરાર્થસ્મરણ થઈ શકે છે

વિશેષાર્થ—અત્યારસુધી પરાર્થ અનુમાનમા પક્ષ અને હેતુ એ બન્નેના પ્રયોગની જરૂર છે તે ન હોય તો પરાર્થ ન થાય તે કહ્યુ ને તે જણાવતા સાથે સાથે પરાર્થ અનુમાનના પેઠે પરાર્થ પ્રત્યક્ષ કોને કહે તે પણ પ્રસંગાનુસાર જણાવ્યુ હવે આ પરાર્થપ્રત્યક્ષના આ દૃષ્ટાન્તમા પૂર્વે પ્રત્યક્ષ થયેલ માણસ પારકાને તે પ્રત્યક્ષ જ્ઞાન કરાવવા માટે આ વચન મુકી તેને પોતાને થયેલ પ્રત્યક્ષજ્ઞાન કરાવે ▪ માટે તેને પરાર્થપ્રત્યક્ષ કહેવામા આવે છે આ રીતે પ્રાસંગિક પરાર્થાનુમાન સાથે પરાર્થપ્રત્યક્ષ અને તેજ પ્રમાણે પોતાને થયેલ સ્મરણ જ્ઞાન બીજાને શબ્દદ્વારા સ્મરણજ્ઞાન કરાવવામા આવે ત્યારે તેને પરાર્થસ્મરણ કહે છે

જેઓ પરાર્થ અનુમાનમા દૃષ્ટાન્ત ઉપનયને નિગમન વિગેરે પાચ અવયવો સ્વીકારે છે તે વિષય ઉપર પોતાનો અભિપ્રાય જણાવતા ગ્રથકાર કહે છે કે બેજ અનુમાનના અવયવ છે અને તે વાત સિદ્ધ કરે છે

### પરાર્થાનુમાનના અવયવ તરીકે બેનો સ્વીકાર અને અન્યનો નિરાસ—

पक्षहेतुवचनलक्षणमवयवद्वयमेव परप्रतिपत्तेरङ्गं, न दृष्टान्तादि वचनम् ॥ २८ ॥

અર્થ—અન્યને બોધ કરાવવામા પક્ષ અને હેતુ કથનરૂપ બેજ અવયવ કારણ છે પરતુ દૃષ્ટાન્ત વિગેરે કથન કારણ નથી

વિશેષાર્થ—પોતાને થયેલ બોધ પરને કરાવવામા પરાર્થાનુમાનની જરૂરીઆત છે હવે તે પરને બોધ કોઈ એકજ પ્રકારે થાય એવો તો આગ્રહ રાખી શકાય નહિ

પરતુ સામા માણુસને સુખે પદાર્થનું ભાન થાય ત્યા સુધી ભાન કરાવનાર માણુસે તેને ખુલાસા કરવા જોઇએ અને તે ખુલાસાઓ જુદી જુદી વ્યક્તિને અનુસરીને કોઇને એક, બે, ત્રણ, પાચ, અને છેવટે વધુમા વધુ દસની પણ અપેક્ષા રાખે છે, આ ખુલાસાઓનેજ અનુમાનના અવયવો તરીકે પ્રમાણુ શાસ્ર માને છે

હવે આ અવયવો વિષે નિયત સખ્યાનો એકાત આગ્રહ રાખવો તે અયોગ્ય છે છતા પણુ તે અનુમાનના સાધન તરીકે વધારેમા વધારે દશ અવયવો હોઇ શકે છે પરતુ જેને એકજ કે બે અવયવથી (ખુલાસાથી) પદાર્થનું ભાન થતુ હોય તેને વધારે અવયવો જણાવવા નિરર્થક છે

જે માણુસને પક્ષનો નિર્ણય હોય તેમજ સાધ્ય સાધનના સબધયુક્ત દષ્ટાન્ત ચોક્કસ હોય તેવા અત્યત બુદ્ધિશાળી અને અભ્યાસદશાવાળા પુરૂષને હેતુમાત્ર કહેવાથી પદાર્થનું ભાન થાય છે તેને માટે પક્ષ વિગેરે સર્વ નિરર્થક છે

પક્ષના નિર્ણય વિનાના પુરુષને તો એકલા હેતુથી ભાન થતું નથી પરતુ તેને માટે તો પક્ષની પણ જરૂરીઆત રહે છે

આ હેતુ બીજી બધી જગ્યાએ સમર્થ છે કે નથી તેનું જેને ભાન નથી તેને માટે દષ્ટાન્તની પણ જરૂર રહે છે કારણકે જ્યા સુધી તેને દષ્ટાન્ત ન કહેવામા આવે ત્યા સુધી તેને આ હેતુ સાધ્ય સિદ્ધ કરશે એ વિશ્વાસ થતો નથી

પક્ષ હેતુ ને દષ્ટાન્ત કહ્યા છતા પણ ઓછી બુદ્ધિવાળો માણુસ આ દષ્ટાન્તમા હેતુ છે તેમ પક્ષમા હેતુ છે તેવો સમન્વય કરી શકતો નથી તેને માટે ઉપનયની પણ જરૂર રહે છે

આ બધા છતાં વસ્તુના ભેદના નિર્ણયની આકાંક્ષા વાળા પુરુષને નિગમનની પણ જરૂર રહે છે

જે પુરુષો પક્ષ, હેતુ અને દૃષ્ટાન્ત વિગેરે પણ સમજી શકતા ન હોય કે શંકાશીલ હોય તેને માટે પક્ષ, હેતુ, દૃષ્ટાન્ત, ઉપનય ને નિગમન સબંધી શંકા દૂર કરવા કે તેનું સ્વરૂપ બતાવવા દરેકની શુદ્ધિની જરૂર રહે છે

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે પરાર્થ અનુમાનને વિષે એક પ્રકાર નથી છતાં પણ ઓછામાં ઓછું પરાર્થ અનુમાન અતિવ્યુત્પન્ન પુરુષને એક હેતુવચનરૂપ અવયવવાળું છે વ્યુત્પન્ન પુરુષને પક્ષ અને હેતુવચનરૂપ બે અવયવવાળું છે પરન્તુ વાસ્તવિક રીતે અનુમાનમાં અવયવનો વિચાર કરીએ તો ખાસ કરીને અવયવ તરીકે આ બેપક્ષ ને હેતુ બને છે બૌદ્ધો અવયવ તરીકે પક્ષપ્રયોગ નથી સ્વીકારતા તેનો ખુલાસો આગળ ગ્રંથકાર કરી ગયા અને હેતુને તો કોઈપણ નૈયાયિક અવયવ તરીકે ન સ્વીકારવાની હિંમત કરે તેમ નથી આ રીતે પક્ષ અને હેતુવચનરૂપ બે મૂખ્ય અવયવ નિર્વિવાદ સિદ્ધ થાય છે હવે જેઓ વધુ અવયવો માને છે તે ભલે અ પબુદ્ધિવાળા માણસને માટે જરૂર હોય પણ તે ખાસ અનુમાનના અવયવ નથી બનતા જેમ હાથ પગ વિગેરે શરીરના અવયવો છે તેમ શરીરપર પહેરેલા કપડાં અવયવોને પોષક છે પરંતુ શરીરના અવયવ તરીકે કહેવાના નથી

[14]બૌદ્ધો વ્યાપ્તિસહિત પક્ષધર્મના ઉપસંહાર રૂપ અનુમાન માને છે

१४ व्याप्त्युपेत पक्षधर्मतोपसंहारस्य सौगतैरनुमानतामाभि ...
षड्दर्शनसमुच्चय बौद्धदर्शन ४ १...

[15]ભાટ્ટ, પ્રાભાકર અને સાંખ્ય—પક્ષ હેતુ અને દ્રષ્ટાન્ત સ્વરૂપ અનુમાન માને છે

[16]નૈયાયિક અને વૈશેષિકો—પક્ષ, હેતુ, દ્રષ્ટાન્ત, ઉપનય અને નિગમનરૂપ પાંચ અવયવવાળું અનુમાન માને છે

[17]જૈનો વાસ્તવિક રીતે પક્ષ અને હેતુના કથનરૂપ અનુમાન માને છે અને તે બેની હયાતિમાજ બીજા અવયવો સાર્થક છે હવે તે હેતુ કેટલા પ્રકારનો છે તે જણાવે છે

**હેતુપ્રયોગના પ્રકાર —**

हेतुप्रयोगस्तथोपपत्त्यन्यथानुपपत्तिभ्यां द्विप्रकार ॥२९॥

અર્થ.—સાધ્ય હોય તો હેતુ હોય-તથોપપત્તિ અને સાધ્ય નહોય તો હેતુ નહોય-અન્યથાનુપપત્તિ તે બન્ને વડે કરીને હેતુનો પ્રયોગ બે પ્રકારે થાય છે

**વિશેષ**—હવે આ પરાર્થાનુમાનવિષયક હેતુનું લક્ષણ સ્વાર્થનુમાનના (निश्चितान्यथानुपपत्त्येकलक्षणो हेतुः ॥११॥) 'સાધ્ય ન હોય તો હેતુનું જરા પણ નહોવું' તે રૂપ લક્ષણ અહિં પણ જાણવુ

પરંતુ સ્વાર્થાનુમાનમાં **પ્રયોગ** શબ્દ મુકયો નથી કારણ કે ત્યાં આગળ હેતુને બોલવો પડતો નથી પરંતુ જ્ઞાનજ

---

१५ अनुमानत्रिविध त्रिमावन व्यत्रवत पक्षसाधन इत्यपर । तदाख्यात दर्शित परहेतुव्यन्ता इति व्यवयवम् ।

સાંખ્યકારિકા માઠરવૃત્તિસહિતા પૃષ્ઠ १२

१६ प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनानि पञ्चावयवा तर्कसंग्रह पृ २७

१७ एतद्द्वयमेवानुमानाङ्ग नोदाहरणम् ॥ ३७ ॥

પરિક્ષામુખ પૃષ્ઠ ३४.

કરવાનું હોય છે અને અહિંતો પરાર્થાનુમાન વચનરૂપ હોવાથી પ્રયોગ શબ્દ મુકવો જરૂરી છે

આ હેતુપ્રયોગ બે પ્રકારનો છે એક સાધ્ય હોય તો હેતુનું હોવુ તે તથોપપત્તિ અને બીજો સાધ્ય ન હોય તો હેતુનું નહોવુ તે અન્યથાનુપપત્તિ. જેને બીજા દર્શનકારો આને કેટલાક ફેરફાર સાથે અન્વય અને વ્યતિરેક કહે છે

બે પ્રકારના હેતુનુ નિરૂપણ —

सत्येव साध्ये हेतोरुपपत्तिस्तथोपपत्तिः, असतिसाध्ये हेतोरनुपपत्तिरेवान्यथानुपपत्ति ॥ ३० ॥

અર્થ—સાધ્ય હોયતો હેતુનું હોવુ તે તથોપપત્તિ અને સાધ્ય નહોય તો હેતુનું નહોવુ તે અન્યથાનુપપત્તિ.

બન્ને પ્રકારના હેતુઓનુ ઉદાહરણ —

यथा कृशानुमानयं पाकप्रदेशः सत्येव कृशानुमत्त्वे धूमवत्त्वस्योपपत्तेः, असत्यनुपपत्तेर्वा ॥३१॥

અર્થ—જેમકે આ અગ્નિવાળુ રસોડુ છે, કારણ કે તે અગ્નિવાળુ હોય તો ધુમાડાવાળુ હોઇ શકે અથવા તે અગ્નિવાળુ ન હોય તો ધુમાડાવાળુ ન હોય

વિવેચન—આરીતે હેતુના પ્રકાર, વ્યાખ્યા અને દૃષ્ટાન્ત દ્વારા જણાવ્યું કે આ બે પ્રકારના હેતુ દ્વારાજ સાધ્યસિદ્ધ થાય છે આ બન્ને ઉદાહરણોમા એક તથોપપત્તિનુ ઉદાહરણ અને એક અન્યથાનુપપત્તિનુ ઉદાહરણ છે

અનુમાનના મૂખ્ય અગ પક્ષ અને હેતુ છે તેમા પક્ષનું નિરૂપણ અને પક્ષની આવશ્યક્તા જણાવી ગયા ત્યાર બાદ હેતુનું નિરૂપણ કરી તેના ઉદાહરણ આપ્યા

જેઓ એકજ સાધ્ય સાધતા બન્ને પ્રકારના હેતુ જોઈએ વો આગ્રહ રાખે છે તેને માટે જણાવે છે કે એકજ હેતુ પ્રયોગ ાધ્યમા સમર્થ છતા બીજા પ્રયોગનો સ્વીકાર કરવો તે માવશ્યક નથી

अनयोरन्यतरप्रयोगेणैव साध्यप्रतिपत्तौ द्वितीय प्रयोगस्यैकत्रानुपयोगः ॥३२॥

અર્થ—પૂર્વે કહેલા બન્ને પ્રયોગોમાથી કોઇપણ એક પ્રયોગથી સાધ્યની સિદ્ધિ થતી હોવાથી એજ સ્થળે બીજો પ્રયોગ નિરૂપયોગી છે

વિશેષાર્થ—આ બન્ને હેતુ પ્રયોગથી સાધ્યનો એકજ અર્થ સિદ્ધ થાય છે જ્યારે કોઇપણ એક પ્રયોગથી સાધ્ય સિદ્ધ થતુ હોય ત્યા બીજા પ્રયોગની આવશ્યકતા રહેતી નથી કારણ કે બન્ને પ્રયોગ કરવાથી કાંઇ પણ અર્થમા ફેરફાર થતો નથી માત્ર બન્ને પ્રયોગ વાપરનારની અકુશળતા જ પ્રગટ થાય છે

પરને બોધ કરાવવામા દૃષ્ટાન્તાદિ કથન ખાસ સમર્થ નથી એ પ્રમાણે ૨૮ મા સૂત્રમા ('परप्रतिपत्तेरङ्ग न दृष्टान्तादिवचनं' ૨૮ મુ સત્ર) કહ્યુ હતું તેમા દૃષ્ટાન્તની જરૂરિયાત વિષયક ગ્રથકાર સામા પક્ષની ત્રણ દલીલો ઉત્પન્ન કરી એકેક દલીલને દૂષિત કરી પક્ષ અને હેતુ એ બેજ કથન અનુમાનના ખાસ અવયવછે તે વાત સાત સૂત્રો મુકી સાબીત કરે છે આપણે ભૂલવુ ન જોઇએ કે જૈનગ્રથકાર પચાવયવનો એકાત નિષેધ કરતા નથી પરતુ જેઓ પચાવયવનેજ સંખ્યા માને છે અને તેથી

ઓછા અવયવોથી પરાર્થાનુમાન ન થાય તેવો આગ્રહ રાખે છે તેને માટેજ તેઓ જણાવે છે કે વ્યુત્પન્ન પુરુષને જ્ઞાન કરાવવામા પક્ષ અને હેતુ બસ છે

કાપિલ, ભાટ્ટ ને પ્રાભાકર—પક્ષ, હેતુ ને દૃષ્ટાન્ત એ ત્રણુજ અનુમાનના અવયવભૂત છે તેથી ઓછા અવયવભૂત અનુમાન ન હોઇ શકે એમ માને છે તેને જૈનો પૂછે છે કે દૃષ્ટાન્ત તમે પર પુરુષને બોધ થાય તે માટે સ્વીકારો છો? કે સાધ્ય નહોય તો હેતુનુ ન હોવુ તેરૂપ અન્યથાનુપપત્તિના નિર્ણય માટે સ્વીકારો છો? અથવા વ્યાપ્તિના સ્મરણ માટે સ્વીકારો છો? હવે તેઓના પ્રથમ વિકલ્પના સત્યાસત્ય ઉપર યુક્તિયુક્ત વિચાર કેમ હોઇ શકે તે જણાવે છે

હવે દષ્ટાન્તવચનની આવશ્યકતા—

न दृष्टान्तवचनं परप्रतिपत्तये प्रभवति तस्याः पक्षहेतुवचनयोरेव व्यापारोपलब्धेः ॥३३॥

**અર્થ**—દૃષ્ટાન્ત કથન દ્વારા અન્યને નિશ્ચય કરાવવાને સમર્થ થઇ શકતુ નથી કારણકે નિશ્ચય કરાવવામા તો પક્ષ અને હેતુ કથનનોજ વ્યાપાર નજરે ચડે છે

**વિશેષાર્થ**—આરીતે પરને બોધ કરવામા દૃષ્ટાન્ત સમર્થ નથી પરન્તુ પક્ષને હેતુ કથનજ છે સાધ્યની સાથે નિર્ણીતઅવિનાભાવવાળો હેતુજ પરપુરુષને સાધ્યનો બોધ કરાવવામા સમર્થ છે અને જેને આવા શુદ્ધ હેતુનો સબંધ થાય છે તેને દૃષ્ટાન્ત વિગેરેની જરૂર નથી અર્થાત્ કે જે પુરુષને નિર્ણીત અવિનાભાવ યાદ છે તેને

દૃષ્ટાન્ત નિરૂપયોગીજ ગ્હે છે કારણકે દૃષ્ટાન્ત તો તેને માટે જરૂર રહે કે જે પૂર્વનો સબધ ભૂલી ગયો હોય

અન્યથાનુપપત્તિના નિર્ણયમા પણ દૃષ્ટાન્તનુ અ-મામર્થ્ય—

न च हेतोरन्यथानुपपत्तिनिर्णीतये यथोक्ततर्कप्रमाणादेव तदुपपत्ते ॥३४॥

અર્થ—સાધ્ય ન હોય તો હેતુ ન હોય તેરૂપ હેતુની અન્યવાનુપપત્તિનો નિર્ણય પણ દૃષ્ટાન્તકથન કરાવી શકતુ નથી કારણકે પૂર્વે કહેલા તર્કપ્રમાણથીજ નિશ્ચયની ઉત્પત્તિ થાય છે

વિશેષ—અગ્નિ આદિ સાધ્ય નહોય ત્યા ધૂમાદિ હેતુ નહોય તે રૂપ અન્યવાનુપપત્તિ તર્કથી થાય છે પણ દૃષ્ટાન્તથી નથી થતી અને જો દૃષ્ટાન્તથી અન્યથાનુપપત્તિ માનવામા આવે તો અનવસ્થા થાય અને તર્ક પ્રમાણ નિષ્ફળ ગણાય

અનવસ્થા દોષ—

नियतैकविशेषस्वभावे च दृष्टान्ते साकल्येन व्याप्तेरयोगतो विप्रतिपत्तौ तदन्तरापेक्षायामनवस्थितेर्दुनिवारः समवतार ॥३५॥

અર્થ—અમુક એક ચોક્કસ સ્વભાવવાળા દૃષ્ટાન્તને વિષે સપૂર્ણપણાએ વ્યાપ્તિ ઘટી શકતી નથી અને તેમ હોવાથી વિવાદ થતા બીજા દૃષ્ટાન્તની અપેક્ષા થતા અનવસ્થા દોષ ઉત્પન્ન થતો અટકાવી શકાશે નહિ

વિશેષ—દૃષ્ટાન્ત પ્રતિનિયતસ્વરૂપ છે તેથી ધૂમાડો અને અગ્નિના સબંધવાળા રસોડારૂપ દૃષ્ટાન્તમા સંપૂર્ણ વ્યાપ્તિ ઘટી ન શકે પરતુ રસોડારૂપ નિયત સ્થળે તેના સબંધનુ ભાન થાય અને જ્યારે તેમા શકા પડે ત્યારે વ્યાપ્તિ નિશ્ચય માટે બીજા દૃષ્ટાન્તની જરૂર પડે અને તેમા વળી ત્રીજાની જરૂર પડે આ રીતે અનવસ્થા આવી જાય.

તેથી દૃષ્ટાન્ત તો પોતાના સ્વરૂપનોજ નિર્ણય કરાવી શકે પરતુ અવિનાભાવનો નિર્ણય ન કરાવી શકે પરતુ અવિનાભાવનો તો નિર્ણય વિપક્ષ તળાવ વિગેરેમા અવિનાભાવ નથી તે પ્રમાણે તર્ક પ્રમાણ મળવાથીજ સિદ્ધ થાય છે માટે અન્યથાનુપપત્તિના નિર્ણય માટે દૃષ્ટાન્ત પ્રયોગની જરૂર નથી તેમજ દૃષ્ટાન્ત તો પ્રતિનિયત વ્યક્તિસ્વરૂપ છે અને અવિનાભાવતો સંપૂર્ણ દેશકાળમા સપૂર્ણ સાધ્યસાધનોને ગ્રહણ કરે છે તો કહો કે આ દૃષ્ટાન્ત અવિનાભાવનો કઇ રીતે નિર્ણય કરી શકે ? અથવા આ રીતે ઉદાહરણમા રહેનાર સાધ્યસાધનવિષે શકા કે વિવાદ થાય ત્યારે બીજા દૃષ્ટાન્તની અને વળી તેમા ત્રીજા દૃષ્ટાન્તની આવશ્યકતા રહે અને આ રીતે અનવસ્થા દોષ સ્હેજે લાગી જાય

ત્રીજા વિકલ્પની અસિદ્ધિ—

नाप्यविनाभावस्मृतये, प्रतिपन्नप्रतिबन्धस्य व्युत्पन्नमते: पक्षहेतुप्रदर्शनेनैव तत्प्रसिद्धे: ॥२६॥

અર્થ—આ દૃષ્ટાન્ત વ્યાપ્તિના સ્મરણ માટે સમર્થ

નથી કારણકે જેણે વ્યાપ્તિને જાણી છે તેવા બુદ્ધિશાળી માણસને તો આ પક્ષ અને હેતુના દેખાડવા માત્રથી વ્યાપ્તિનું સ્મરણ થાય છે

**વિશેષાર્થ**—કદાચ એમ કહેવામા આવે કે વ્યાપ્તિ પ્રથમ જાણી હતી પરંતુ તે ભૂલી ગયેલા માણસને સ્મરણ માટે દૃષ્ટાન્ત જરૂરી છે તો તે વાત પણ વ્યાજબી નથી કારણ કે વ્યાપ્તિમાતો ત્રણે કાળના સાધ્યસાધનના સબંધનું આલબન છે અને તેનું સ્મરણ તો પક્ષને હેતુના જોવાથીજ થાય છે તેમજ યાદ રાખવુ જોઇએ કે સ્મરણ અનુભવેલ પદાર્થનું થાય છે હવે જો તે વ્યાપ્ત પૂર્વે અનુભવેલ હશે તો તો હેતુથીજ તેનું સ્મરણ થશે ને જો અનુભવેલ નહિ હોય તો સેકડો દૃષ્ટાન્તો પણ તેના નવા સ્મરણને ઉત્પન્ન નહિ કરે

अन्तर्व्याप्त्या हेतो• साध्यप्रत्यायने शक्तावशक्तौ च वहिर्व्याप्तेरुद्भावन व्यर्थम् ॥३७॥

**અર્થ**—સાધ્યની સિદ્ધિમા અન્તર્વ્યાપ્ત દ્વારા હેતુ સમર્થ હોય તો બહિર્વ્યાપ્તિનો નિર્દેશ વ્યર્થ છે અને અસમર્થ હોય તોપણ વ્યર્થ છે

**અન્તર્વ્યાપ્તિ અને બહિર્વ્યાપ્તિનુ લક્ષણ**—

पक्षीकृत एव विषये साधनस्य साध्येन व्याप्तिरन्तर्व्याप्तिरन्यत्र तु वहिर्व्याप्तिः ॥३८॥

**અર્થ**—પક્ષ કરેલા પદાર્થમા રહેલા સાધ્યની સાથે સાધનની વ્યાપ્તિ તે અન્તર્વ્યાપ્તિ પરંતુ બીજે બહિર્વ્યાપ્તિ

વિશેષાર્થ —જેને સાધ્ય અને સાધનના સબંધનુ સ્મરણ હોય તેવો પુરુષ સાધ્યથી જુદા ન રહેનાર હેતુને પક્ષમા જોઈને સાધ્ય સિદ્ધ કરે છે તેને માટે દષ્ટાન્તમા સાધન જોઈને સાધ્ય સિદ્ધ કરવારૂપ બહિર્વ્યાપ્તિ નકામી છે

જેને સાધ્ય અને સાધનના સબંધનુ નિશ્ચિત ભાન નહોય તે માણસ સાધનને પક્ષમા જોઇને પણ સાધ્ય સિદ્ધ કરતો નથી તેવીજ રીતે સાધનને દષ્ટાન્તમા જોઇને પણ સાધ્ય સિદ્ધ કરી શકતા નથી

આ રીત અન્તર્વ્યાપ્તિ સાધ્યને સિદ્ધ કરે તો બહિર્વ્યાપ્તિ પણ સાધ્યને સિદ્ધ કરે, અને અન્તર્ વ્યાપ્તિ સાધ્યને સિદ્ધ ન કરે તો બહિર્વ્યાપ્તિ પણ સાધ્યને સિદ્ધ ન કરે. બન્ને વ્યાપ્તિઓના દૃષ્ટાન્ત —

**यथानेकान्तात्मकं वस्तु सत्त्वस्य तथैवोपपत्तेरिति, अग्निमानयं देशो धूमवत्त्वात् य एवं स एव यथा पाकस्थानमिति च ॥३९॥**

અર્થ—જેમકે, પદાર્થ અનેકધર્માત્મક છે કારણ કે દરેક પદાર્થ તેવા પ્રકારે નજરે પડે છે આ પ્રદેશ અગ્નિવાળો છે કારણકે ધૂમવાળો છે, જે ધૂમવાળો હોય તે અગ્નિવાળો હોય છે દાખલા તરીકે રસોડુ

વિશેષ—આમા પહેલુ ઉદાહરણ અન્તર્વ્યાપ્તિનુ છે બીજુ ઉદાહરણ બહિર્વ્યાપ્તિનુ છે આમા બ નેથી સાધ્ય સિદ્ધ થાય છે, એટલે જો પૂર્વે વ્યાપ્તિ અનુભવેલ હોય તો ...ંકુ હેતુથ ...જ સ્મરણ થાય છે અને તે જેવી સાધ્યને સિદ્ધ

ામા સમર્થ છે તેવી દષ્ટાન્તદ્વારા થયેલા વ્યાપ્તિ સમર્થ
ી કારણકે તેનો સપૂર્ણ આધાર હેતુદ્વારા થયેલ વ્યાપ્તિ ઉપર
ા છે

આપ્રમાણે પૂર્વે કહેલા ત્રણે વિકલ્પોમા કાઈપણ
લ્પથી વ્યુત્પન્નમાણસને ઉદાહરણવિના અનુમાન ન
ા તે વાત સિદ્ધ થતી નથી

ાનય અને નિગમનનુ પરને જ્ઞાન કરાવવામા
સામર્થ્ય —

नोपनयनिगमनयोरपि परप्रतिपत्तौ सामर्थ्यं, पक्ष-
प्रयोगादेव तस्या सद्भावात् ॥४०॥

અર્થ—ઉપનય અને નિગમનનું પરને બોધ કરાવ
ા સામર્થ્ય નથી કારણકે પક્ષ અને હેતુના પ્રયોગથી જ
રને જ્ઞાન થાય છે

વિશેષ—નૈયાયિક અને વૈશેષિકો પક્ષ, હેતુ, દષ્ટાન્ત,
ાય અને નિગમન એ પાચ શીવાય પરાર્થ અનુમાન
ાઈ શકે તેમ માને છે તે વાત પણ બરાબર ઘટી શકતી
કારણકે હેતુ અને પક્ષના પ્રયોગ માત્રથી પક્ષમા
ય રહેતો નથી એટલે ઉપનય કે નિગમનની અનુમાનના
. તરીકે જરૂર નથી

ન્ત હોવાછતા હેતુનુ સમર્થન—

समर्थनमेव पर परप्रतिपत्त्यङ्गमास्ता तदन्तरेण दृष्टा-
दे प्रयोगेऽपि तदसम्भवात् ॥ ४१ ॥

અર્થ—હેતુનું સમર્થનજ અન્યને નિશ્ચય ક

મુખ્ય અંગ છે કારણકે તેવિના દૃષ્ટાન્ત વિગેરેનો પ્રયોગ કરવા છતા પરને નિશ્ચય થવો સભવતો નથી

વિશેષ—દૃષ્ટાન્ત વિગેરે હોવા છતા જો હેતુ ન હોય તો સાધ્યની સિદ્ધિ થતી નથી. માટે દૃષ્ટાન્ત વિગેરેની જરૂર નથી પણ પક્ષ અને હેતુવચનનીજ આવશ્યકતા છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે પક્ષ અને હેતુ પ્રયોગ હોય તો સર્વ સફળ છે

મન્દમતિને આશ્રયિને અનુમાનના પ્રયોગના અવય વની સખ્યા—

[18]मन्दमतींस्तु व्युत्पादयितु दृष्टान्तोपनयनिगमनान्यपि प्रयोज्यानि ॥ ४२ ॥

અર્થ—મન્દબુદ્ધિવાળાને તો જ્ઞાન કરવવામાટે દૃષ્ટાન્ત ઉપનય અને નિગમનનો પણ પ્રયોગ કરવો જોઇએ

વિશેષ—આ સૂત્રથી સ્પષ્ટ ગ્રથકાર જણાવે છે જૈનો પાચાવયવનો એકાંત નિષેધ કરનાર નથી પરતુ જેઓ ત્રણ અવયવ કે પાચ અવયવ સિવાય જ્ઞાન ન થાય તેનો આગ્રહ રાખે છે તે વ્યાજબી નથી તે વસ્તુ સાબીત કરી બતાવી.

આ રીતે એકાંત ત્રણ અવયવવાળુ અને પાચ અવયવવાળુ તેમજ વ્યાપ્તિસહિત પક્ષ ધર્મના ઉપસંહાર

१८ लिङ्ग केवलमेव यत्र कथयत्यषा जघन्या कथा
दृष्टान्तादिष्वत्र मिनेदयत्यनयवा नेया भवेत् मध्यमा ।
उत्कृष्टा दशभिभवेदवयवै सा जल्पितैरित्यमी
जैनरेव विभाविता कृतधिया वादे त्रय सत्यथा ॥ ६७ ॥
રત્નાકર પૃ

ɪ ١

અનુમાન માનનાર પક્ષ જેવો જોઇએ તેવો વ્યાજબી થઈ શકતો નથી

તેથી એમ સાબીત થયું કે અનુમાનમા વધારેમા વધારે આ પાચ અવયવ અને તેની પાચ શુદ્ધિઓરૂપ દશ અવયવ પણ હોઈ શકે અને મધ્યમ બે અવયવથી માડીને નવ અવયવ સુધી હોઇ શકે અને જઘન્ય અતિવ્યુત્પન્ન માણસને આશ્રયિને કેવળ એક હેતુથી સાધ્ય સિદ્ધ થઇ શકે

[૧૯]ક્યારે અને કઈ અવસ્થામા કોને આશ્રયિને પાચ અવયવો અને પાચે અવયવોને સાબિત કરનારી પાચે શુદ્ધિઓની જરૂરીઆત છે તેનો સપૂર્ણપણે વિચાર કરીને તે તે જરૂરિયાત પ્રમાણે તે તે અધિકારીને અનુસરીને તેનો ઉપયોગ કરવામા આવે છે હવે મન્દ બુદ્ધિવાળાને જણાવવા માટે પાચે અવયવોનો સ્વીકાર કર્યો તો તે પાચેનું સ્વરૂપ પણ આપવુ જોઇએ

અનુમાનની અદર ધર્મસહિત ધર્મીસાધ્ય હોય છે પરતુ એકલો ધર્મ સાધ્ય તરીકે હોતો નથી હવે તે ધર્મ ધર્મીને પરાર્થાનુમાનમા શબ્દ દ્વારા સ્થાપન કરવામા આવે છે ત્યારે તેને પ્રતિજ્ઞા કહે છે અને વસ્તુત પ્રતિજ્ઞા નામ પણ સાર્થક છે કારણકે આ વાકયદ્વારા કોઇપણ વસ્તુને સિદ્ધ કરવા માટે પ્રતિજ્ઞા કરવામા આવે છે

નહિં જાણેલ પદાર્થ જણાવી શકે તે હેતુ અને આવો જે સાધ્યને જણાવવામા કુશળ હોય તેને હેતુ કહે છે

વ્યાપ્તિના પ્રતિપાદિત ધર્મને પ્રતિપાદન કરનાર તે દ

१९ यथा परस्य सुखेन प्रमेयप्रतीतिर्भवति तथा यन्नत प्रयायनीय । तत्र दशावयव प्रतिपादनोपाय ॥

ષ્ટાન્તવચન જેને ઉદાહરણ કહેવામા આવે છે તે જે ઉદાહરણમા સાધ્ય અને સાધન સમાયેલા દેખાડવામા આવે છે

હેતુનુ ફરી પક્ષમા ઉચ્ચારણ કરવું તે ઉપનય છે

પ્રતિજ્ઞાનું ફરી ઉચ્ચારણ કરી સિદ્ધ કરવું તે નિગમન છે

પક્ષ કાને કહે ને પક્ષ કેવો જોઇએ તે પ્રમાણેના શકાશીલ માણસને ખુલાસો કરવો તેને પક્ષશુદ્ધિ કહે છે તેજ પ્રમાણે પાચે અવયવોના આભાસથી રહિત અને શુદ્ધ લક્ષણવાળા હેતુ અવયવો છે તે બાબત તેને અનુસરતા ખુલાસો કરી તેને સિદ્ધ કરવુ તે પાચે શુદ્ધિઓ છે

જેમકે આ પર્વત અગ્નિવાળો [તે પ્રતિજ્ઞા,] કારણકે અહિ ધૂમાડો છે [તે હેતુ] જ્યા જ્યા ધૂમાડો હોય ત્યા અગ્નિ હોય જેમ કે રસોડામા [એ વ્યાપ્તિ સહિત સાધર્મ્ય દૃષ્ટાન્ત છે] જ્યા જ્યા અગ્નિ ન હોય ત્યા ત્યા ધૂમાડો ન હોય જેમ કે તળાવ [આ વૈધર્મ્ય દૃષ્ટાન્ત,] પર્વતમા ધૂમાડો છે, [તે ઉપનય] તેથી આ પર્વત અગ્નિવાળો છે [આ નિગમન] આ રીતે પાચે અવયવવાળુ અનુમાનપણ શુદ્ધ છે

દૃષ્ટાન્તનુ લક્ષણ—

प्रतिबन्धप्रतिपत्तेरास्पदं दृष्टान्त ॥ ४३ ॥

અર્થ—વ્યાપ્તિનુ સ્મરણ સ્થાન તે દૃષ્ટાન્ત

વિશેષાર્થ—સાધ્ય અને સાધનના સબધરૂપ વિષયવાળી વ્યાપ્તિ દૃષ્ટાન્ત જોવાથી સ્મરણમા આવે છે

દૃષ્ટાન્તના પ્રકાર—

स द्वेधा, साधर्म्यतो वैधर्म्यतश्च ॥ ४४ ॥

અર્થ—તે દ્દષ્ટાન્ત સાધર્મ્ય અને વૈધર્મ્ય એ રીતે બે પ્રકારનું છે

**પ્રથમ દૃષ્ટાન્તનુ લક્ષણ—**

**यत्र साधनधर्मसत्तायामवश्यं साध्यधर्मसत्ता प्रकाश्यते, स साधर्म्यदृष्टान्तः ॥ ४५ ॥**

અર્થ—જ્યા હેતુરૂપ ધર્મ વિદ્યમાન હોય ત્યા સાધ્યધર્મનું અસ્તિત્વ જરૂર જણાતુ હોય તેને સાધર્મ્ય દૃષ્ટાન્ત કહે છે

વિશેષ—જે પદાર્થને વિષે સાધ્ય અને સાધનની વ્યાપ્તિનો નિર્ણય થતો હોય તે પદાર્થને સાધર્મ્યદૃષ્ટાન્ત કહેવામા આવે છે

**સાધર્મ્ય દૃષ્ટાન્તનુ ઉદાહરણ—**

**[20]यथा यत्र यत्र धूमः तत्र तत्र वह्निर्यथा महानसः ॥४६॥**

અર્થ—જ્યા જ્યા ધૂમાડો હોય ત્યા ત્યા અગ્નિ હોય જેમકે રસોડુ

વિશેષ—'પર્વત અગ્નિવાળો છે ધૂમાડો હોવાથી જ્યા જ્યા ધૂમ હોય ત્યા ત્યા અગ્નિ હોય જેમકે રસોડુ, આમા ધૂમાડો તે હેતુ છે અને તેની વિદ્યમાનતા હોવાથી અગ્નિરૂપ સાધ્યની વિદ્યમાનતા છે અને તે બન્નેનો આશ્રય રસોડુ છે માટે રસોડુ સાધર્મ્ય દૃષ્ટાન્ત થશે

---

२० साध्यं व्यापकमित्याहुः साधनं व्याप्यमुच्यते ।
प्रयोगेऽन्वयव्यतिरेके विपर्यय ॥

श्रीमुनिचन्द्रसूरि

વૈધર્મ્યદૃષ્ટાન્તનુ સ્વરૂપ અને ઉદાહરણ—

यत्र तु साध्याभावे साधनस्यावश्यमभाव: प्रदर्श्यते स वैधर्म्यदृष्टान्त: ॥ ४७ ॥

यथाग्न्यभावे न भवत्येव धूमो, यथा जलाशय ॥४८॥

અર્થ—જ્યા આગળ સાધ્યના અભાવથી સાધનનો અવશ્ય અભાવ દેખાડવામા આવે છે તેને વૈધર્મ્ય દૃષ્ટાન્ત કહે છે ૪૭

જેમકે અગ્નિનો અભાવ હોય તો ધૂમાડો નજ થાય જેમ સરોવર ૪૮

વિશેષ—જેમા અન્વય વ્યાપ્તિ ઘટતી હોય તે સાધર્મ્ય દૃષ્ટાન્ત અને વ્યતિરેક વ્યાપ્તિ ઘટતી હોય તે વૈધર્મ્ય દૃષ્ટાન્ત આમા અગ્નિ રૂપ સાધ્યના અભાવે ધૂમરૂપ સાધનનો અભાવ સરોવરમા દેખાય છે માટે સરોવર એ વૈધર્મ્ય દૃષ્ટાન્ત છે

ઉપનયનુ સ્વરૂપ અને ઉદાહરણ—

हेतो: साध्यधर्मिण्युपसंहरणमुपनय: ॥४९॥

यथा धूमश्चात्र प्रदेशे ॥५०॥

અર્થ—હેતુનું સાધ્યધર્મીને વિષે પ્રતિપાદન કર[illegible] તેને ઉપનય કહે છે ૪૯

જેમકે આ ધૂમાડો છે ૫૦

વિશેષ—પર્વત અગ્નિવાળો છે ધૂમાડો હોવાથી, જ[illegible] ધૂમાડો હોય ત્યા અગ્નિ હોય જેમકે, રસોડુ અહિ આ ધૂ[illegible] ડો છે અહિઆ એટલે પક્ષ રૂપ ધર્મીમા ધૂમાડો રૂપ [illegible] તે પ્રતિપાદન કરવામા આવ્યું છે માટે તે ઉપનય

વિશેષ—આ હેતુની ઉપલબ્ધિ–વિદ્યમાનતા વિધિરૂપ સાધ્યને સિદ્ધ કરે છે તેમજ નિષેધરૂપ સાધ્યને સિદ્ધ કરે છે તેમજ હેતુની અનુપલબ્ધિ–અવિદ્યમાનતા પણ વિધિરૂપ ને નિષેધરૂપ સાધ્યને સિદ્ધ કરે છે

હવે આ બન્ને પ્રકારના હેતુઓ વિધિ અને નિષેધને સાધનાર છે તો વિધિ નિષેધ કોને કહે? તેના કેટલા ભેદ? આ બે પ્રશ્નો સ્હેજે ઉદ્ભવે માટે તેનો પ્રથમ ખુલાસો કરે છે

વિધિનુ નિરૂપણ—

विधिः सदंशः ॥ ५६ ॥

અર્થ—(પદાર્થ નો) વિદ્યમાન ધર્મ તેને વિધિ કહે છે

વિશેષાર્થ—દરેક પદાર્થ માત્ર પોતાના સ્વરૂપથી માન હોય છે તે વિધિ અને પોતાના સિવાયના અન્ય ના સ્વરૂપથી અવિદ્યમાન (રહિત) હોય છે તે નિષેધ, બન્ને સ્વરૂપો દરેક પદાર્થમા હોય છે તેમા પોતાના ી વિદ્યમાન હોય છે તેને વિધિ કહે છે એટલે ભાવ ર્ તે વિધિ

નિરૂપણ—

હવે આ હેતુ સાધ્યની સાથે જેટલા સબંધવાળો છે તેટલાજ તેના ભેદ પડે છે અને તેમાના કેટલાક સબંધો વાળા હેતુઓ વિધિરૂપ સાધ્યને અને કેટલા સબંધો નિષેધરૂપ સાધ્યને સિદ્ધ કરે છે તેમજ સાધ્યની સાથે જુદાજુદા સબંધથી રહેલા હેતુઓ પોતાની વિદ્યમાનતામા અને અભાવમા કઈ રીતે વિધિરૂપ અને નિષેધ રૂપ સાધ્યને સિદ્ધ કરે છે, તેજ હવે પછી જણાવવાનું હેતુના પ્રકાર—

उक्तलक्षणो हेतुर्द्विप्रकार, उपलब्ध्यनुपलब्धिभ्या भिद्यमानत्वात् ॥ ५४ ॥

અર્થ—(સાધ્યવિના બીજી જગ્યાએ જરાપણ ન રહેનાર તેવા લક્ષણવાળો) પૂર્વોક્ત હેતુ ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ એ ભેદોવડે કરીને ભિન્ન હોવાથી બે પ્રકારનો છે

વિશેષ—પૂર્વોક્ત લક્ષણવાળો હેતુ વિદ્યમાન હોય અર્થાત્ મુકવામા આવ્યો હોય તેને ઉપલબ્ધિ કહે છે અને અવિદ્યમાન હોય તેને અનુપલબ્ધિ કહે છે

બૌદ્ધો ઉપલબ્ધિરૂપ હેતુ સાધ્યની વિધિનેજ (વિદ્યમાનપણાને) સાધનાર છે અને અનુપલબ્ધિરૂપ હેતુ નિષેધનેજ (અવિદ્યમાનપણાને) સાધનાર છે એ માન્યતા ઉપર ગ્રંથકાર પોતાનો મત દર્શાવે છે

બન્ને પ્રકારના હેતુનુ સાધ્ય—

उपलब्धिर्विधिनिषेधयो. सिद्धिनिबन्धनमनुपलब्धिश्च ॥५५॥

અર્થ—ઉપલબ્ધિહેતુ અને અનુપલબ્ધિ એ બન્ને પ્રકારના હેતુઓ વિધિ અને નિષેધ એ બન્નેની સિદ્ધિમા કારણભૂત છે

વિશેષ—આ હેતુની ઉપલબ્ધિ-વિદ્યમાનતા વિધિરૂપ સાધ્યને સિદ્ધ કરે છે તેમજ નિષેધરૂપ સાધ્યને સિદ્ધ કરે છે તેમજ હેતુની અનુપલબ્ધિ-અવિદ્યમાનતા પણ વિધિરૂપ ને નિષેધરૂપ સાધ્યને સિદ્ધ કરે છે

હવે આ બન્ને પ્રકારના હેતુઓ વિધિ અને નિષેધને સાધનાર છે તો વિધિ નિષેધ કોને કહે? તેના કેટલા ભેદ? આ બે પ્રશ્નો મ્હેજે ઉદ્ભવે માટે તેનો પ્રથમ ખુલાસો કરે છે

વિધિનુ નિરૂપણ—

विधिः सदंश ॥ ५६ ॥

અર્થ—(પદાર્થનો) વિદ્યમાન ધર્મ તેને વિધિ કહે છે

વિશેષાર્થ—દરેક પદાર્થ માત્ર પોતાના સ્વરૂપથી વિદ્યમાન હોય છે તે વિધિ અને પોતાના સિવાયના અન્ય પદાર્થના સ્વરૂપથી અવિદ્યમાન (રહિત) હોય છે તે નિષેધ, આ બન્ને સ્વરૂપો દરેક પદાર્થમા હોય છે તેમા પોતાના સ્વરૂપથી વિદ્યમાન હોય છે તેને વિધિ કહે છે એટલે ભાવ રૂપ પદાર્થ તે વિધિ।

નિષેધનુ નિરૂપણ—

प्रतिषेधोऽसदंशः ॥ ५७ ॥

અર્થ—(વસ્તુનો) અભાવરૂપ અશ તે પ્રતિષેધ

વિશેષ—સદસદાત્મક વસ્તુનો અભાવસ્વભાવ તે પ્રતિષેધ

વિધિના પ્રકારો પૂર્વાચાર્યો એ નહિ કહેલા હોવાથી પ્રસ્તુત આચાર્યે કહ્યા નથી પરતુ નિષેધના પ્રકારો પડી શકે છે ને તેપણ વસ્તુની જુદીજુદી અવસ્થાને લઈનેજ છે

પ્રતિષેધના પ્રકાર—

॥ चतुर्द्धा प्रागभाव प्रध्वंसाभावः इतरेतराभावोऽत्यन्ताभावश्च ॥ ५८ ॥

અર્થ —તે પ્રતિષેધ પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ ઇતરેતરાભાવ અને અત્યન્તાભાવ એ રીતે ચાર પ્રકારે છે

વિશેષ —વસ્તુની ઉત્પત્તિ પૂર્વેનો અભાવ તે પ્રાગભાવ વસ્તુના નાશ પછીનો અભાવ તે પ્રધ્વંસાભાવ. એક પદાર્થનો બીજા પદાર્થોમાં અભાવ તે ઇતરેતરાભાવ ને વસ્તુનો સર્વથા અભાવ તે અત્યન્તાભાવ

પ્રાગભાવનુ સ્વરૂપ—

यन्निवृत्तावेव कार्यस्य समुत्पत्तिः सोऽस्य प्रागभावः ।५९।

અર્થ—જેની નિવૃતિ થતાજ કાર્યની ઉત્પત્તિ થાય તે નિવૃત્ત થનાર કાર્યનો પ્રાગભાવ છે

વિશેષ—વસ્તુની ઉત્પત્તિ પૂર્વેનો અભાવ તે પ્રાગભાવ છે એ શબ્દાર્થ છે કાર્યની પૂર્વના પદાર્થનો અભાવ (નિવૃત્તિ) થાય ત્યારેજ કાર્ય ઉત્પન્ન થાય તો નિવૃત્ત થનાર તે કાર્યનો પ્રાગભાવ છે આ સ્વરૂપાર્થ છે એટલે પદાર્થની ઉત્પત્તિની પહેલાની જે અવસ્થા તે પદાર્થનો પ્રાગભાવ છે

પ્રાગભાવનુ ઉદાહરણ—

यथा मृत्पिण्डनिवृत्तावेव समुत्पद्यमानस्य घटस्य मृत्पिण्ड ।६०

અર્થ —જેમકે મૃતપિંડની નિવૃત્તિ થાય ત્યારેજ કાર્ય ઉત્પન્ન થાય છે માટે ઉત્પન્ન થનાર ઘટનો મૃત્પિણ્ડ એ પ્રાગભાવ છે

**વિશેષ**—કોઈપણ પદાર્થ ઉત્પન્ન થાય તે પહેલાનો જે પદાર્થ હોય તે ઉત્પન્ન થનાર પદાર્થનો પ્રાગભાવ છે અને તે નિવૃત્ત થાય તોજ કાર્ય ઉત્પન્ન થાય છે પ્રસ્તુત ઉદાહરણમા ઘટ ની પહેલા માટીનો પિંડ છે તેની નિવૃત્તિ થયાપછી ઘડો ઉત્પન્ન થાય છે તો જે માટીનો પિંડ તે ઉત્પન્ન થતા ઘડાનો પ્રાગભાવ છે એટલે કાર્યની ઉત્પત્તિ પહેલા પ્રથમ પદાર્થનો નાશ થવોજ જોઈએ અને જો કાર્યની ઉત્પત્તિ પહેલા તે પદાર્થની નિવૃત્તિને નિશ્ચયપૂર્વક ન માનીએ તો અતિવ્યાપ્તિ થશે એટલે તે લક્ષણ અયોગ્યમા પણ ઘટી જશે જેમકે, કેટલીકવાર અધકારનો અભાવ થાય ત્યારે વસ્તુનો બોધ થાય છે ત્યા આગળ અધકાર એ જ્ઞાનનો પ્રાગભાવ માનવો જોઈએ, પરતુ અધકાર રૂપજ્ઞાનનો પ્રાગભાવ ઘટી શકતો નથી કારણ કે ઘુવડ તેમજ રાત્રિએ જોનારા પુરુષોને (રાક્ષસોને) અધકાર હોવા છતા પણ રૂપજ્ઞાન થાય છે આ રીતે અધકારનો અભાવ થતા પણ રૂપજ્ઞાન થાય છે અને અધકારનો અભાવ ન હોય તોપણ રૂપજ્ઞાન છે એટલે અધકાર એ રૂપજ્ઞાન પ્રત્યે વૈકલ્પિક પ્રાગભાવ થશે સૂત્રમા एव શબ્દ મુકવાથી આવા જે વૈકલ્પિક હોય તે પ્રાગભાવ તરીકે બની શકશે નહિ આ પ્રાગભાવ એક વ્યક્તિને અને પર્યાયને અનુસરીને સાદિ સાન્ત છે અને દ્રવ્યને અનુસરીને અનાદિ અનન્ત છે

પ્રધ્વંસાભાવનુ સ્વરૂપ—

यदुत्पत्तौ कार्यस्यावश्य विपत्तिः सोऽस्य प्रध्वसाभाव ॥६१॥

અર્થ—જે પદાર્થની ઉત્પત્તિ થતા કાર્યની અવશ્ય સ્વરૂપ

અર્થ-જેમકે થાભલાના સ્વરૂપથી ઘડાના સ્વભાવનું જુદાપણુ તે ઈતરેતરાભાવ છે

અત્યન્તાભાવનુ સ્વરૂપ—

कालत्रयाऽपेक्षिणी हि तादात्म्यपरिणामनिवृत्ति रत्यन्ताभाव ॥ ६५ ॥

અર્થ-ભૂત ભવિષ્ય અને વર્તમાનત્રણે કાળમા એક સ્વરૂપ ન હોવુ તે અત્યન્તાભાવ

અત્યન્તાભાવનુ ઉદાહરણુ—

यथा चेतनाचेतनयोः ॥ ६६ ॥

અર્થ —જેમકે ચેતન અચેતનો અભાવ તે અત્યન્તાભાવ

વિશેષાર્થ—ચેતનાત્મક પદાર્થ ત્રણેકાળમા અચેતન બને નહિ અને અચેતન ત્રણે કાળમા ચેતન બને નહિ તે અત્યન્તાભાવ છે

અભાવ એટલે અવિદ્યમાનપણુ અને તે વાસ્તવિક રીતે તોએકજ છે પરતુ તેના ચાર ભેદ ભાન-પદાર્થની સાથે જુદી જુદી અપેક્ષાથી પડે છે

આમા પ્રથમ અભાવ પદાર્થની પૂર્વાવસ્થા ને લઇને બીજો ઉત્તરાવસ્થાને લઇને તીજો અપેક્ષાથી સહ અવસ્થાને લઇને અને ચોથો ત્રણેકાળની અવસ્થાને લઇને બને છે

આ રીતે પૂર્વોક્ત લક્ષણવાળા વિધિ અને પ્રતિષેધ બન્નેને સાધનાર ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ હેતુ છે

અનુપલબ્ધિના આ રીતે અવસ્થાને લઇને ચાર ભેદો પડે છે

ઉપલબ્ધિના પ્રકાર—

उपलब्धेरपि द्वैविध्यमविरुद्धोपलब्धि-
र्विरुद्धोपलब्धिश्च ॥ ६७ ॥

અર્થ—ઉપલબ્ધિના પણ બે ભેદ છે એક અવિરુદ્ધોપલબ્ધિ, અને બીજો વિરુદ્ધોપલબ્ધિ

વિશેષાર્થ—વિધિસાધક ઉપલબ્ધિ છે અને નિષેધ સાધક અનુપલબ્ધિ છે આ[1] બૌદ્ધની માન્યતા ઉપર પોતાનો અભિપ્રાય પણ આ સૂત્રમા જણાવતા આચાર્યે કહ્યુ કે વિધિ અને નિષેધ બન્નેને સાધક ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ બન્ને છે, સાથે સાથે વિધિનિષેધનું સ્વરૂપ પણ સ્પષ્ટ કર્યું

સામાન્યરીતે કોઈપણ વિધિરૂપ સાધ્યની સિદ્ધિ હેતુની ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ બન્ને દ્વારા થઈ શકે છે જે હેતુ સાધ્યની સાથે વિરુદ્ધ ન હોય તે હેતુ હોય તો સાધ્યસિદ્ધ થઈ શકે છે તેમજ જે હેતુઓ સાધ્યને સિદ્ધ કરવામા વિઘ્નરૂપ હોય તે ન હોય તો પણ સાધ્ય સિદ્ધ થાય છે આ રીતે બન્નેદ્વારા વિધિરૂપ સાધ્ય સિદ્ધ થાય છે અને તેને જ અવિરુદ્ધોપલબ્ધિ ને વિરુદ્ધાનુપલબ્ધિ કહેવામા આવે છે

તેવીજ રીતે નિષેધરૂપ સાધ્ય સિદ્ધ કરવું હોય તો સાધ્યની સાથે જે જે વિરુદ્ધ હોય તેની વિદ્યમાનતા અને જેનાથી સાધ્યસિદ્ધ થાય તેવા અવિરુદ્ધ હેતુઓની અવિદ્યમાનતા કારણભૂત છે અને તેનેજ વિરુદ્ધોપલબ્ધિ અને અવિરુદ્ધાનુપલબ્ધિ કહેવામા આવે છે

---

1 अत्रार्थो वस्तुसाधनी न्यायबि ३ पृ २८ બીજો પરિચ્છેદ
एक प्रतिषेधहेतु न्यायबि ३ पृ ३९ બીજો પરિચ્છેદ

આરીતે વિરુદ્ધ ઉપલબ્ધિ નિષેધસાધક અને અવિરુદ્ધઉપલબ્ધિ વિધિસાધક છે તેમજ વિરુદ્ધઅનુપલબ્ધિ વિધિસાધક અને અવિરુદ્ધાનુપલબ્ધિ નિષેધસાધક છે

આ ચારે વિભાગવાળા હેતુઓ સાધ્યની સાથે કાર્ય કારણ વિગેરે જુદા જુદા સબંધો ધરાવતા હોવાથી તે સબંધોની અપેક્ષાએ તેના જુદા જુદા ભેદ પડે છે

**અવિરુદ્ધોપલબ્ધિના પ્રકાર—**

**तत्राविरुद्धोपलब्धि र्विधिसिद्धौ षोढा ॥ ६८ ॥**

**અર્થ**—તેમા પૂર્વોક્ત બે પ્રકારની ઉપલબ્ધિમાથી અવિરુદ્ધોપલબ્ધિ વિધિની સિદ્ધિમા છ પ્રકારની છે

**અવિરુદ્ધોપલબ્ધિના ભેદ—**

**व्याप्य कार्य कारण पूर्वचरोत्तरचर सहचराणा मुपलब्धिः ॥ ६९ ॥**

**અર્થ**—સાધ્યની સાથે અવિરુદ્ધ વ્યાપ્યની ઉપલબ્ધિ, અવિરુદ્ધ કાર્યની ઉપલબ્ધિ, અવિરુદ્ધ કારણની ઉપલબ્ધિ, અવિરુદ્ધ ઉત્તરચરની ઉપલબ્ધિ, અને અવિરુદ્ધ સહચરની ઉપલબ્ધિ એમ છ પ્રકાર અવિરુદ્ધોપલબ્ધિના છે

**વિશેષાર્થ**—સાધ્યની સાથે અવિરુદ્ધ વ્યાપ્ય, કાર્ય, કારણ, પૂર્વચર, ઉત્તરચર અને સહચર હેતુ તરીકે વિદ્યમાન હોય તો તેને વ્યાપ્યાવિરુદ્ધોપલબ્ધિ, કાર્યાવિરુદ્ધોપલબ્ધિ, કારણાવિરુદ્ધોપબ્ધિ પૂર્વચરાવિરુદ્ધોપલબ્ધિ, ઉત્તરચરાવિરુદ્ધોપલબ્ધિ અને સહચરાવિરુદ્ધોપલબ્ધિ એમ છ ભેદ પડે છે

સજાતીય રૂપ વિગેરેને ઉત્પન્ન કરીને જ તે વખતે વિજાતીય રસ વિગેરેને ઉત્પન્ન કરેલા હોવા જોઈએ અને જો તેમ ન હોતતો રસ વખતે રૂપનું ભાન ન થાત પરંતુ રસ વખતે રૂપનું ભાન થાય છે આથી સિદ્ધ થાય છે કે રસને ઉત્પન્ન કરનારી સામગ્રી એજરૂર રૂપને પણ ઉત્પન્ન કરનાર હોય છે

આરીતે રસદ્વારા સામગ્રીનુ અને સામગ્રીદ્વારા રૂપનું અનુમાન બૌદ્ધો માને છે ત બૌદ્ધોએ શક્તિને વિષે રૂપના પ્રત્યક્ષને જાણવા માટે શક્તિની જેમા પ્રતિબંધના ન હોય અને બીજા સહકારિ કારણો જેમા સંપૂર્ણ હોય તેવુ કોઈને કોઈપણ કારણ જરૂર માનવુજ જોઈએ

આનો જવાબ આપતા બૌદ્ધો જણાવે છે કે રસદ્વારા સામગ્રી અને સામગ્રીદ્વારા રૂપનુ ભાન થાય તેમા અમે કારણ હેતુ નથી માનતા પરંતુ સ્વભાવ હેતુ જ માનીએ છીએ આવા પ્રકારના અન્યરૂપને ઉત્પન્ન કરનાર રૂપ અમુક પ્રકારના રસને ઉત્પન્ન કરે છે, ત્યા સ્વભાવ હેતુ છે પરંતુ આ બૌદ્ધોના જવાબમા પણ કાંઈ વજુદ નથી કારણ કે આ સ્વભાવ પણ પ્રતિબન્ધક કારણોના અભાવ અને સહકારિ કારણના સંબંધ સિવાય નિશ્ચય કરી શકાતો નથી માટે કારણ હેતુ જરૂરી છે

**પૂર્વચર અને ઉત્તરચર અન્યહેતુમા નથી સમાઈ શકતા તેની સિદ્ધિ—**

**पूर्वचरोत्तरचरयोर्न स्वभावकार्यकारणभावौ तयो कालव्यवहितावनुपलम्भात् ॥ ७१ ॥**

અર્થ—પૂર્વચર અને ઉત્તરચર એ બન્ને હેતુએ સ્વભાવ, કાર્ય અને કારણ હેતુ રૂપ નથી કારણકે સ્વભાવ

તથા કાર્યકારણભાવ ભિન્ન કાળમા અમુક વખતને આતરે થઈ શકતા નથી

**વિશેષાર્થ**—પૂર્વચર અને ઉત્તરચર હેતુઓનો સાધ્યની સાથે તાદાત્મ્ય સબધ નથી અને તેટલાજ માટે તેઓ સ્વભાવહેતુમા સમાઈ શકશે નહિ કારણ કે સ્વભાવ હેતુ તાદાત્મ્ય સબધ હોય તોજ સભવી શકે છે તેવીજ રીતે પૂર્વચર અને ઉત્તરચર હેતુઓનો સાધ્યની સાથે તદુત્પત્તિ સબધ પણ નથી કે જેથી કાર્ય અને કારણ હેતુમા સમાઈ શકે કારણકે કાર્ય અને કારણહેતુ તદુત્પત્તિ સીવાય ઘટી શકતા નથી આ બન્ને હેતુઓમા સાધ્યની સાથે અમુક વખતનું આતરૂ પડે છે તાદાત્મ્ય સબધમા સાધ્ય અને સાધન સરખે ટાઇમે જોઈએ તેમજ તદુત્પત્તિ સબધમા કારણ પછી તરતજ કાર્ય જોઈએ આતર હોવુ ન જોઈએ જ્યારે આ બન્ને હેતુમા અમુક વખતનું આતરૂ પડે છે

આ જૈનમતની માન્યતાપર બૌદ્ધો ખુલાસો કરતા જણાવે છે કે કાલનું વ્યવધાન છતા પણ કાર્યકારણ ભાવ સભવી શકે છે જેમકે, સુતા પહેલાની જાગ્રત્ અવસ્થાનુ જ્ઞાન સુઈને ઉઠયા પછી વર્તમાન કાળના જ્ઞાનમા કારણ બને છે તેમજ ભવિષ્યમા થનારૂ મરણ વર્તમાન કાળના અપશુકનો જોવામા કારણ બને છે આરીતે પૂર્વચરનો કાર્યકારણભાવ ઘટી શકવાથી પૂર્વચર કાર્ય અને કારણમા સમાઈ શકે છે

**પૂર્વોક્ત બૌદ્ધોની શકાનુ સમાધાન**

**न चातिक्रान्तानागतयोर्जाग्रद्दशासवेदनमरणयोः मरोधोत्पातौ प्रति कारणत्व व्यवहितत्वेन निर्व्यापारत्वात्॥७२॥**

અર્થ—ભૂતકાળમા થયેલ સુતા પહેલાની જાગ્રત્ અવસ્થાનુ ભાન સુઈને જાગ્યા પછીની વર્તમાન અવસ્થાનજ્ઞાનમા કારણ નથી તેમજ ભવિષ્યમા થનારૂ મરણ વર્તમાનકાલીન ઉત્પાતમા કારણ નથી કારણ કે સમર્થનુ આંતરૂ પડતુ હોવાથી તે બન્ને ક્રિયાસયુક્ત નથી

વિશેષાર્થ —કાર્ય, કારણના વ્યાપારની અપેક્ષા રાખનાર હોય છે અને કારણના હોવાથી તે હોય છે પરતુ અતિતા જાગૃતબોધ તે વખતે નાશ પામ્યા પછી કઈ રીતે જાગ્યા પછીના જ્ઞાનમા ક્રિયાત્મક થઈ શકે તેજ પ્રમાણે ભાવિ મરણ અત્યારે વિદ્યમાન નથી તો પછી તેનો વ્યાપાર વર્તમાન કાળના ઉત્પાતમા કઇ રીતે ટકી શકે આ રીતે બૌદ્ધે ઉઠાવેલી શકા ઉડી જાય છે કારણકે કાર્ય કારણના વ્યાપારની અપેક્ષા રાખે છે

કાર્ય કરી થવામા કારણના વ્યાપારની જરૂર —

स्वव्यापारापेक्षिणी हि कार्यं प्रति पदार्थस्य कारणत्वव्यवस्था, कुलालस्येव कलशं प्रति ॥७३॥

અર્થ —પદાર્થમા ( કાર્ય પ્રત્યે ) કારણપણાની વ્યવસ્થા એવી છે કે પોતાના કાર્યમા વ્યાપારની અપેક્ષા રાખે છે જેમકે, ઘડારૂપ કાર્યમા કુભારમા ઘડો બનાવવારૂપ ક્રિયાની અપેક્ષા રાખે છે

વિશેષાર્થ —કાર્ય, કારણની અપેક્ષા રાખનાર છે દાખલા તરીકે, ઘડારૂપ કાર્યમા કુભારના ઘડો બનાવવારૂપ અપેક્ષા રહે છે

ભિન્નકાળમાં રહેલ પદાર્થોનો પરસ્પર વ્યાપાર માનતા અતિવ્યાપ્તિ —

न च व्यवहितयोस्तयोर्व्यापारपरिकल्पनं न्याय्यमतिप्रसक्ते

અર્થ —જુદા જુદા સમયમા રહેનાર તે બન્ને પદાર્થોમા વ્યાપાર માનવો તે યોગ્ય નથી કારણકે તેમ કરીએ તો અતિવ્યાપ્તિ થઇ જાય

અતિવ્યાપ્તિનુ દર્શન —

परम्पराव्यवहितानां परेषामपि तत्कल्पनस्य निवारयितुमशक्यत्वात् ॥ ७८ ॥

અર્થ—પરંપરાએ જુદા જુદા વખતે રહેલા અન્ય પદાર્થોમા પણ વ્યાપારની માન્યતા રોકી શકાશે નહિ

વિશેષાર્થ —જો અમુક કાળને આંતરે રહેલા પદાર્થોમા પણ કાર્ય કારણભાવ ઘટાવીએ તો કોઈપણ જાતનો વ્યાપ્ય કાર્ય કારણભાવ નહિ ટકી શકે ને પરંપરાએ જુદા જુદા વખતે રહેલા પદાર્થોમા પણ વ્યાપાર ઘટી જશે ઉપરાન્તરીતે અતીતકાળમા થયેલ રાવણ તે ભવિષ્યમા થનાર ચક્રવર્તિમા કારણ બની જશે કારણકે તેઓમા પણ આ રીતે વ્યાપારની કલ્પના રોકી શકાશે નહિ પરંતુ આરીતે તો બનતું નથી જ્યા આગળ આંતરૂ—વ્યવધાન ન હોય અને કાર્યસાથે અન્વય અને વ્યતિરેકને અનુસરનાર હોય તેજ શુદ્ધ કારણ છે એટલે કારણ હોય ત્યા કાર્ય હોય અને કાર્ય ન હોય ત્યા કારણ ન હોય આ રીતના અન્વય વ્યતિરેક અને આંતરા રહિત કાર્યકારણભાવ ઘટી શકે

सहोत्पादेन तदुत्पत्तिविपत्तेश्च, सहचरहेतोरपि प्रोक्तेषु नानुप्रवेश ॥ ७६ ॥

**અર્થ**—પરસ્પર સ્વરૂપના ત્યાગવડે રહેતા હોવાથી સહચારિઓનો તાદાત્મ્ય સબધ ઘટી શકતો નથી તેમજ સહચારીઓની ઉત્પત્તિ એકી સાથે થતી હોવાથી તદુત્પત્તિ સબધ પણ ઘટી શકતો નથી અને તેથી આ સહચરહેતુ સ્વભાવહેતુ કાર્યહેતુ કે કારણહેતુમા સમાઇ શકતો નથી

વિશેષ—બે પદાર્થોનુ એક સ્વરૂપ હોય ત્યારે ત પદાર્થોનો તાદાત્મ્યસબધ બને છે પરતુ આ સહચર હેતુમા તો પરસ્પર સ્વરૂપ જુદુ હોવાથી તાદાત્મ્ય સબધ નથી અને તાદાત્મ્યસબધ ન હોવાથી સહચરહેતુ સ્વભાવ હેતુમા સમાતો નથી તેજ પ્રમાણે એક પદાર્થથી બીજા પદાર્થની તરત ઉત્પત્તિ થાય તેને તદુત્પત્તિ કહે છે પરતુ સહચરહેતુઓ તો સાધ્ય સાથેજ ઉત્પન્ન થાય છે તેથી તેઓનો તદુત્પત્તિ સબધ ઘટી શકે નહિ અને તેજ કારણથી તે કાર્ય કારણહેતુમા પણ સમાઇ શકશે નહિ છતા સહચર હેતુઓ દ્વારા આપણે સ્પષ્ટ સાધ્ય સિદ્ધ થતુ જોઇએ છીએ એટલે સહચર હેતુને આપણે જુદા હેતુ તરીકે સ્વીકાર્યા શીવાય છૂટકો નથી

હવે છ પ્રકારના હેતુઓ કહ્યા તેના ક્રમસર ઉદા હરણો આપે છે

**અવિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિનુ પ ચાવયવી ઉદાહરણ—**

કાનો યથાર્થ બોધ થાય છે આ સાધ્યની સાથે કાર્યની અવિરુદ્ધ ઉપલબ્ધિ છે

**વિશેષાર્થ**—આ ઉદાહરણમા સાધ્ય 'અગ્નિ' છે અને તે અગ્નિનુ વાસ્તવિક કાર્ય 'ધુમાડો' તે હેતુ તરીકે છે માટે ધુમાડારૂપ કાર્ય સાધ્યની સાથે વાસ્તવિક હોવાથી કાર્યની અવિરુદ્ધ ઉપલબ્ધિ નામનો હેતુ છે અને તે કારણને સાધ્ય તરીકે રાખી સિદ્ધ કરે છે તેજ પ્રમાણે કાર્યકાર્ય વિરુદ્ધોપલબ્ધિ સમજવી

**કારણાવિરુદ્ધોપલબ્ધિનુ ઉદાહરણ—**

**भविष्यति वर्षं तथाविधवारिवाहविलोकनादिति कारणस्य ॥ ७९ ॥**

**અર્થ**—વરસાદ થશે કારણકે વરસાદ યોગ્ય વાદળા દેખાય છે આમા કારણ અવિરુદ્ધોપલબ્ધિ છે

**વિશેષાર્થ**——આમા 'વરસાદ'એ સાધ્ય છે 'તેવા પ્રકારના વાદળા' એ કારણ છે વાદળા એ વરસાદ આવવા માટેનુ અગત કારણ છે માટે સાધ્યરૂપ વરસાદ અને હેતુરૂપ વરસાદ યોગ્ય વાદળા હોવાથી આ હેતુ **કારણાવિરુદ્ધોપ**લબ્ધિ કહેવાય છે તેજ પ્રમાણે કારણકારણાવિરુદ્ધોપલબ્ધિનો પણ આમા સમાવેશ કરી લેવો

**પૂર્વચરાવિરુદ્ધોપલબ્ધિનુ ઉદાહરણ—**

**उदेष्यति मुहूर्तान्ते तिष्यतारका पुनर्वसूदयदर्शनादिति पूर्वचरस्य ॥ ८० ॥**

અર્થ—મુહૂર્તબાદ પુષ્યનક્ષત્ર ઉદય પામશે કારણ કે પુનર્વસુનો ઉદય હાલ નજરે પડે છે આ પૂર્વચરાવિરુદ્ધો પલબ્ધિ છે

વિશેષાર્થ—આમા 'તિષ્યતારા' સાધ્ય છે અને હેતુ 'પુનર્વસુ' છે તિષ્યતારા (પૂષ્ય નક્ષત્ર) અને પુનર્વસુનો ઉદય અમુક અંતરે હોય છે પ્રથમ તિષ્યતારા ઉદય પામે છે અને ત્યારબાદ પુનર્વસુ ઉદય પામે છે એટલે તેઓ અનુક્રમે પૂર્વચર અને ઉત્તરચર કહેવાય છે એટલે એકનો ઉદય બીજાના ઉદયનું ભાન કરાવે છે એથી પૂર્વચર 'પુનર્વસુ'ના ઉદયરૂપ હેતુથી સાધ્યરૂપ ઉત્તરચર 'તિષ્યતારા' સિદ્ધ થાય છે એટલે આ હેતુ **પૂર્વચરાવિરુદ્ધોપલબ્ધિ** છે આમા પૂર્વપૂર્વચરાવિરુદ્ધોપલબ્ધિનો પણ સમાવેશ થાય

ઉત્તરચરાવિરુદ્ધોપલબ્ધિનુ ઉદાહરણ—

**उदगान्मुहूर्तात् पूर्वं पूर्वफल्गुन्य उत्तरफल्गुनीनामुद्गमो पलब्धेरित्युत्तरचरस्य ॥ ८१ ॥**

અર્થ—મુહૂર્ત પહેલા પૂર્વ ફલ્ગુની નક્ષત્ર ઉગ્યું છે કારણકે હાલ ઉત્તર ફાલ્ગુન નક્ષત્રનો ઉદય જણાય છે, આ ઉદાહરણમા હેતુ તરીકે ઉત્તરચરની અવિરુદ્ધોપલબ્ધિ છે

વિશેષાર્થ—પૂર્વફલ્ગુની સાધ્ય છે ઉત્તરફલ્ગુની હેતુ છે પ્રથમ પૂર્વફલ્ગુની નક્ષત્ર ઉદય પામે છે અને ત્યારબાદ ઉત્તરફલ્ગુની નક્ષત્ર ઉદય પામે છે આવો ક્રમ અનુભૂત છે માટે જ તે બન્ને અનુક્રમે પૂર્વચર અને ઉત્તરચર કહેવાય છે હવે હેતુનેરોકે પૂર્વચર હોયતો પૂર્વચરાવિરુદ્ધોપ

લબ્ધિ કહેવાય અહિયા સાધ્ય પૂર્વચર છે અને હેતુ ઉત્તરચર છે માટે આ હેતુ **ઉત્તરચરાવિરુદ્ધોપલબ્ધિ** કહેવાય છે આમા ઉત્તરોત્તરચરોપલબ્ધિ હેતુ પણ સમ્રહિત કરી લેવો

[22]સહચરાવિરુદ્ધોપલબ્ધિનુ ઉદાહરણ—

[23]अस्तीह सहकारफले रूपविशेषः समास्वाद्यमानरसविशादिति सहचरस्य ॥ ८२ ॥

અર્થ—આ કેરીને વિષે કોઇ ખાસ વિશિષ્ટરૂપ છે કારણકે તેમા ખાસ વિશિષ્ટ રસનો આસ્વાદ આવે છે આ સહચરાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ છે

વિશેષાર્થ—જે પદાર્થોની ઉત્પત્તિ સાથે હોય અને જે સાથે રહેતા હોય તેને સહચર કહે છે પદાર્થ માત્રમા રૂપ રસ ગન્ધ અને સ્પર્શ પરસ્પર સહચર છે આમા વિશિષ્ટ રસથી રૂપનું ભાન કરવામા આવે છે તેથી રસ એ **સહચરાવિરુદ્ધોપલબ્ધિ** છે કારણકે વિશિષ્ટ રૂપ સાધ્ય છે અને વિશિષ્ટ રસ હેતુ છે અને તે વિશિષ્ટ રસરૂપ સાધ્યની સાથે અવિરુદ્ધસહચર છે

આરીતે સાધ્યની સાથે સાક્ષાત્ વાસ્તવિક સબધ ધરાવનારા પદાર્થો હેતુ તરીકે મુકવામા આવે તો તે સાક્ષાત્ સાધ્યને સિદ્ધ કરે છે તેમજ પરપરાએ વાસ્તવિક સબધ

---

૨૨ નૈયાયિકો સહચરને સંયોગ અને એકાર્થસમવાયિ કહે છે

૨૩ સરખાવો—

अविरुद्धोपलब्धिर्विधौ षोढा व्याप्यकार्यकारणपूर्वोत्तरसहचरभेदात्

ધરાવનાર પદાર્થો પણ હેતુ તરીકે વપરાયા હોય તો તે પણ પરંપરાએ વાસ્તવિક સાધ્યને સિદ્ધ કરે છે દાખલા તરીકે, અહિ આ 'કોશ (ઘડાની અવસ્થા વિશેષ) થયો હોવો જોઇએ કારણકે હાલ ઘડો નજરે પડે છે' આમા સાધ્ય, કોશ તેનું કાર્ય કુશુલ અને તેનુ કાર્ય ઘડો તે અહિ હેતુ તરીકે છે એટલે તે કોશરૂપ સાધ્ય સિદ્ધ થાય છે

[24]અવિરુદ્ધોપલબ્ધિના આરીતે છ પ્રકારો વિવિધ સાધ્ય સિદ્ધ કરે છે

હવે સાધ્યની સાથે કઇ અને કેટલી વસ્તુઓ બાધક હોય છે કે જેની વિદ્યમાનતાથી સાધ્ય સિદ્ધ થતું નથી તે જણાવે છે

વિરુદ્ધોપલબ્ધિના પ્રકાર—

[25]विरुद्धोपलब्धिस्तु प्रतिषेधप्रतिपत्तौ सप्तप्रकारा॥८३॥

અર્થ—નિષેધરૂપ સાધ્યની સિદ્ધિમા વિરુદ્ધોપલબ્ધિ સાત પ્રકારની છે

વિરુદ્ધોપલબ્ધિનો પ્રથમ પ્રકાર—

तत्राद्या स्वभावविरुद्धोपलब्धिः ॥८४॥

અર્થ —તે વિરુદ્ધોપલબ્ધિમા પહેલી સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ છે

વિશેષ—અવિરુદ્ધોપલબ્ધિમા આ ભેદ લીધો ન હતો કારણકે તે અવિરુદ્ધોપલબ્ધિ વિધિની સાધક હતી. અને જે

૨૪ સરખાવો स्वभाव कारणं कार्यमेकार्थसमवायि विरोधिचेति पञ्चधा साधनम् પ્રમાણ મીમાંસા સૂત્ર ૧-૨-૧૨ પૃષ્ઠ ६१

૨૫ विरुद्धतदुपलब्धिः प्रतिषेधे यथा પરીક્ષામૂખ પૃષ્ઠ ५१

વસ્તુ સાધવાની છે તેનો સ્વભાવ હેતુ તરીકે મુકાય નહિ કેમકે વસ્તુનો સ્વભાવ જાણવામા આવે તો તે વસ્તુ પ્હેલે જણાએલી હોય છે અને પછી જાણેલ વસ્તુને ફરી જાણવાની અનુમાનમા જરૂર રહેતી નથી માટે ત્યા આ ભેદ લીધો ન હતો

અહિ આ સાધ્યનો સ્વભાવ તેથી વિરુદ્ધ સ્વભાવ હેતુ તરીકે હોય તો પ્રતિષેધ્ય, સાધ્ય સિદ્ધથાય તેને સ્વભાવ વિરુદ્ધોપલબ્ધિ કહેવામા આવે છે વસ્તુનો સ્વભાવ વસ્તુમા રહેછે અને વિરુદ્ધસ્વભાવ વિરુદ્ધવસ્તુમા રહેછે અને તે વિરુદ્ધવસ્તુ વાસ્તવિક વસ્તુને સિદ્ધ ન કરી શકે માટે નિષેધની સિદ્ધિમા સમર્થ એના વિરુદ્ધોપલબ્ધિના ભેદમા આ પ્રકાર પાડવાની ખાસ આવશ્યકતા રહે છે દિગમ્બરોએ આ સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ માની નથી

સ્વભાવ વિરૂદ્ધોપલબ્ધિનુ ઉદાહરણ —

[21]यथा नास्त्येव सर्वथैकान्तोऽनेकान्तस्योपलम्भात् ॥८५॥

અર્થ—જેમકે, સર્વથા એક ધર્માત્મક (વસ્તુ) નથી કારણકે દરેક પદાર્થ અનેક ધર્માત્મક સ્પષ્ટ જણાય છે

વિશેષાર્થ.—આ સ્વભાવ વિરુદ્ધોપલબ્ધિ બૌદ્ધો માને છે તે પ્રમાણે કોઈપણ રીતે અનુપલબ્ધિરૂપ ઠરી શકતી નથી.

આ ઉદાહરણમા પ્રતિષેધ્ય 'સર્વથા એકાન્ત' ને તેના સ્વભાવની સાથે તદ્દન વિરુદ્ધ સ્વભાવ અનેકાન્તનો છે અને તે અનેકાન્તની વિદ્યમાનતા હેતુ તરીકે હોવાથી તે એકાન્ત નિષેધરૂપ સાધ્યને સિદ્ધ કરે છે

અહિ આગળ બૌદ્ધ દલીલ કરેછે કે જે હેતુ નિષે

---

21 स्वभावविरुद्धोपलब्धिर्यथा नाऽनशीतस्पर्शो अग्निः
न्यायबिन्दु पृ४ ४९

ધરૂપ સાધ્ય સિદ્ધકરે તે સર્વ અનુપલબ્ધિમા સમાવા જોઈએ તો પછી આ સ્વભાવવિરુદ્ધોપલબ્ધિને તમે કેમ ઉપલબ્ધિના ભેદ તેરીકે ગણ્યો છો ?

જૈનો આનો ઉત્તર આપતા જણાવેછે કે સ્વભાવ વિરુદ્ધોપલબ્ધિમા કોઇપણ રીતે અનુપલબ્ધિ ઘટી શકતી નથી. કારણકે અનુપલબ્ધિ એટલે અભાવ. પરતુ અહિં આ તો વિરુદ્ધ સ્વભાવનો હેતુ તેરીકે ભાવ છે એટલે તેને અનુપલબ્ધિમા ઘટાવી ન શકાય

હવે આ ઉત્તરનો જવાબ આપતા બૌદ્ધો કહેછે કે સર્વથા એકાન્ત અને અનેકાન્તનો અગ્નિ અને શીતસ્પર્શ, જેવો વિરોધ પરસ્પર સ્વભાવની પ્રાપ્તિ ન હોવાથીજ જણાય, છે ને આ પરસ્પર સ્વભાવની અપ્રાપ્તિ હોવાના કારણથી સ્વ ભાવ વિરુદ્ધોલબ્ધિ અનુપલબ્ધિ પૂર્વકજ થાય છે માટે તેને અનુપલબ્ધિમા સમાવેશ કરવો વ્યાજબી છે

જૈનો કહેછેકે એમ માનો તો હેતુના પ્રત્યક્ષપૂર્વક અનુમાન થાય છે તો તે અનુમાન પણ પ્રત્યક્ષ થઇ જાય જેવીરીતે તમે અહિં વાસ્તવિક સ્વભાવની અનુપલ્બિ હોવાથી, વિરુદ્ધ સ્વભાવ જણાય છે એમ માની તેને અનુપલબ્ધિમા સમાવો છો, તેમ પ્રત્યક્ષથી અનુમાન થાય છે માટે પ્રત્યક્ષજ અનુમાન થવુ જોઇએ પરતુ તેમ થતું નથી

આરીતે અનુપલબ્ધિના બૌદ્ધોએ પાડેલા, કેટલાક ભેદો પરસ્પર માન્યતા ભેદવાળા છે

**વિરૂદ્ધોપલબ્ધિના બીજા પ્રકાર.—**

प्रतिषेध्यविरुद्धव्याप्तादीनामुपलब्धयः षट् ॥८६॥

અર્થ—નિષેધ કરવા યોગ્ય પદાર્થથી સાક્ષાત્ વિરુદ્ધ વ્યાપ્ય વિગેરેની ઉપલબ્ધિઓ છ પ્રકારની છે

વિશેષ—નિષેધકરવા યોગ્ય પદાર્થ તેથી વિરુદ્ધ સાક્ષાત્ વ્યાપ્ય, કાર્ય, કારણ, પૂર્વચર, ઉત્તરચર અને સહચરની ઉપલબ્ધિ છ પ્રકારે થાય છે

વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિ, વિરુદ્ધ કાર્યોપલબ્ધિ, વિરુદ્ધ કારણોપલબ્ધિ, વિરુદ્ધ પૂર્વચરોપલબ્ધિ, વિરુદ્ધ ઉત્તરચરોપલબ્ધિ અને વિરુદ્ધ સહચરોપલબ્ધિ એ છ અને પૂર્વોક્ત વિરુદ્ધ સ્વભાવોપલબ્ધિ એમ સાત પ્રકારે વિરુદ્ધોપલબ્ધિ છે

કોઈપણ સાધ્ય સિદ્ધકરવુ હોયતો તેના વાસ્તવિક કાર્ય કારણ વિગેરે દ્વારા તે સિદ્ધ થાય છે તેજરીતે સાધ્યનો નિષેધ ત્યારે સિદ્ધ કરી શકાય કે સાધ્યના વાસ્તવિક કાર્ય-કારણ ન હોય પરતુ સાધ્યથી વિપરીત વ્યાપ્ય કાર્ય કારણ હેતુ તેરીકે હોય અહિ તેજપ્રમાણે, તે વિપરીતતાને લઈને વિરુદ્ધોપલબ્ધિના સાત ભેદ પાડવામા આવ્યા છે

વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિનુ ઉદાહરણ —

विरुद्धव्याप्योपलब्धिर्यथा—नास्त्यस्य पुंसस्तत्त्वेषु निश्चयः तत्र सन्देहात् ॥८७॥

અર્થ—આ પુરુષને તત્ત્વોનેવિષે નિશ્ચય નથી કારણકે ત્યા તેને સદેહ છે આ વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિનુ ઉદાહરણ છે

વિશેષ—નિષેધ કરવા યોગ્ય પદાર્થથી વિરુદ્ધ પદાર્થનુ વ્યાપ્ય જે અનુમાનમા હેતુ તેરીકે હોય તો તે હેતુને વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિ કહે છે

પ્રસ્તુત ઉદાહરણમા પુરુષનો તત્ત્વને વિષે નિશ્ચય તે નિષેધ કરવા યોગ્ય છે અને તે નિશ્ચયથી વિરુદ્ધ અનિશ્ચય છે અને આ અનિશ્ચય સન્દેહનો વ્યાપક [redacted] અને સન્દેહ વ્યાપ્ય છે પ્રતિષેધ્યનો વરુદ્ધવ્યાપ્ય સન્દેહ પ્રસ્તુત અનુમાનમા હેતુ તરીકે છે માટે આ હેતુ વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિ છે તેજ પ્રમાણે 'અહિ શીત સ્પર્શ નથી ઉષ્ણતા હોવાથી' વિગેરે ઉદાહરણો પણ આમા સમાવી શકાય છે

વિરુદ્ધ કાર્યોપલબ્ધિનુ ઉદાહરણ —

विरुद्धकार्योपलब्धिर्यथा—

न विद्यतेऽस्य क्रोधाद्युपशान्तिर्वदनविकारादेः ॥८८॥

અર્થ—આને ક્રોધનો ઉપશમ નથી કારણકે તેના મૂખ ઉપર (ક્રોધના) વિકારો જણાય છે આ ઉદાહરણ વિરુદ્ધ કાર્યોપલબ્ધિનુ છે

વિશેષ—નિષેધ કરવા યોગ્યથી વિરુદ્ધનુ કાર્ય જે અનુમાનમા હેતુ તરીકે હોય તે હેતુને વિરુદ્ધકાર્યોપલબ્ધિ કહે છે

આ ઉદાહરણમા નિષેધકરવાયોગ્ય ક્રોધનો ઉપશમ છે ને તેથી વિરુદ્ધ ક્રોધનો અનુપશમ [redacted] અને જ્યારે ક્રો શમ્યો ન હોય ત્યારેજ વદનવિકાર-મૂખ ઉપર લાલાશ અને આદિ શબ્દથી હોઠ ફફડવા વિગેરે કાર્ય બને [redacted] અને આ પ્રતિષેધ્ય વિરુદ્ધ કાર્ય આ અનુમાનમા હેતુ તરીકે મુકાયે છે માટે આ હેતુ વિરુદ્ધ કાર્યોપલબ્ધિ કહેવાયછે તે પ્રમાણે 'અહિ શીત નથી કારણકે ધુમાડો જણાય છે' વિગેરે ઉદાહરણો જાણી લેવા.

विरुद्ध કારણોપલબ્ધિનુ ઉદાહરણ—

विरुध्यकारणोपलब्धिर्यथाः—

नास्य महर्षेरसत्य वचः समस्ति रागद्वेषकालुष्याकलङ्कित ज्ञानसम्पन्नत्वात् ॥ ८९ ॥

અર્થ—આ મહર્ષિનું વચન અસત્ય નથી કારણકે તે રાગદ્વેષરૂપ કાલુષ્યથી અકલકિત જ્ઞાનવાળા છે

વિશેષાર્થ—નિષેધ કરવા યોગ્ય પદાર્થથી વિરુદ્ધનું કારણ જે અનુમાનમા હેતુ તરીકે યોજાયેલ હોય તે હેતુને વિરુદ્ધકારણોપલબ્ધિ કહે છે

આ ઉદાહરણમા નિષેધકરવા યોગ્ય અસત્ય વચન છે અને તેનું વિરુદ્ધ સત્યવચન છે અને આ સત્યવચન ત્યારેજ બોલાય કે જો રાગદ્વેષરૂપ સ્વાર્થથી રહિત તેનામા શુદ્ધજ્ઞાન હોય કારણકે શુદ્ધજ્ઞાન વિના સત્ય ન સભવી શકે અને તે જ્ઞાન પૂર્વાપર વિરોધરહિત વાસ્તવિક છે કે અવાસ્તવિક છે તે તેના બોલવા ઉપરથી સિદ્ધ થતા સત્ય મ્હેજે સિદ્ધ થાય છે અને તે સિદ્ધ થતા અસત્યનો નિષેધ સિદ્ધ થાય એટલે સત્યનું કારણ શુદ્ધ જ્ઞાન આ અનુમાનમા હેતુ તરીકે હોવાથી આ હેતુ વિરુદ્ધ કારણો પલબ્ધિ છે તેજ પ્રમાણે 'આ પ્રાણિને સુખ નથી કારણકે તેના હૃદયમા કોઇપણ જાતનું શલ્ય છે' વિગેરે ઉદાહરણો પણ સમજવા

વિરુદ્ધ પૂર્વચરોપલબ્ધિનુ ઉદાહરણ—

विरुद्धपूर्वचरोपलब्धिर्यथा—

नोद्गमिष्यति मुहूर्तान्ते पुष्यतारा रोहिण्युद्गमात् ॥९०॥

અર્થ—મુહૂર્ત પછી પુષ્ય નક્ષત્ર ઉગશે નહિં કારણ

કે હાલ રોહિણી નક્ષત્ર ઉગેલુ છે આ ઉદાહરણ (વિરુદ્ધ
પૂર્વચરોપલબ્ધિનુ છે

વિશેષાર્થ—નિષેધકરવા યોગ્ય સાધ્યથી વિરુદ્ધ
પદાર્થ તેનો પૂર્વચર જે અનુમાનમા હેતુ તરીકે યોજાયેલ
હોય તે હેતુને વિરુદ્ધ પૂર્વચરોપલબ્ધિ કહે છે

આ ઉદાહરણમા નિષેધ કરવાયોગ્ય પુષ્યનક્ષત્રનો
ઉદય છે તેથી વિરુદ્ધ મૃગશીર્ષ નક્ષત્રનો ઉદય છે પુષ્ય નક્ષ
ત્રનું પૂર્વચર પુનર્વસુ અને મૃગશીર્ષનુ પૂર્વચર નક્ષત્ર રોહિણી
નક્ષત્ર છે તેથી પ્રતિષેધ્ય પુષ્ય નક્ષત્રના વિરુદ્ધ એવા મૃગશીર્ષ
પૂર્વચર રોહિણી નક્ષત્ર તે આ ઉદાહરણમા હેતુ તરીકે મુકાયેલ
છે માટે આ 'રોહિણીનો ઉદય' એ હેતુ વિરુદ્ધ પૂર્વચરો
લબ્ધિ છે તેજપ્રમાણે 'મુહૂર્ત પછી શકટ નક્ષત્ર ઉદય નહી
પામે કારણ કે હાલ રેવતીનો ઉદય છે' વિગેરે દૃષ્ટાન્ત
સમજી લેના

વિરુદ્ધોત્તરચરોપલબ્ધિનુ ઉદાહરણ—

विरुद्धोत्तरचरोपलब्धिर्यथा-नोदगान्मुहूर्तात्पूर्वं मृग
शिरः पूर्वफल्गुन्युदयात् ॥९१॥

અર્થ—મુહૂર્ત પહેલા મૃગશિર નક્ષત્ર ઉગ્યુ નથી કા
રણ કે હાલ પૂર્વફાલ્ગુની નક્ષત્રનો ઉદય નજરે પડે છે
ઉદાહરણ વિરુદ્ધોત્તરચરોપલબ્ધિનુ છે

વિશેષાર્થ—પ્રતિષેધ્ય વસ્તુથી વિરુદ્ધ પદાર્થનુ ઉ
ત્તરચર જે અનુમાનમા હેતુ તરીકે યોજાયેલ હોય તે હે
વિરુદ્ધોત્તરચરોપલબ્ધિ કહે છે

રોહિણી, મૃગશીર્ષ અને આર્દ્રા આ ત્રણમા મૃગશીર્ષનું પૂર્વચર રોહીણી અને ઉત્તરચર આર્દ્રા નક્ષત્ર છે આ ઉદાહરણમા મૃગશિર પ્રતિષેધ્ય છે ને તેનું વિરુદ્ધ મઘા નક્ષત્રનો ઉદય છે મૃગશિરનું ઉત્તરચર આર્દ્રા અને માઘાનું ઉત્તરચર પૂર્વફાલ્ગુન નક્ષત્ર છે તેથી મૃગશીર્ષના વિરુદ્ધ એવા મઘાનક્ષત્રનું ઉત્તરચર પૂર્વફાલ્ગુન છે ને તે અહિં હેતુ તરીકે મૂકાયેલ છે માટે 'પૂર્વફાલ્ગુની' એ હેતુ વિરુદ્ધોત્તરચરોપલબ્ધિ છે

વિરુદ્ધ સહચરોપલબ્ધિનુ ઉદાહરણ—

विरुद्धसहचरोपलब्धिर्यथा—नास्त्यस्य मिथ्याज्ञानं सम्यग्दर्शनात् ॥९२॥

અર્થ—આ માણસને ખોટું જ્ઞાન નથી કારણકે તેને સમ્યગ્દર્શન છે

વિશેષાર્થ—નિષેધ કરવાયોગ્ય પદાર્થથી વિરુદ્ધ પદાર્થનું સહચર જે અનુમાનમા હેતુ તરીકે હોય તે અનુમાનને વિરુદ્ધસહચરોપલબ્ધિ કહે છે

પ્રતિષેધ્ય મિથ્યાજ્ઞાનની સાથે વિરુદ્ધ સમ્યગ્જ્ઞાન છે અને તે સમ્યગ્જ્ઞાનનું સહચર સમ્યગ્દર્શન છે તેથી તે પ્રતિષેધ્યનો વિરુદ્ધ સહચર છે ને તે હેતુ તરીકે હોવાથી આ સમ્યગ્દર્શનરૂપ હેતુ વિરુદ્ધ સહચરોપલબ્ધિ છે

સાક્ષાત્ વિરોધ ધરાવતા હેતુઓ આ સાત પ્રકારે સભવી શકે છે બાકી પરપરાએ વિરોધ દર્શાવનારા હેતુઓ અનેક પ્રકારે થાય છે છતા તેનો પણ આમા અતર્ભાવ કરી લેવો. જેમકે, કાર્યવિરુદ્ધોપલબ્ધિ, વ્યાપકવિરુદ્ધોપલબ્ધિ

અને કારણવિરુદ્ધોપલબ્ધિ આ ત્રણેનો સ્વભાવ વિરુદ્ધોપલબ્ધિમા સમાવેશ કરી શકાય તેમજ કારણવિરુદ્ધકાર્યોપલબ્ધિ વિગેરે ભેદો વિરુદ્ધ કાર્યોપલબ્ધિમા સમાવેશ કરી શકાય છે

આરીતે વિધિ અને નિષેધને સિદ્ધ કરવામા સમર્થ ઉપલબ્ધિરૂપ હેતુ બત્રીસ પ્રકારે થાય છે અવિરુદ્ધોપલબ્ધિના ૭ ભેદ અને વિરુદ્ધોપલબ્ધિના સાક્ષાત્ સાતભેદ અને પરંપરાએ ઓગણીસ ભેદ, એમ કુલ મળીને બત્રીસ પ્રકારના હેતુઓ સાધ્યની સાથે જુદા જુદા સબન્ધો દ્વારા ઘટી શકે છે

---

આરીતે સાત પ્રકારના હેતુઓ પોતે જે વિધિરૂપ સાધ્ય સિદ્ધ કરતા હોય તેનાથી ઉલટા-વિરુદ્ધ પદાર્થના નિષેધ રૂપ સાધ્યને પણ તેજ હેતુઓ સિદ્ધ કરે છે આ વિરુદ્ધોપલબ્ધિ હેતુઓના માત્ર સાત પ્રકાર એટલામાટે છે કે આ સાત હેતુઓ નિષેધ યોગ્ય પદાર્થથી સાક્ષાત્ વિરુદ્ધ છે પરપરાના વિરોધને આશ્રયીને હેતુઓનો વિચાર કરીએ તો તેના ઘણા પેટા ભાગ થવા સંભવ છે અને તે આ પ્રમાણે છે

૧ કારણ વિરુદ્ધ કાર્યોપલબ્ધિ
૨ વ્યાપક વિરુદ્ધ કાર્યોપલબ્ધિ
૩ કારણ વ્યાપક વિરુદ્ધકાર્યોપલબ્ધિ
૪ વ્યાપક કારણ વિરુદ્ધકાર્યોપલબ્ધિ
૫ કારણ વિરુદ્ધ કારણોપલબ્ધિ
૬ વ્યાપક વિરુદ્ધ કારણોપલબ્ધિ
૭ કારણ વ્યાપક વિરુદ્ધકારણોપલબ્ધિ
૮ વ્યાપક કારણ વિરુદ્ધકારણોપલબ્ધિ
૯ કારણ વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિ
૧૦ વ્યાપક વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિ

११ कारण व्यापक विरुद्ध व्याप्योपलब्धि
१२ व्यापक कारण विरुद्ध व्याप्योपलब्धि
१३ कारण विरुद्ध सहचरोपलब्धि
१४ व्यापक विरुद्ध सहचरोपलब्धि
१५ कारण व्यापक विरुद्ध सहचरोपलब्धि
१६ व्यापक कारण विरुद्ध सहचरोपलब्धि
१७ कार्यविरुद्धोपलब्धि
१८ व्यापक विरुद्धोपलब्धि
१९ कारण विरुद्धोपलब्धि

१ કારણ વિરુદ્ધ કાર્યોપલબ્ધિનુ ઉદાહરણ—' આને હિમથી ઉત્પન્ન થએલ રોમ હર્ષ વિશેષ નથી કારણકે ધૂમાડો દેખાય છે ' આમા પ્રતિષેધ્ય રોમહર્ષવિશેષ છે અને તેનુ કારણ હિમ છે અને હિમની વિરુદ્ધ વસ્તુ અગ્નિ છે ને અગ્નિનુ કાર્ય ધૂમાડો છે અને આ ધૂમાડાની ઉપલબ્ધિ-વિદ્યમાનતા હેતુ તરીકે હોવાથી રોમહર્ષવિશેષનો નિષેધ સિદ્ધ થાય છે

૨ વ્યાપક વિરુદ્ધ કાર્યોપલબ્ધિનુ ઉદાહરણ — અહિ આ શીતસ્પર્શવિશેષ નથી કારણકે ધૂમાડો નજરે પડે છે ' આ અનુમાનમા 'શીતસ્પર્શવિશેષ' પ્રતિષેધ્ય સાધ્ય છે અને ધૂમાડો હોવાથી' એ હેતુ છે પ્રતિષેધ્ય વિશિષ્ટશીતસ્પર્શનું' વ્યાપક શીતસામાન્ય અને આ શીતસામાન્યની તદ્દન ઉલટો વિરુદ્ધપદાર્થ અગ્નિસામાન્ય છે અને અગ્નિથી ઉત્પન્ન થનાર ધૂમાડા રૂપ કાર્યની ઉપલબ્ધિ-વિદ્યમાનતા હેતુરૂપે હોવાથી વિશિષ્ટશીતસ્પર્શનો નિષેધ સિદ્ધ થાય છે

૩ કારણવ્યાપક વિરુદ્ધ કાર્યોપલબ્ધિનુ ઉદાહરણ-'અહિ આ રોમહર્ષવિશેષ નથી કારણકે ધૂમાડો દેખાયછે ' આ અનુમાનમા પ્રતિષેધ્ય રોમહર્ષવિશેષ ને હેતુ તરીકે ધૂમાડોછે રોમહર્ષવિશેષનુ કારણ વિશિષ્ટ હિમ છે અને આહિમ હિમપણાથી વ્યાપ્તહોવાથી હિમત્વ વ્યાપક છે

અને એ હિમત્વથી વિરુદ્ધ પદાર્થ અગ્નિછે ને અગ્નિનું કાર્ય ધૂમાડા છે ને તે ધૂમાડાની ઉપલબ્ધિ-વિદ્યમાનતા હેતુ તરીકે હોવાથી વિશિષ્ટરોમહર્ષનો નિષેધ સિદ્ધ થાય છે

૪ વ્યાપક કારણ વિરુદ્ધ કાર્યોપલબ્ધિનું ઉદાહરણ— અહિંઆ શીતસ્પર્શ વિશેષ નથી કારણકે ધૂમાડા દેખાય છે' આ અનુમાનમા શીતસ્પર્શ વિશેષનું વ્યાપક શીતસ્પર્શમાત્ર છે તે શીતસ્પર્શમાત્રનું કારણ હિમ અને હિમથી વિરુદ્ધ પદાર્થ અગ્નિછે અને તે અગ્નિનું કાર્ય ધૂમાડા છે અને ધૂમાડાની ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી શીતસ્પર્શ વિશેષનો નિષેધ સિદ્ધ થાય છે

આ ચારે ઉદાહરણો વિરુદ્ધકાર્યોપલબ્ધિના પેટા વિભાગ રૂપે છે વિરુદ્ધ કાર્યોપલબ્ધિમા પ્રતિષેધ્યપદાર્થના સાક્ષાત્ વિરુદ્ધ કાર્યની વિદ્યમાનતા હેતુ તરીકે હતી ત્યારે આ ચાર ઉદાહરણોમા પરંપરાએ વિરુદ્ધ કાર્યની ઉપલબ્ધિ છે એટલે પ્રતિષેધ્ય પદાર્થના અગત કારણ, અગત વ્યાપક અગત કારણ વ્યાપક અને અગત વ્યાપકકારણ વગેરેની છેલ્લા પદાર્થના વિરુદ્ધકાર્યની ઉપલબ્ધિ હેતુ તરીકે ધરાવવામા આવી છે

પહેલા બે ઉદાહરણોમા સાક્ષાત્ વિરુદ્ધ કાર્યોપલબ્ધિ કરતા કારણ અને વ્યાપક એકેક વસ્તુનું આંતરૂ છે જ્યારે છેલ્લા બે ઉદાહરણોમાં કારણ વ્યાપક અને વ્યાપકકારણ એમ બે બેનું આંતરૂ છે આ રીતે આ ચારે ઉદાહરણો પરંપરા વિરુદ્ધ કાર્યોપલબ્ધિના હેતુ તરીકે કહેવાય છે આ ચારે ઉદાહરણોમા જે પદાર્થ વિરુદ્ધ કાર્યોપલબ્ધિના ઉદાહરણમા હેતુ તરીકે છે તેજ પદાર્થ અહિંઆ પણ આ ચારે ઉદાહરણોમા પણ હેતુ તરીકે છે પરંતુ પરંપરાએ માનવાથી ફેરમાત્ર એટલો પડયો કે દરેકના સાધ્ય બદલાતા ગયા જેના પહેલા અને ત્રીજા તેમજ બીજા અને ચોથા ઉદાહરણમા તો સાધ્ય એકનું એકજ છે કારણકે તેમાં વ્યાપ્યવ્યાપક અપેક્ષા ભેદથી અંતર્ગત કરી લેવામા આવ્યો છે આજ પ્રમાણે વિરુદ્ધકારણોપલબ્ધિ વિરુદ્ધવ્યાપ્યોપલબ્ધિ અને વિરુદ્ધસહચરોપલબ્ધિના પણ ચાર ચાર અવાન્તર ભેદો પડે છે

૫ કારણ વિરૂદ્ધ કારણોપલબ્ધિનુ ઉદાહરણ —' આ પુરૂષને મિથ્યાત્વ મોહનીયનુ આવરણ નથી કારણકે તે તત્ત્વાર્થનો ઉપદેશ ગ્રહણ કરતો જણાય છે ' આમા પ્રતિષેધ્ય મિથ્યાત્વઆવરણ છે ને હેતુ તરીકે તત્ત્વાર્થના ઉપદેશનું ગ્રહણ છે પ્રતિષેધ્ય મિથ્યાત્વમોહનીયનુ આવરણ મિથ્યાજ્ઞાન હોય તો ઉત્પન્ન થાય છે એટલે મિથ્યાજ્ઞાન મિથ્યાત્વનુ કારણ છે આ મિથ્યાજ્ઞાનથી વિરૂદ્ધ સમ્યગજ્ઞાન છે અને એ સમ્યગ્જ્ઞાન પણ તત્ત્વાર્થના ઉપદેશને ગ્રહણ કરવાથી થાય છે (ગ્રહણશબ્દ એટના માટે લેવો પડેછે કે કેટલીકવાર શ્રવણકર્યામાત્રથી તત્ત્વજ્ઞાન થતુ નથી) માટે તત્ત્વાર્થના ઉપદેશનુ ગ્રહણ એ સમ્યગ્જ્ઞાનનું કારણ છે ને તે તત્ત્વાર્થના ઉપદેશના ગ્રહણની વિદ્યમાનતા—ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી મિથ્યાત્વ આવરણનો નિષેધ સિદ્ધ થાય છે

૬ વ્યાપક વિરૂદ્ધ કારણોપલબ્ધિનુ ઉદાહરણ—' આ પુરૂષના આત્માને વિષે વિશિષ્ટ મિથ્યાજ્ઞાન નથી કારણ કે તત્ત્વાર્થનો ઉપદેશ ગ્રહણ કરતો તે જણાય છે ' આ અનુમાનમા વિશિષ્ટ મિથ્યાજ્ઞાનનુ વ્યાપક મિથ્યાજ્ઞાનમાત્ર છે અને તેનુ વિરૂદ્ધ તત્ત્વજ્ઞાનમાત્ર છે અને તેનુ કારણ તત્ત્વાર્થોપદેશ ગ્રહણ છે આ તત્ત્વાર્થોપદેશ ગ્રહણની વિદ્યમાનતા ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી વિશિષ્ટમિથ્યાજ્ઞાનનો નિષેધ સિદ્ધ થાય છે

૭ કારણ વ્યાપક વિરૂદ્ધ કારણોપલબ્ધિનુ ઉદાહરણ—'અને મિથ્યાત્વમોહનીયનુ આવરણ નથી કારણ કે તત્ત્વાર્થનો ઉપદેશ ગ્રહણ કરતો તે જણાય છે ' આમા પ્રતિષેધ્ય મિથ્યાત્વમોહનીયનુ આવરણ છે અને તે મિથ્યાવરણનું કારણ વિશિષ્ટમિથ્યાજ્ઞાનને તેનુ વ્યાપક મિથ્યાજ્ઞાનમાત્ર છે અને આ મિથ્યાજ્ઞાનમાત્રનુ વિરૂદ્ધ તત્ત્વજ્ઞાનમાત્ર અને તેનુ કારણ તત્ત્વાર્થના ઉપદેશનુ ગ્રહણ છે ને તેની વિદ્યમાનતા ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી મિથ્યાત્વમોહનીયના આવરણનો નિષેધ સિદ્ધ થાય છે

૮ વ્યાપક કારણ વિરૂદ્ધ કારણોપલબ્ધિનું ઉદાહરણ— આને વિશિષ્ટ મિથ્યાત્વ મોહનીયનું આવરણ નથી કારણકે તે તત્ત્વાર્થનો ઉપદેશ ગ્રહણ કરતો જણાય છે' વિશિષ્ટ મિથ્યાત્વ આવરણનું વ્યાપક મિથ્યાવરણસામાન્ય છે આ મિથ્યાવરણસામાન્ય મિથ્યાજ્ઞાનથી થાય માટે મિથ્યાજ્ઞાન એ કારણ છે ને તે મિથ્યાજ્ઞાનથી વિરૂદ્ધ તત્ત્વજ્ઞાન છે આ તત્ત્વજ્ઞાનનું કારણ તત્ત્વાર્થોપદેશગ્રહણ છે અને તે તત્ત્વાર્થોપદેશ ગ્રહણની વિદ્યમાનતા-ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી આ મિથ્યાવરણવિશેષનો નિષેધ સિદ્ધ થાય છે

આરીતે વિરુદ્ધકાર્યોપલબ્ધિની પેઠે પરંપરાએ આના પણ ચાર ભેદ થાય છે અને તે ચાર ભેદો વિરુદ્ધ કારણોપલબ્ધિમા સમાવવામા આવ્યા છે આ ચાર ઉદાહરણો પૈકી પહેલું અને ત્રીજું ઉદાહરણ એકસરખુ છે પરંતુ વ્યાપ્ય વ્યાપક ત્રીજા ઉદાહરણમાં જુદા પાડવામા આવ્યા છે જ્યારે પહેલા ઉદાહરણમાં વ્યાપ્ય વ્યાપકનો ભેદ પાડવામા નથી આવ્યો ચોથા ઉદાહરણમા પણ પહેલા અને ત્રીજા જેવુંજ પ્રતિષેધ્ય સાધ્ય છે પરંતુ વ્યાપ્ય વ્યાપક ભાવ ઘટાવવા માટે વિશિષ્ટ પદ મુકવામા આવ્યુ છે આમા પણ દરેક ઉદાહરણમા હેતુ તરીકે એક હોવા છતા એક અને બે પદાર્થના આંતરાને અનુસરીને પરંપરાએ કારણોપલબ્ધિ હેતુ તરીકે પ્રતિષેધ્ય પદાર્થ ઘટાવવામા આવ્યા છે

૯ કારણ વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિનું ઉદાહરણ—'સર્વથા એકાન્તવાદી પુરુષને પ્રશમ સંવેગ નિર્વેદ અનુકમ્પા અને આસ્તિક્ય વિગેરે લક્ષણો હોતા નથી કારણકે તે એકાન્તવાદિને વિષે વિશિષ્ટ મિથ્યાદર્શન જણાય છે' આમા પ્રતિષેધ્ય પ્રશમ વિગેરેનું કારણ સમ્યગ્દર્શન કારણકે સમ્યગ્દર્શન હોય તો પ્રશમ વિગેરે ભાવો હોય છે અને તે સમ્યગ્દર્શનનું વિરુદ્ધ મિથ્યાદર્શન સામાન્ય છે ને તે મિથ્યાદર્શન સામાન્યનું વ્યાપ્ય મિથ્યાદર્શન છે ને તે વિશિષ્ટમિથ્યાદર્શનની હેતુ તરીકે ઉપલબ્ધિ હોવાથી પ્રશમ વિગેરે ભાવોનો નિષેધ સિદ્ધ થાય છે

૧૦ વ્યાપક વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિનુ ઉદાહરણ–"સ્યાદ્વાદમત વાળા મિથ્યાદર્શનવાળા હોતા નથી કારણકે સ્યાદ્વાદીને વિષે વિશિષ્ટ તત્ત્વજ્ઞાન હોય છે" આ અનુમાનમા પ્રતિષેધ્ય મિથ્યાદર્શન છે તેનુ વ્યાપક મિથ્યાદર્શનસામાન્ય છે અને તેનુ વિરુદ્ધ તત્ત્વજ્ઞાનસામાન્ય છે અને તે તત્ત્વજ્ઞાનસામાન્યનુ વ્યાપ્ય તત્ત્વજ્ઞાન છે ને તે તત્ત્વજ્ઞાનની હેતુ તરીકે વિદ્યમાનતા હોવાથી મિથ્યાદર્શનનો નિષેધ સિદ્ધ થાય છે

૧૧ કારણ વ્યાપક વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિનુ ઉદાહરણ–'આને પ્રશમ વિગેરે ભાવો નથી કારણકે તેનામા વિશિષ્ટ મિથ્યાજ્ઞાન વિદ્યમાન છે" આ અનુમાનમા પ્રતિષેધ્ય પ્રશમ વિગેરે ભાવો છે પ્રશમ વિગેરેનુ કારણ વિશિષ્ટ સમ્યગ્દર્શન છે ને સમ્યગ્દર્શનનુ વ્યાપક દર્શન સામાન્ય છે ને તેનુ વિરુદ્ધ મિથ્યાજ્ઞાન સામાન્ય છે અને મિથ્યાજ્ઞાનસામાન્યનુ વ્યાપ્ય વિશિષ્ટ મિથ્યાજ્ઞાન છે આ વિશિષ્ટ મિથ્યાજ્ઞાનની હેતુ તરીકે ઉપલબ્ધિ હોવાથી પ્રશમ વિગેરે ભાવોનો નિષેધ સિદ્ધ થાય છે

૧૨ વ્યાપક કારણ વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિનુ ઉદાહરણ–"આને તત્ત્વજ્ઞાન વિશેષ નથી કારણકે તે મિથ્યાર્થોપદેશને ગ્રહણ કરતો નજરે પડે છે" પ્રતિષેધ્ય તત્ત્વજ્ઞાનવિશેષ તેનુ વ્યાપક તત્ત્વજ્ઞાન સામાન્ય ને તેનું કારણ તત્ત્વાર્થોપદેશ ગ્રહણ છે તેનુ વિરુદ્ધ મિથ્યાર્થોપદેશ ગ્રહણસામાન્ય ને તેનુ વ્યાપ્ય મિથ્યાર્થોપદેશ ગ્રહણ છે આ વિશિષ્ટ મિથ્યાર્થોપદેશગ્રહણની ઉપલબ્ધિ અહિં હેતુ તરીકે હોવાથી તત્ત્વજ્ઞાનવિશેષનો નિષેધ સિદ્ધ થાય છે

આ ચારે ઉદાહરણો વિરુદ્ધ વ્યાપ્યોપલબ્ધિના પેટા વિભાગ તરીકે છે ને તે ચારે વિરુદ્ધવ્યાપ્યોપલબ્ધિમા અતર્ગત કરવામા આવ્યા છે

૧૩ કારણ વિરુદ્ધ સહચરોપલબ્ધિનુ ઉદાહરણ–' આને પ્રશમ વિગેરે ભાવો નથી કારણકે મિથ્યાજ્ઞાન છે "આમા પ્રશમ વિગેરે પ્રતિષેધ્ય છે તેનું કારણ સમ્યગ્દર્શન છે ને આ સમ્યગ્દર્શનનુ વિરુદ્ધ મિથ્યા

૧૪ વ્યાપક વિરુદ્ધ સહચારોપલબ્ધિનું ઉદાહરણ ' આને વિશિષ્ટ મિથ્યાદર્શન નથી કારણકે તેનામાં સમ્યગ્ જ્ઞાન છે ' આમાં પ્રતિષેધ્ય વિશિષ્ટ મિથ્યાદર્શન છે તેનું વ્યાપક મિથ્યાદર્શન સામાન્ય ને તે મિથ્યાદર્શન સામાન્યનું વિરુદ્ધ તત્ત્વાર્થ શ્રદ્ધારૂપ સમ્યગ્ દર્શન અને તેનું સહચર સમ્યગ્જ્ઞાન છે તે સમ્યગ્જ્ઞાનની તેની ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી વિશિષ્ટ મિથ્યાદર્શનનો નિષેધ સિદ્ધ થાય છે

૧૫ કારણ વ્યાપક વિરુદ્ધ સહચારોપલબ્ધિનું ઉદાહરણ— 'આને પ્રશમ વિગેરે ભાવો નથી કારણકે તેને વિષે મિથ્યાજ્ઞાન છે" આ ઉદાહરણમાં પ્રતિષેધ્ય પ્રશમ વિગેરે ભાવો છે તેનું કારણ વિશિષ્ટ સમ્યગ્દર્શન છે તેનું વ્યાપક સમ્યગ્દર્શન સામાન્ય ને તેનું વિરુદ્ધ મિથ્યાદર્શન છે ને તે મિથ્યાદર્શનનું સહચર મિથ્યાજ્ઞાન છે તેની ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી પ્રશમ વિગેરે ભાવોનો નિષેધ સિદ્ધ થાય છે

૧૬ વ્યાપક કારણ વિરુદ્ધ સહચરોપલબ્ધિનું ઉદાહરણ— 'આને વિશિષ્ટ મિથ્યાદર્શન નથી કારણકે તેને વિષે તત્ત્વજ્ઞાન છે' આમાં પ્રતિષેધ્ય વિશિષ્ટ મિથ્યાદર્શન છે ને તેનું વ્યાપક મિથ્યાદર્શન સામાન્ય ને મિથ્યાદર્શન સામાન્યનું કારણ મિથ્યાદર્શનમોહનીયનો ઉદય છે ને તે મિથ્યાદર્શનથી વિરુદ્ધ સમ્યગ્દર્શન છે ને તેનું સહચર સમ્યગ્જ્ઞાન છે ને આ સમ્યગ્જ્ઞાનની હેતુ તરીકે ઉપલબ્ધિ હોવાથી વિશિષ્ટ મિથ્યાદર્શનનો નિષેધ સિદ્ધ થાય છે આ ચારે ઉદાહરણો વિરુદ્ધ સહચરોપલબ્ધિમાં પરંપરાએ જાણી શકે છે

૧૭ કાર્ય વિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ—'આ પ્રાણીને વિષે દુઃખનું કારણ નથી કારણકે સુખ જણાય છે' આ અનુમાનમાં પ્રતિષેધ્ય ધર્મ દુઃખનું કારણ છે તેનું કાર્ય દુઃખ ને તેનું વિરુદ્ધ સુખ ને તે સુખની ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી દુઃખના કારણનો નિષેધ સિદ્ધ થાય છે

૧૮ વ્યાપક વિરુદ્ધોપલબ્ધિનુ ઉદાહરણ—" સન્નિકર્ષાદિ પ્રમાણ નથી કારણકે તે અજ્ઞાન છે" આમા પ્રતિષેધ્ય સન્નિકર્ષાદિનુ પ્રમાણપણુ છે તેનુ વ્યાપક જ્ઞાનત્વ છે ને જ્ઞાનત્વનુ વિરુદ્ધ અજ્ઞાનત્વ છે તે અજ્ઞાનની અહિ ઉપલબ્ધિ હોવાથી સન્નિકર્ષના પ્રમાણપણાનો નિષેધ સિદ્ધ થાય છે એ પ્રમાણે 'અહિ હિમનો સ્પર્શ નથી અગ્નિ હોવાથી' વિગેર અનુમાનો પણ આપ્રકારમા સમાય છે

૧૯ કારણ વિરુદ્ધોપલબ્ધિનુ ઉદાહરણ—"આ મુનીશ્વરને મિથ્યાચારિત્ર નથી કારણકે સમ્યગજ્ઞાન તેમનામા રહ્યુ છે" આ અનુમાનમા મિથ્યાચારિત્ર પ્રતિષેધ્ય છે અને તનુ કારણ મિથ્યાજ્ઞાન છે ને તેનુ વિરુદ્ધ સમ્યગ્જ્ઞાન છે ને તે સમ્યગજ્ઞાનની ઉપલબ્ધિ હેતુ તરીકે હોવાથી મિથ્યાચારિત્રનો નિષેધ સિદ્ધ થાય છે એજપ્રમાણે "આને રૂવાડામા હર્ષવિશેષ નથી કારણકે સમીપે અગ્નિ રહ્યો છે" વિગેરે ઉદાહરણો પણ આમા સમાઈ શકશે

અનુપલબ્ધિના પ્રકાર—

अनुपलब्धेरपि द्वैरूप्यम्, अविरुद्धानुपलब्धि-र्विरुद्धानुपलब्धिश्च ॥ ९३ ॥

અર્થ—અનુપલબ્ધિના બે પ્રકાર છે એક અવિરુદ્ધાનુપલબ્ધિ અને બીજી વિરુદ્ધાનુપલબ્ધિ

વિશેષાર્થ—નિષેધ કરવા યોગ્ય પદાર્થની સાથેના અવિરુદ્ધાનુપલબ્ધિ—વાસ્તવિક પદાર્થનુ હેતુ તરીકે ન હોવુ તેને અવિરુદ્ધાનુપલબ્ધિ કહે છે

પ્રતિષેધ્ય પદાર્થથી વિરુદ્ધ પદાર્થનુ હેતુ તરીકે હોવુ તે વિરુદ્ધાનુપલબ્ધિ

કોઈપણ પદાર્થના નિષેધ અને વિધિમા અનુક્રમે અવિરુદ્ધાનુપલબ્ધિ અને વિરુદ્ધાનુપલબ્ધિ એ બે હેતુઓ વાપરવામા આવે છે

અવિરૂદ્ધાનુપલબ્ધિના પ્રકાર—

[२७]तत्राविरुद्धानुपलब्धिः प्रतिषेधाववाघे सप्तप्रकारा॥९४॥

અર્થ—આ બે અનુપલબ્ધિ હેતુઓમા અવિરુદ્ધાનુપલબ્ધિ નિષેધનુ ભાન કરાવવામા સાત પ્રકારે છે

તે પ્રકારોનો નામ નિર્દેશ—

प्रतिषेध्येनाविरुद्धानां स्वभावव्यापककार्यकारण-पूर्वचरोत्तरचरसहचराणामनुपलब्धिरिति ॥ ९५ ॥

અર્થ—પ્રતિષેધકરવાયોગ્ય પદાર્થની સાથેના વાસ્તવિક સ્વભાવ, વ્યાપક, કાર્ય, કારણ, પૂર્વચર, ઉત્તરચર અને સહચરની હેતુ તરીકે અવિદ્યમાનતા તે અવિરુદ્ધ અનુપલબ્ધિ.

વિશેષાર્થ—૧ અવિરુદ્ધ સ્વભાવાનુપલબ્ધિ, ૨ અવિરુદ્ધ વ્યાપકાનુપલબ્ધિ ૩ અવિરુદ્ધ કાર્યાનુપલબ્ધિ, ૪ અવિરુદ્ધ કારણાનુપલબ્ધિ ૫ અવિરુદ્ધ પૂર્વચરાનુપલબ્ધિ ૬ અવિરુદ્ધ ઉત્તરચરાનુપલબ્ધિ ૭ અવિરુદ્ધ સહચરાનુપલબ્ધિ એરીતે નિષેધને સિદ્ધ કરવામા સાત પ્રકારની અનુપલબ્ધિ સમર્થ છે

અવિરુદ્ધ સ્વભાવાનુપલબ્ધિનુ ઉદાહરણ—

स्वभावानुपलब्धिर्यथा—नास्त्यत्र भूतले कुम्भः, उपलब्धिलक्षणप्राप्तस्य तत्स्वभावस्यानुपलम्भात् ॥९६॥

અર્થ—આ પ્રદેશને વિષે ઘડો નથી કારણકે ઉપ

२७ अविरुद्धानुपलब्धि प्रतिषेधे सप्तधा स्वभाव व्यापक कार्यकारण पूर्वोत्तरसहचरानुपलम्भभेदात् ॥७८॥

परिक्षामुख पृ. ५४

લબ્ધિલક્ષણ—જ્ઞાનના કારણોને પ્રાપ્ત તેનો સ્વભાવ જણાતો નથી આ અવિરુદ્ધ સ્વભાવાનુપલબ્ધિનું ઉદાહરણ છે

**વિશેષાર્થ**—જ્ઞાન કરવામા ચક્ષુવિગેરે ઉપયોગી કારણો હોવા છતા, ચક્ષુઆદિ ઇંદ્રિયના વિષયને પ્રાપ્ત તેનો સ્વભાવ નહિ જણાતો હોવાથી ઘડો અહિં નથી એ સિદ્ધ થાય છે

જે ઉદાહરણમા સાધ્યની સાથેના અવિરુદ્ધ—વાસ્તવિક સ્વભાવની અવિદ્યમાનતા હેતુ તરીકે હોય તો તે હેતુને અવિરુદ્ધ સ્વભાવાનુપલબ્ધિ કહે છે

ઉપલબ્ધિ એટલે જ્ઞાન અને તેના લક્ષણો ચક્ષુ વિગેરે જે તે હોવા છતા ઘડાનો સ્વભાવ નથી જણાતો માટે ઘડો નથી એ સિદ્ધ થાય છે

**અવિરુદ્ધ વ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ—**

व्यापकानुपलब्धिर्यथा—

नास्त्यत्र प्रदेशे पनशः पादपानुपलब्धेः ॥ ९७ ॥

**અર્થ**—આ પ્રદેશમાં પનશ નથી કારણકે ઝાડ દે ખાતું નથી આ ઉદાહરણ વ્યાપકાનુપલબ્ધિનું છે

**વિશેષાર્થ**—આમા 'પનસ' એ વ્યાપ્ય છે ઝાડ એ અવિરુદ્ધ વ્યાપક છે જો વ્યાપક હોય તો તો વ્યાપ્યરૂપ પનસ હોય પરતુ તે વ્યાપકરૂપ ઝાડ ન હોવાથી વ્યાપ્ય પનસ પણ નથી આરીતે અવિરુદ્ધ વ્યાપક ઝાડ એની અવિદ્યમાનતા હેતુ તરીકે છે તેથી પનસરૂપ પ્રતિષેધ્ય સિદ્ધ થાય છે

જે વસ્તુનો પ્રતિષેધ સિદ્ધ કરવાનો હોય તેના અવિરુદ્ધ વ્યાપકનો અભાવ જેમા હેતુ તરીકે મુકવામા આવે તેને અવિરુદ્ધ વ્યાપકાનુપલબ્ધિ કહે છે'

અવિરુદ્ધકાર્યાનુપલબ્ધિનુ ઉદાહરણ—

कार्यानुपलब्धिर्यथा—

नास्त्यत्राप्रतिहतशक्तिकं बीजं अङ्कुरानवलोकनात् ॥९८॥

અર્થ—આ પ્રદેશમા શક્તિસપન્ન બીજ નથી કારણ કે અકુરો દેખાતો નથી

વિશેષાર્થ—શક્તિસપન્ન બીજ એ અકુરાને ઉત્પન્ન કરવામા પરિપૂર્ણ સામર્થ્યવાળુ છે શક્તિસપન બીજ કારણ છે અને અકુરો અવિરુદ્ધ કાર્ય છે જો અકુરો હેતુરૂપે હોય તો તો વિધિરૂપ સાધ્યસિદ્ધ થાય પરતુ પ્રસ્તુત અનુમાનમા અકુરાની અવિદ્યમાનતા હેતુરૂપે હોવાથી નિષેધરૂપ સાધ્ય સિદ્ધ થશે આમા બીજને શક્તિસપન વિશેષણ એટલા માટે મુકર્યુ કે કેટલી વખત બીજ હોવા છતા અકુરો ઉત્પન્ન થતા દેખી શકાતા નથી માટે અકુરો ન હોય ત્યા સામાન્ય બીજ ભલે હોય પરતુ શક્તિ સપન બીજ તો નજ હોય

આપ્રમાણે કાર્યની અવિદ્યમાનતા હેતુરૂપે હોય તેવા બીજા ઉદાહરણો પણ ઘટાવી લેવા જેમકે, 'મૃત કલેવરમા ચૈતન્ય નથી કારણકે વાણી અને ક્રિયા વગેરે જણાતા નથી'

જે વસ્તુનો પ્રતિષેધ સિદ્ધ કરવાનો હોય તેના અવિરુદ્ધ કાર્યની અવિદ્યમાનતા હેતુ તરીકે મુકવામા આવે તો તે હેતુને અવિરુદ્ધ કાર્યાનુપલબ્ધિ કહે છે

અવિરૂદ્ધકારણાનુલબ્ધિનુ ઉદાહરણ—

अविरुद्ध कारणानुपलब्धिर्यथा—

न सन्त्यस्य प्रशमप्रभृतयो भावास्तत्त्वार्थश्रद्धानाभावात्॥९९॥

અર્થ—આ પુરુષને પ્રશમ આદિભાવો નથી કારણકે તેને તત્ત્વાર્થમા શ્રદ્ધા નથી આ ઉદાહરણ અવિરુદ્ધકારણાનુપલબ્ધિનું છે

વિશેષાર્થ—પ્રતિષેધ્ય સાધ્યના અવિરુદ્ધ કારણનુ જે અનુમાનમા હેતુ તેરીકે નહોવુ તે હેતુને અવિરુદ્ધ કારણાનુપલબ્ધિ કહે છે

પ્રસ્તુત અનુમાનમા પ્રતિષેધ્ય પ્રશમ વિગેરે ભાવો છે પ્રભૃતિશબ્દથી સવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિક્ય વિગેરે જીવના પરિણામો પણ ગ્રહણ કરવા આ ભાવોનું અવિરુદ્ધ કારણ તત્ત્વાર્થની શ્રધ્ધારૂપ સમ્યગ્દર્શન છે અને આ સમ્યગ્દર્શનનો અભાવ પ્રમાતા પુરુષમા દેવદ્રવ્ય ભક્ષણ વિગેરે પાપકર્મો જોવાથી સિધ્ધ થતા તે દ્વારા તેના કાર્યભૂત પ્રશમ વિગેરેના અભાવનો પણ નિર્ણય થાય છે

"આજરીતે અહિં ધૂમાડો નથી કારણકે અગ્નિના અભાવ છે" વગેરે લોક પ્રસિધ્ધ ઉદાહરણો પણ આ કક્ષામા આવી શકશે

અવિરૂદ્ધપૂર્વચરાનુપલબ્ધિનુ ઉદાહરણ—

पूर्वचरानुपलब्धिर्यथा—

नोद्गमिष्यति मुहूर्तान्ते स्वातिनक्षत्र चित्रोदयादर्शनात्॥१००॥

અર્થ—મુહૂર્તબાદ સ્વાતિ નક્ષત્ર ઉગશે નહિ કારણ કે સ્વાતિ નક્ષત્રનુ પૂર્વચર નક્ષત્ર ચિત્રાનો ઉદય જણાતો નથી.

વિશેષાર્થ —પ્રતિષેધ્યના અવિરુધ્ધ પૂર્વચરની અવિદ્યમાનતા હેતુ તરીકે હોય તો તે હેતુ અવિરુદ્ધપૂર્વચરાનુપલબ્ધિ કહેવાય છે

આ અનુમાનમા પ્રતિષેધ્ય સ્વાતિ નક્ષત્ર છે તેનું અરુધ્ધ પૂર્વચર ચિત્રા નક્ષત્ર છે ને તેની અવિદ્યમાનતા હેતુ તરીકે હોવાથી તેના ઉત્તરચર સ્વાતિ નક્ષત્રની પણ અવિદ્યમાનતા નક્કી થાય છે

"એજ પ્રમાણે, મુહૂર્તબાદ શકટ નક્ષત્ર ઉગશે નહિ કારણકે હાલ કૃતિકા નક્ષત્રનો ઉદય જણાતો નથી" વિગેરે ઉદાહરણો પણ ગ્રહણ કરવા

અવિરુદ્ધ ઉત્તરચરાનુપલબ્ધિનુ ઉદાહરણ—

उत्तरचरानुपलब्धिर्यथा—

नोदगमत्पूर्वभद्रपदा मुहूर्तात्पूर्वमुत्तरभाद्रपदोद्गमानवगमात् ॥ ॥ १०१ ॥

અર્થ—મુહૂર્ત પહેલા પૂર્વભાદ્રપદા નક્ષત્ર ઉગ્યું નથી, કારણકે હાલ ઉત્તરભાદ્રપદાનો ઉદય જણાતો નથી આ ઉદાહરણ અવિરુદ્ધ ઉત્તરચરાનુપલબ્ધિનું છે

વિશેષાર્થ—પ્રતિષેધ્યના અ વરુદ્ધ ઉત્તરચરની અવિદ્યમાનતા હેતુ તરીકે હોય તો તે હેતુને અવિરુદ્ધ ઉત્તરચરાનુપલબ્ધિ કહે છે

આમા પ્રતિષેધ્ય પૂર્વભાદ્રપદા છે તેનું અવિરુદ્ધ ઉત્ત

ચર ઉત્તરભાદ્રપદા છે ને તે ઉત્તરભાદ્રપદાની અવિદ્યમાનતા હેતુ તરીકે હોવાથી પૂર્વચગની અવિદ્યમાનતા નક્કી થાય છે

તેજ પ્રમાણે, "મુહૂર્ત પહેલા ભરણી નક્ષત્ર ઉગ્યું નથી કારણકે હાલ કૃતિકાનો ઉદય જણાતો નથી" વિગેરે ઉદાહરણો પોતાની મેળે આ હેતુમા વિચારી લેવા

**અવિરુદ્ધ સહચરાનુપલબ્ધિનુ ઉદાહરણ—**

सहचरानुपलब्धिर्यथा—नास्त्यस्य सम्यग्ज्ञान सम्यग्दर्शनानुपलब्धेः ॥ १०२ ॥

**અર્થ**—આ પુરુષને સમ્યગ્જ્ઞાન નથી કારણકે તેને વિષે સમ્યગ્દર્શન જણાતુ નથી આ ઉદાહરણ અવિરુદ્ધ સહચરાનુપલબ્ધિનુ છે

**વિશેષાર્થ**—પ્રતિષેધ્યનુ અવિરુદ્ધ સહચર જેમા હેતુ તરીકે ન જણાતું હોય તેવા હેતુને અવિરુદ્ધ સહચરાનુપલબ્ધિ કહે છે

આમા પ્રતિષેધ્ય સમ્યગ્જ્ઞાન છે તેનું અવિરુદ્ધ સહચર સમ્યગ્દર્શન છે તે સમ્યગ્દર્શનનો અભાવ પ્રશમ વિગેરે કાર્યો નહિ જોવાથી નિશ્ચિત થતા, તેના પ્રતિષેધ્ય સાધ્યરૂપ સહચર સમ્યગ્જ્ઞાનનો અભાવ પણ નિશ્ચિત થાય છે

"આજપ્રમાણે, જીવમા રૂપ રસ ગન્ધ વિગેરે નથી કારણ કે તમા સ્પર્શ જણાતો નથી વિગેરે ઉદાહરણો પણ આને અનુસરતા જાણી લેવા

સાધ્યની સાથેના સગત વ્યાપ્ય, કાર્ય, કારણ વિગેરે હેતુ તરીકે હોયતો તે નિષેધરૂપ સાધ્યને સિદ્ધ કરે છે આ વાત સર્વ પ્રસિદ્ધ છે હવે જો તે સગત વ્યાપ્ય, કાર્ય, કારણ

વિગેરેની અવિદ્યમાનતા હેતુ તરીકે હોય તો તે સાધ્યને પણ અવિદ્યમાન તરીકે સિદ્ધ કરે એ સ્પષ્ટ છે

એરીતે આ અવિરુદ્ધાનુપલબ્ધિ પ્રતિષેધને સિદ્ધ કરવામા સમર્થ છે ને તે પ્રતિષેધ્ય વસ્તુના અવિરુદ્ધસ્વભાવ કાર્ય વિગેરે સાત વસ્તુઓની સાક્ષાત્ અવિદ્યમાનતાથી સાત પ્રકારની થાય છે તે ઉદાહરણ સહિત સ્પષ્ટ બતાવી

---

×હવે તે પ્રતિષેધ્ય વસ્તુના અવિરુદ્ધ પરપરાના પદાર્થની એ અવિદ્યમાનતા હેતુ તરીકે હોય તો તેના અગિઆર ભેદ પડેછે તે બતાવે છે

૧ કાર્ય વ્યાપકાનુપલબ્ધિ
૨ કાર્ય વ્યાપક વ્યાપકાનુપલબ્ધિ
૩ કારણ કારણાનુપલબ્ધિ
૪ કારણ વ્યાપ ાનુપલબ્ધિ.
૫ કારણ વ્યાપકવ્યાપકાનુપલબ્ધિ
૬ સહચર કારણાનુપલબ્ધિ
૭ સહચર કાર્યાનુપલબ્ધિ
૮ સહચર વ્યાપકાનુપલબ્ધિ
૯ સહચર વ્યાપક કારણાનુપલબ્ધિ
૧૦ સહચર વ્યાપક કારણ કારણાનુપલબ્ધિ
૧૧ સહચર વ્યાપક કારણવ્યાપકાનુપલબ્ધિ

૧ કાર્યવ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ—"કોઇપણ પદાર્થ એકાન્ત નિરન્વય નથી કારણકે નિરન્વય પદાર્થમા ક્રમે કે અક્રમે બન્ને પ્રકારે ક્રિયા ઘટી શકતી નથી " આ ઉદાહરણમા બૌદ્ધે માનેલ એકાન્ત નિરન્વય પદાર્થ પ્રતિષેધ્ય છે પદાર્થમાત્ર કાર્ય અર્થક્રિયાલક્ષણ છે ને તે અર્થક્રિયાનુ વ્યાપક ક્રમાક

સ્વરૂપ છે ને તે ક્રમાક્રમની અવિદ્યમાનતા—અનુપલબ્ધિ હેતુ તરીકે હોવાથી એકાન્ત નિરન્વયનો નિષેધ સિદ્ધ થાય છે.

૨ કાર્યવ્યાપક વ્યાપ્યાનુપલબ્ધિનુ ઉદાહરણ— કોઇપણ પદાર્થ એકાન્ત નિરન્વય નથી કારણકે તેમા પરિણામ વિશેષનો અભાવ છે" તેમા પ્રતિષેધ્ય નિરન્વય એકાન્ત પદાર્થ છે અને તેનુ કાર્ય અર્થક્રિયાલક્ષણ છે ને તેનુ વ્યાપક ક્રમાક્રમ અર્થક્રિયાસ્વરૂપ છે અને તે અર્થક્રિયાસ્વરૂપનુ વ્યાપક પરિણામ વિશેષ છે (પરિણામ તદ્દન નિત્ય કે અનિત્ય હોતો નથી પરંતુ અવસ્થા પરિવર્તનરૂપ હોય છે) તેની અવિદ્યમાનતા—અનુપલબ્ધિ હેતુતરીકે હોવાથી એકાન્ત નિરન્વયનો નિષેધ સિદ્ધ થાય છે

૩ કારણ કારણાનુપલબ્ધિનુ ઉદાહરણ—" જેને વિષે મિથ્યાત્વ વિગેરેનો અભાવ હોય છે તેવા કોઇક આત્માને વિષે સસાર નથી" આમા આત્માને વિષે સંસાર એ પ્રતિષેધ્ય છે અને આ સસારનુ કારણ સસારને વધારનાર કર્મ છે આ કર્મ મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગદ્વારા બધાય છે તેથી મિથ્યાદિક તે કર્મોનુ કારણ છે અને આ મિથ્યાત્વાદિક કર્મોના કારણોની અનુપલબ્ધિ હેતુ તરીકે હોવાથી પરપરાએ સસારનો અભાવ કોઇપણ પ્રાણી વિષે સિદ્ધ થાય છે

૪ કારણ વ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ—'રાખ વિગેરેને વિષે પ્રાણ વિગેરે નથી કારણકે રાખ વિગેરેને વિષે જીવપણાનો " અભાવ છે " આ અનુમાનમા પ્રતિષેધ્ય પ્રાણ વિગેરે છે ને આ પ્રાણ વિગેરેનુ કારણ જીવ છે અને આ જીવની અંદર રહેલ જીવ સામાન્ય તે વ્યાપક છે ને આ જીવત્વનો અભાવ હેતુ તરીકે છે અને તે હેતુ રાખ વિગેરેમા સિદ્ધ થતા પરપરાએ જીવમા પ્રાણ નથી એ વાત સિદ્ધ થાય છે તેજ પ્રમાણે, "સાખ્યમતમા મોક્ષ નથી કારણકે જ્ઞાન દર્શન ચારિત્રનો અભાવ છે" વિગેરે ઉદાહરણો ઘટાવી લેવા

૫ કારણવ્યાપક વ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ—સાખ્યમતમા નિર્વાણ નથી કારણકે તેમા વિશિષ્ટ પરિણામનો અભાવ જણાય છે'

આ ઉદાહરણમા પ્રતિષેધ્ય નિર્વાણ છે તેનું કારણ મોક્ષમાર્ગ છે
અને આ મોક્ષમાર્ગના સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ ચરિ
ત્ર એ વ્યાપક છે ને વળી આ સમ્યગ્દર્શનાદિના વ્યાપક પૂર્વ
નિર્ણીત કરેલ વિશિષ્ટપરિણામ છે તેની અનુપલબ્ધિ હેતુ તરીકે
હોવાથી પરપરાએ આપ્યમનમા નિર્વાણનો નિષેધ સિદ્ધ થાય છે

૬ સહચર કારણાનુપલબ્ધિનુ ઉદાહરણ—‘ આ પુરુષ
ને મતિઅજ્ઞાન વિગેર નથી કારણકે ર્શનમોહનીયના ઉદયનો
તેને વિષે અભાવ સિદ્ધ થાય છે આમા પ્રતિષેધ્ય મતિઅજ્ઞાન વિગેરે
છ ને તેનુ સહચર મિથ્યા ર્શન છે આ મિથ્યાદર્શન દર્શનમોહનીયના
ઉ ય દ્વારા થાય છે માટે દર્શનમોહનીય કારણ છે ને તે દર્શનમોહ
નીયના હેતુતરીકે અનુપલબ્ધિ હોવાથી પરપરાએ મતિઅજ્ઞાન
વિગેરેનો અભાવ સિદ્ધ થાય

૭ સહચર કાર્યાનુપલબ્ધિનુ ઉદાહરણ— મારે વિષે મતિ
અજ્ઞાન વિગેરે નથી કારણકે મારે વિષે નાસ્તિક પુરુષને યોગ
અધ્યવસાય નથી ’ આમા પ્રતિષેધ્ય મતિઅજ્ઞાન વિગેરે છે તે
સહચર મિથ્યાદર્શન છે ને આ મિથ્યાદર્શનનુ કાર્ય નાસ્તિકપુરુ
ને યોગ્ય અધ્યવસાય છે ને તે અધ્યવસાયની અનુપલબ્ધિ મ
વિષે છે એ મને અનુભવ સિદ્ધ છે એટલે મારે વિષે અજ્ઞાન
નિષેધ સિદ્ધ થાય છે

૮ સહચર વ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ— આને સમ
જ્ઞાન નથી કારણકે તેનામા તત્ત્વાર્થની શ્રદ્ધા નથી ’ આમા પ્ર
ષેધ્ય સમ્યગ્જ્ઞાન છે તે સમ્યગ્જ્ઞાનનુ સહચર સમ્યગ્દર્શન ને
તત્ત્વાર્થશ્રદ્ધા વ્યાપક અને તત્ત્વાર્થશ્રદ્ધાનુ સમ્યગ્દર્શન વ
છ અને તે તત્ત્વાર્થશ્રદ્ધાની અનુપલબ્ધિ હેતુ તરીકે હો
પરપરાએ સમ્યગ્જ્ઞાનનો નિષેધ સિદ્ધ થાય છે

૯ સહચર વ્યાપક કારણાનુપલબ્ધિનુ ઉદાહરણ—‘
અને વિષે સમ્યગ્ જ્ઞાન હોતુ નથી કારણકે તે અભવ્યને

ર્શનમોહનીયના ઉપશમ વિગેરેનો અભાવ હોયછે " આમા પ્રતિષેધ્ય અભવ્યને વિષે સમ્યગ્જ્ઞાન છે અને સમ્યગ્જ્ઞાનનુ સહચર સમ્યગ્દર્શન છે, આ સમ્યગ્દર્શન તત્ત્વાર્થ શ્રદ્ધા સાથે વ્યાપ્યવ્યાપક ભાવ રહેલ છે તેમા સમ્યગ્દર્શન વ્યાપ્ય અને તત્ત્વાર્થશ્રદ્ધા સમ્યગ્દર્શનનુ વ્યાપકછે ને આ તત્ત્વાર્થશ્રદ્ધા સમ્યગ્દર્શન મોહનીયના ઉપશમ થાય તોજ થાય છે માટે દર્શનોપશમ તેનુ કારણ છે તે દર્શનોપશમની અનુપલબ્ધિ હેતુ તરીકે હોવાથી અભવ્યને વિષે સમ્યગ્જ્ઞાનનો નિષેધ સિદ્ધ થાય છે

૧૦ સહચરવ્યાપક કારણ કારણાનુપલબ્ધિનુ ઉદાહરણ— "અભવ્યને વિષે સમ્યગ્જ્ઞાન નથી કારણકે તે અભવ્યને વિષે યથાપ્રવૃત્તાદિ કરણને વખતે થનારી લબ્ધિનો અભાવ જણાય છે " આમાં પ્રતિષેધ્ય સમ્યગ્જ્ઞાન છે ને તેનુ સહચર સમ્યગ્દર્શન છે આ સમ્યગ્દર્શનનુ વ્યાપક તત્ત્વાર્થશ્રદ્ધા છે ને તત્ત્વાર્થશ્રદ્ધાનુ કારણ દર્શનમોહનીયનો ઉપશમ છે વળી આ દર્શનમોહનીયના ઉપશમનુ કારણ યથાપ્રવૃત્તાદિકરણ વખતે થનારી લબ્ધિ વિગેરે છે પરતુ આ લબ્ધિઓનો તો અભાવ હેતુ તરીકે સ્પષ્ટ અભવ્યને વિષે છે એમ સિદ્ધ થાય છે અને તે સિદ્ધથતા સમ્યગ્જ્ઞાનનો નિષેધ સિદ્ધ થાય છે

૧૧ સહચરવ્યાપક કારણ વ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ— " અભવ્યને વિષે સમ્યગ્જ્ઞાન નથી કારણકે તેને વિષે દર્શનમોહોપશમ સામાન્યાદિનો અભાવ છે " આમા પ્રતિષેધ્ય સમ્યગ્જ્ઞાન છે ને તેનુ સહચર સમ્યગ્દર્શન છે આ સમ્યગ્દર્શનનુ વ્યાપક તત્ત્વાર્થશ્રદ્ધા છે ને તત્ત્વાર્થશ્રદ્ધા દર્શનમોહનીયના ઉપશમ દ્વારા થાય છે માટે દર્શનમોહનીયનો ઉપશમ એ કારણ છે તેમજ આ દર્શનમોહનીયના ઉપશમમા રહેલ ઉપશમસામાન્ય એ વ્યાપક છે આ દર્શન ઉપશમ સામાન્યનો અભાવ અભવ્યને વિષે શાસ્ત્રોથી સ્પષ્ટ સિદ્ધ છે માટે અભવ્યને વિષે સમ્યગ્જ્ઞાન સિદ્ધ થતુ નથી

આમા પહેલા ચોથા અને આઠમા ઉદાહરણમા વ્યાપકાનુપલબ્ધિ કરતા કાર્ય કારણ અને સહચર એમ એક વસ્તુનું આતરુ છે બીજા અને પાચમામા ક્રમે કાર્યવ્યાપક ને કારણ વ્યાપકરૂપ બેનું અંતર છે અને અગિઆરમામા સહચર વ્યાપક અને કારણ એ ત્રણનું અંતર છે

તેજ પ્રમાણે કારણાનુપલબ્ધિ કરતા ત્રીજા અને છઠ્ઠામા એકનું અતર નવમામા બેનુ અને દસમામા ત્રણનુ અંતર છે અને સાતમા ઉદાહરણમા કાર્યાનુપલબ્ધિ કરતા એક સહચરનુજ અંતર છે.

સાધ્યના સગત અવિરુદ્ધ પદાર્થોની અવિદ્યમાનતા હેતુ તરીકે હોયતો સાધ્ય નિષેધરૂપ સિદ્ધ થાય છે તેજપ્રમાણે સાધ્યથી જે જે પદાર્થો વિરુદ્ધ હોય કે જે સાધ્યની સિદ્ધિમા વિઘ્નભૂત હોય છે તે આ વિઘ્નભૂત પદાર્થો ચાલ્યા જાય ત્યારે સાધ્ય સ્હેજે સિદ્ધ થાય છે અને આવા વિઘ્નભૂત પદાર્થોનું નહોવુ તેનેજ વિરુદ્ધાનુપલબ્ધિ કહે છે

વિરુદ્ધાનુપલબ્ધિના ભેદ—

विरुद्धानुपलब्धिस्तु विधिप्रतीतौ पञ्चधा ॥ १०३ ॥

અર્થ—આ વિરુદ્ધાનુપલબ્ધિ વિધિરૂપ સાધ્યને સિદ્ધ કરે છે અને તે પાચ પ્રકારની છે

વિશેષાર્થ—પૂર્વે જણાવેલ અવિરુદ્ધાનુપલબ્ધિ નિષેધની સિદ્ધિમા સાક્ષાત્ સાત અને પરપરાની અગિઆર મળી અઢાર પ્રકારે થાય છે તેમ આ વિરુદ્ધાનુપલબ્ધિ વિધિની સિદ્ધિમા પાચ પ્રકારની થાય છે

વિરુદ્ધાનુપલબ્ધિના પાચપ્રકારોનો નામનિર્દેશ—

विरुद्धकार्यकारणस्वभावव्यापकसहचरानुपलम्भभेदात् ॥ ॥ १०४ ॥

અર્થ—સાધ્યની સાથે વિરુદ્ધ રહેલા કાર્ય, કારણ, સ્વભાવ, વ્યાપક અને સહચરની અવિદ્યમાનતાના ભેદે કરીને આ વિરુદ્ધાનુપલબ્ધિ પાચ પ્રકારે છે

વિશેષાર્થ—વિધિરૂપ સાધ્યની સાથે જે વિરુદ્ધ કાર્ય હોય તેની અવિદ્યમાનતા હેતુ તરીકે હોયતો તે હેતુ વિરુદ્ધ કાર્યાનુપલબ્ધિ કહેવાય છે

વિધિરૂપ સાધ્યની સાથે જે વિરુદ્ધ કારણ હોય તેની અવિદ્યમાનતા જો હેતુતરીકે હોયતો તે હેતુ વિરુદ્ધકારણાનુપલબ્ધિ કહેવાય છે

વિધિરૂપ સાધ્યની સાથે જે વિરુદ્ધસ્વભાવ હોય તેની અવિદ્યમાનતા જો હેતુ તરીકે હોયતો તે હેતુ વિરુદ્ધસ્વભાવાનુપલબ્ધિ કહેવાય છે

વિધિરૂપ સાધ્યની સાથે જે વિરુદ્ધવ્યાપક હોય તેની અવિદ્યમાનતા જો હેતુતરીકે હોયતો તે હેતુ વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિ કહેવાય છે

વિધિરૂપ સાધ્યની સાથે જે સહચર વિરુદ્ધ હોય તેની અવિદ્યમાનતા જો હેતુ તરીકે હોય તો તે હેતુ વિરુદ્ધ સહચરાનુપલબ્ધિ કહેવાય છે

હવે તે દરેકના ક્રમસર ઉદાહરણો દેખાડે છે

વિરુદ્ધકાર્યાનુપલબ્ધિનુ ઉદાહરણ—

अत्र शरीरिणि रोगातिशयः समस्ति निरोगव्यापारानुपलब्धेः ॥ १०८ ॥

અર્થ—આ પ્રાણીમાં વિષે રોગનો વધારો છે કારણ કે તેને વિષે નિરોગી પુરુષની ચેષ્ટા જણાતી નથી આ વિરુદ્ધ કાર્યોપલબ્ધિનું ઉદાહરણ છે

વિશેષાર્થ—પ્રસ્તુત અનુમાનમાં વિધિરૂપ સાધ્ય 'રોગનો વધારો' છે તેનું વિરુદ્ધ આરોગ્ય હોય છે અને તે આરોગ્યનું કાર્ય અમુક વિશિષ્ટ ચેષ્ટા છે તે ન હોવાથી રોગી છે એ વાત સિદ્ધ થાય છે

વિરુદ્ધકારણાનુપલબ્ધિનું ઉદાહરણ—

विरुद्धकारणानुपलब्धिर्यथा—

विद्यतेऽत्र प्राणिनि कष्टमिष्टसंयोगाभावात् ॥१०९॥

અર્થ—આ પ્રાણીને વિષે કષ્ટ છે કારણકે તેને ઇષ્ટ પદાર્થનો મેળાપ થયો નથી આ વિરુદ્ધ કારણાનુપલબ્ધિનું ઉદાહરણ છે

વિશેષાર્થ—આમાં વિધિરૂપ સાધ્ય કષ્ટ છે ને તે કષ્ટનું વિરુદ્ધ સુખ છે અને આ સુખ ઇષ્ટપુરુષના સંયોગ દ્વારા ઉત્પન્ન થાય છે તે ઇષ્ટસંયોગરૂપ કારણ ન હોવાથી દુખ છે એ વસ્તુ સિદ્ધ થાય છે

વિરુદ્ધસ્વભાવાનુપલબ્ધિનું ઉદાહરણ—

विरुद्धस्वभावानुपलब्धिर्यथा—वस्तुजातमनेकान्तात्मकमेकान्तस्वभावानुपलम्भात् ॥ ११० ॥

અર્થ—વસ્તુમાત્ર અનેક ધર્માત્મક છે કારણકે વસ્તુનો

કેવળ એકાંત—એક ધર્મ સ્વભાવ જણાતો નથી આ ઉદાહરણ વિરુદ્ધ સ્વભાવાનુપલબ્ધિનું છે

**વિશેષાર્થ**—દરેક પદાર્થ માત્રમા નિત્ય, અનિત્ય, સદ્, અસદ્, સામાન્ય, વિશેષ વિગેરે અનેક ધર્મો છે પરંતુ નિત્યજ કે અનિત્યજ એવો નિશ્ચિત વસ્તુનો એક ધર્મ સ્વભાવ નથી

પ્રસ્તુત અનુમાનમા વિધિરૂપ સાધ્ય 'અનેક ધર્મસ્વભાવ છે' તેનો વિરુદ્ધ સ્વભાવ એક ધર્મસ્વભાવ છે તે એક ધર્મસ્વભાવ કોઈપણ વસ્તુમા ન હોવાથી અનેક ધર્માત્મક પદાર્થ સિદ્ધ થાય છે

વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ—

विरुद्ध व्यापकानुपलब्धिर्यथा—

अस्त्यत्र छाया औष्ण्यानुपलब्धेः ॥ १०८ ॥

**અર્થ**—અહિઆ છાયા છે કારણકે ગરમી—ઉષ્ણતા જણાતી નથી આ ઉદાહરણ વિરુદ્ધ વ્યાપકાનુપલબ્ધિનું છે

**વિશેષાર્થ**—પ્રસ્તુત અનુમાનમા 'છાયા' વિધિરૂપ સાધ્ય છે તેથી વિરુદ્ધ તડકો છે, અને આ તડકો વ્યાપ્ય અને તેની વ્યાપક ગરમી છે ને તે ગરમી જણાતી નહિ હોવાથી છાયા સિદ્ધ થાય છે

વિરુદ્ધસહચરાનુપલબ્ધિનુ ઉદાહરણ—

विरुद्धसहचरानुपलब्धिर्यथा—

अस्त्यस्य मिथ्याज्ञान, सम्यग्दर्शनानुपलब्धे ॥ १०९ ॥

**અર્થ**—આને વિષે મિથ્યાજ્ઞાન છે કારણકે તેને વિષે સમ્યગ્દર્શન દેખાતુ નથી આ ઉદાહરણ વિરુદ્ધ સહચરાનુપલબ્ધિનુ છે

વિશેષાર્થ—આમા વિધેય મિથ્યાજ્ઞાન છે તેનું વિરુદ્ધ સમ્યગ્જ્ઞાન છે અને તેનું સહચર સમ્યગ્ દર્શન છે તે અહિ નહિ જણાતુ હોવાથી મિથ્યાજ્ઞાન સિદ્ધ થાય છે

આ રીતે આ પાચ વિરુદ્ધાનુપલબ્ધિના ભેદો અને અઢાર અવિરુદ્ધાનુપલબ્ધિના ભેદો એમ કુલ ત્રેવીશ અનુપલબ્ધિના ભેદો પડે છે



## અન્યદર્શનીય હેતુઓનો સંક્ષિપ્ત નિર્દેશ.

१

**બૌદ્ધોની હેતુ વિષયક માન્યતા—**

બૌદ્ધો અનુપલબ્ધિ સ્વભાવ અને કાર્ય એમ ત્રણ પ્રકારે હેતુ માને છે અર્થાત્ આ ત્રણેને બે વિભાગમા પણ વેચી શકાય છે એક ઉપલબ્ધિહેતુ અને બીજો અનુપલબ્ધિ હેતુ

જે હેતુ દ્વારા સાધ્ય અભાવસ્વરૂપ સિદ્ધ થાય છે તેને અનુપલબ્ધિ કહે છે એટલે તે અનુપલબ્ધિ નિષેધને સિદ્ધ કરે છે અને તે અનુપલબ્ધિના મૂળ ચાર ભેદ અને ઉત્તર અગિયાર ભેદો છે તે આ પ્રમાણે

१ સ્વભાવાનુપલબ્ધિ—અહિં ધૂમ નથી કારણકે ઉપલબ્ધિના લક્ષણની પ્રાપ્તિ છતા તે જણાતો નથી

२ કાર્યાનુપલબ્ધિ—અહિં સંપૂર્ણ સમર્થવાળા ધુમાડાના કારણો નથી કારણકે ધૂમ રૂપ કાર્ય નથી

વ્યાપકાનુપલબ્ધિ—અહીં શિશમનુ વૃક્ષ નથી કારણકે કોઈપણ વૃક્ષ જણાતુ નથી (આ ત્રણે બૌદ્ધ ઉદાહરણો અવિરુદ્ધાનુપલબ્ધિ હેતુના પ્રકરણમા પ્રસ્તુત પ્રમાણનયતત્ત્વમા બતાવવામા આવેલા પૃ. ११४,११६,११५ મા અનુક્રમે ૯૬-૯૮-૯૭ મા સૂત્રમા બતાવેલા ઉદાહરણોને અનુસરતા છે)

४ સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ—અહિં ઠંડો સ્પર્શ નથી કારણકે અહિં અગ્નિ જણાય છે (સરખાવો જુઓ પ્રમાણનયતત્ત્વ સૂત્ર ૮૪ પૃ ૯૯)

५ વિરુદ્ધકાર્યોપલબ્ધિ—અહિં ઠંડો સ્પર્શ નથી કારણકે અહિં ધૂમાડો જણાય છે (સરખાવો સૂત્ર ૮૮ પૃ १०२)

६ વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ—ધ્રુવ ઉત્પન્ન થનાર પદાર્થનો નાશ અવશ્ય હોતો નથી કારણકે તે નાશને યોગ્ય બીજા હેતુની અપેક્ષા રાખે છે (સરખાવો સૂત્ર ८७ પૃ १०१)

७ કાર્યવિરુદ્ધોપલબ્ધિ—અહિંયા સંપૂર્ણ સામર્થ્યવાળા શીતેના

કારણ નથી કારણકે અહિંઆ અગ્નિ છે ( સરખાવો જુઓ સૂત્ર ૯૨ નુ વિવેચન પૃ ૧૧૭ )

૮ વ્યાપકવિરુદ્ધોપલબ્ધિ—અહિં હિમનો સ્પર્શ નથી કારણકે અગ્નિ છે ( સરખાવો જુઓ સૂત્ર ૯૭ નું વિવેચન પૃ ૧૧૩)

૯ કારણાનુપલબ્ધિ—અહિં ધૂમ નથી કારણકે અહિં અગ્નિનો અભાવ છે ( સરખાવો સૂત્ર ૯૯ પૃ ૧૧૭ )

૧૦ કારણવિરુદ્ધોપલબ્ધિ—આ પુરુષને રોમહર્ષવિશેષ નથી કારણકે પાસે અગ્નિ છે સૂત્ર ૯૨ નુ વિવેચન પૃ ૧૧૧ )

૧૧ કારણવિરુદ્ધકાર્યોપલબ્ધિ—અહિંઆ રોમ હર્ષ યુક્ત પુરુષ નથી કારણકે અહિં ધૂમાડો છે (સરખાવો સૂત્ર ૯૨નું વિવેચન પૃ ૧૦૭)

આ અગિઆરે હેતુઓ સ્વભાવાનુપલબ્ધિમાંજ સમાઈ જાય છે એમ બૌદ્ધ માન્યતા છે આ રીતે બૌદ્ધોના માનેલ અનુપલબ્ધિના અગિઆરે ભેદો જૈનો અને બૌદ્ધો એક સરખી રીતે માને છે પણ આ વિષયમા ફેર એટલો છે કે બૌદ્ધોએ જે હેતુ નિષેધને સિદ્ધ કરે તેને અનુપલબ્ધિ માન્યો છે જ્યારે આપણે જૈનોએ હેતુની વિદ્યમાનતા તે ઉપલબ્ધિ અને હેતુની અવિદ્યમાનતા તે અનુપલબ્ધિ અને આ ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ વિધિને પણ સિદ્ધ કરે છે અને નિષેધને પણ સિદ્ધ કરે છે

હવે વિધિને સાધનાર તરીકે બૌદ્ધો સ્વભાવ અને કાર્યહેતુ માને છે જે પદાર્થ પોતાના હેતુની વિદ્યમાનતાથી હોય છે તેમજ હેતુસત્તાવિના બીજા કોઈની અપેક્ષા રાખતો નથી તે પદાર્થ સ્વસત્તામાત્ર ભાવી છે આવા સાધ્યમા જે હેતુ હોય તે સ્વભાવ હેતુ છે

સ્વભાવ હેતુ-દાખલ તરીકે આ ઝાડ છે કારણ કે શિંશપ હોવાથી આ સ્વભાવ હેતુનું ઉદાહરણ છે

કાર્યહેતુ—અહિંઆ અગ્નિ છે ધૂમાડો હોવાથી આ કાર્યહેતુનું ઉદાહરણ છે ( સરખાવો સૂત્ર ૭૮ પૃ ૯૪ )

આ રીતે સ્વભાવહેતુને જૈનોએ સ્વીકાર્યો નથી અને કાર્યહેતુને એજ રીતે જૈનોએ શબ્દાંતરથી અવિરુદ્ધકાર્યોપલબ્ધિમાં સમાવ્યો છે

હવે કારણ પૂર્વચર, ઉત્તરચર અને સહચર વિગેરે હેતુઓ બૌદ્ધો નથી માનતા તેનો ખુલાસો તો ગ્રંથકારે સ્વયસૂત્રો મુકીને આપ્યો છે એટલે તે વિષે કાંઈપણ વધારે વિવેચનની અહિં જરૂર નથી

આપણે ત્યા અવિરુદ્ધોપલબ્ધિ વિધિને સાધનાર છ પ્રકારની છે તેમા બૌદ્ધો પ્રથમના સ્વભાવ અને કાર્યને સ્વીકારે છે બાકીના કારણ સહચર, ઉત્તરચર અને પૂર્વચરને હેતુ તરીકે સ્વીકારતા નથી કારણ કે તા દાત્મ્ય અને તદુત્પત્તિ સબધ હોય તેનેજ શુદ્ધ હેતુ તરીકે સ્વીકાર છે ને બાકીનાને હેત્વાભાસ તરીકે માને છે અને તેની પુષ્ટિમા જણાવે છે કે તાદાત્મ્ય અને તદુત્પત્તિ સીવાય વ્યાપ્તિ ઘટી શકતી નથી ને વ્યાપ્તિ ઘટી ન શકવાથી શુદ્ધ હેતુ રહેતા નથી

જૈન વિરુદ્ધોપલબ્ધિ પ્રતિષેધને સિદ્ધ કરવામા સાત પ્રકારનો છે તેમાં પણ કારણ, પૂર્વચર સહચર ને ઉત્તરચર સિવાય જૈનોની પેઠેજ તેમણે પણ ત્રણ હેતુઓ નિષેધની સિદ્ધિમા માન્યા છે

અવિરુદ્ધાનુપલબ્ધિ નિષેધની સિદ્ધિમા સાત પ્રકારની માનેલ છે તેમાં પણ બૌદ્ધોએ શરૂઆતની ચાર અનુપલબ્ધિ નિષેધની સિદ્ધિમાં માની છે

વિરુદ્ધાનુપલબ્ધિ વિધિની સિદ્ધિમા પાચ પ્રકારની છે તે તેના ભેદો બૌદ્ધોએ એકે સ્વીકાર્યો નથી

૨

**નૈયાયિકોની હેતુના ભેદ વિષયક માન્યતા**—નૈયાયિકોએ પક્ષસત્ત્વ સપક્ષસત્ત્વ, વિપક્ષાસત્ત્વ અબાધિતવિષયત્વ અને, અસત્પ્રતિપક્ષત્વરૂપ પાચ લક્ષણોવાળો ઉપાધિ રહિત શુદ્ધ હેતુ માન્યો છે પરંતુ જૈનો અને બૌદ્ધની પેઠે હેતુઓના જુદા જુદા પ્રકારો તેમણે પાડ્યા નથી છતા તેઓએ અનુમાનના પૂર્વવત્ શેષવત્ અને સામાન્યતોદૃષ્ટ એ ત્રણ ભેદો પાડ્યા છે અને તે ત્રણે ભેદો વસ્તુત હેતુઓના ભેદથીજ પડાયેલા છે આ ત્રણે અનુમાનો પ્રત્યક્ષપૂર્વકજ થાય છે

ત્રણ અનુમાનનુ સ્વરૂપ—જ્યા આગળ કારણદ્વારા કાર્યનુ અનુમાન કરવામા આવે તેને **પૂર્વવત્** કહે છે જ્યા કાર્યદ્વારા કારણનુ અનુમાન કરવામા આવે તેને શેષવત્ કહે છે ને કાર્યકારણ સિવાય બીજા સાધનોદ્વારા સાધ્યની સિદ્ધિ થાય તેને **સામાન્યતો** દૃષ્ટ કહે છે

ત્રણેના ઉદાહરણો—આ મેઘ વરસાદને ઉત્પન્ન કરશે કારણ કે તેવા પ્રકારનો ગભીર ગર્જારવ વીજળીનુ વારવાર થવુ મેઘની ઉન્નતતા વિગેરે વરસાદના ચિન્હો માલુમ પડે છે આને પૂર્વવત્ અનુમાન કહે છે ને તે અવિરુદ્ધ કારણોપલબ્ધિ નામના હેતુથી જૈનો જે અનુમાન સ્વીકારે છે તેવા પ્રકારનુ આ અનુમાન છે (સરખાવો આજ પ્રકરણનું સૂત્ર ७९ भविष्यति वर्षं तथाविधवारिवाहविलोकनादिति कारणस्य ॥ ७९ ॥)

અહિં વરસાદ વરસ્યો હોવો જોઇએ કારણકે નદીમા પુર આવવુ વિગેરે નજર પડે છે આ અનુમાનને શેષવત્ અનુમાન કહે છે અને આવા પ્રકારનુ અનુમાન તે જૈનોના અવિરુદ્ધ કાર્યોપલબ્ધિ નામના હેતુથી થાય છે તેમા સમાઇ શકે છે નદીમા પુર આવવુ વિગેરે કાર્ય હેતુ છે અને કારણરૂપ વરસાદનુ આવવુ તે સાધ્ય છે (સરખાવો સૂત્ર ७८ अस्त्यत्र गिरिनिकुञ्जे धनञ्जयो धूमसमुपलम्भादिति कार्यस्य ॥ ७८ ॥)

આ આમ્રફળ જેવા છે કારણ કે તેમા આમ્રપણુ છે આને નૈયાયિકો સામાન્યતોદૃષ્ટ અનુમાન કહે છે આ અનુમાન જૈનોએ બતાવેલ નિમિત્તાદિ બીજા અનુમાનોમા સમાઇ જાય છે

બીજી રીતે નૈયાયિકોની ત્રણ અનુમાનની **માન્યતા**—નૈયાયિકો કેવલાન્વયીને પૂર્વવત્ કેવળ-વ્યતિરેકીને શેષવત્ અને અન્વયવ્યતિરેકીને સામાન્યતોદૃષ્ટ કહે છે પરંતુ આ ત્રણે ભેદ જૈનોના માનેલા શુદ્ધ હેતુના લક્ષણમા સમાઇ જાય છે અને જૈનોએ જે હેતુના ભેદો પાડ્યા છે તેનો સાધ્યની સાથે જુદીજુદી રીતે અપેક્ષાપૂર્વક સબધિત હેતુને

સાધને છે તેમજ નૈયાયિકોએ માનેલ આ ત્રણે અનુમાનો ત્યારેજ શુદ્ધ બને છે કે જેમા આપણા માનેલ શુદ્ધ હેતુનુ લક્ષણ ઘટતુ હોય

જે હેતુ પક્ષમા વ્યાપીને રહે અને જે સપક્ષમા પણ રહેતો હોય પરંતુ જેનો વિપક્ષ ન હોય તેને કેવળાન્વયી કહે છે અને આ કેવળાન્વયી સર્વસપક્ષવ્યાપક અને સપક્ષ એકદેશવૃત્તિવ્યાપક એમ બે પ્રકારે છે

જે હેતુ પક્ષમા વ્યાપીને રહે અને સપક્ષરહિત તેમજ વિપક્ષથી વ્યાવૃત્ત હોય તેને કેવળવ્યતિરેકી કહે છે તે પ્રસગોન્તેની અને અપ્રસંગોન્તેની એમ બે પ્રકારે છે

જે હેતુ પાચે પ્રકારના રૂપવાળો હોય તેને અન્વય વ્યતિરેકી કહે છે તેના પણ સર્વસપક્ષવ્યાપક અને સપક્ષએકદેશવ્યાપક એમ બે ભેદ પડે છે

**ત્રીજા પ્રકારની માન્યતા**—પૂર્વના બોધની પેઠે જે તુલ બોધ થાય તેને પણ પૂર્વવત્ કહે છે જેમકે, સુખ, દુખ, ઇચ્છા વિગેરે ગુણો એક દ્રવ્યને આશ્રિત રહેના હોવા જોઇએ ગુણપણું હોવાથી જે ગુણો છે જેમકે રૂપ વિગેર છે તેમ

પ્રસક્તિનો પ્રતિષેધ કરવાથી અને બાકીનામા પ્રસક્તિનો અસભવ હોવાથી જે બોધ થાય તેને પણ શેષવત્ કહે છે

જેમા ધર્મિ અને સાધનધર્મ પ્રત્યક્ષ હોય પરંતુ સાધ્યધર્મ અપ્રત્યક્ષ હોય તેને સાધનામા આવે તેને સામાન્યતોદૃષ્ટ કહે છે જેમકે 'સર્વ ઇચ્છા વિગેરે ગુણો પરન્ત્ર છે ગુણ હોવાથી રૂપની પેઠે' વિગેરે દૃષ્ટાન્તો પણ ઘટાવી શકાય છે આ રીતે નૈયાયિકોની હેતુ વિષયક માન્યતાનું સૂચન માત્ર કર્યું પણ તે સર્વ જૈન હેતુના એક વિભાગ માત્ર છે

૩

**વૈશેષિક દર્શન સબધી હેતુઓની માન્યતા**—अस्येद कार्य कारण सयोगि विरोधि समवायि चेति लैङ्गिकम् ॥ અ ૯ આ ૨. સૂ. ૧ વૈશેષિકદર્શન

આ સાધ્ય આ હેતુનું કાર્ય છે કારણ છે સંયોગિ છે વિરોધિ
છે કે સમવાયિ છે વિગેરે વિચારદ્વારા અનુમાનના જુદા જુદા ભે
પડે છે

આ સાધનનું આ સાધ્ય કાર્ય છે તેનું ઉદાહરણ—
વિશિષ્ટ અમુક નદીનું પુર થયું હોવું જોઈએ કારણકે વૃષ્ટિ થઇ છે
આમાં સાધ્ય નદીનું પુર તે કાર્ય છે અને સાધન વૃષ્ટિ તે કારણ

આ સાધનનું આ સાધ્ય કારણ છે તેનું ઉદાહરણ—
વિશિષ્ટ મેઘની ઉન્નતિ થઇ હોવી જોઈએ કારણકે વરસાદ થાય છે
આમાં મેઘની ઉન્નતિરૂપ સાધ્ય કારણ અને સાધન 'વૃષ્ટિ તે કાર્ય

આ સાધનનું આ સાધ્ય સંયોગિ, વિરોધિ અને સમ
વાયિ છે તેના ક્રમે ઉદાહરણો— અહિં ધૂમાડો છે અગ્નિ હોવાથી
તે સંયોગીનું અને અહિં ઝાડી વિગેરેમાં નોળીયો હોવો જોઈ
કારણકે ભયભીત સર્પ જણાય છે' તે વિરોધીનું ઉદાહરણ તેમ
અહિં તેજ છે કારણકે પાણીમાં ઉષ્ણ સ્પર્શ હોવાથી' એ
સમવાયીનું ઉદાહરણ છે

અસ્વર કાર્ય વિગેરે લિંગ બનાવવા માટે જણાવેલ છે પર
આટલાજ લિંગ છે એવા કાંઈ આગ્રહ રાખવા જેવું નથી કારણ
ચન્દ્રનો ઉદય સમુદ્રની ભરતી અને કુમુદવિકાસને જણાવે છે તે
પરસ્પર કાર્યકારણભાવ ન છતાં વાસ્તવિક અનુમાન બની શકે

પૂર્વે જણાવેલ વૈશેષિક સૂત્રમાં ચ મુકયો છે તેથી એક
સમવાયિ પણ સમજવો અને તેના બે ભેદ પાડ્યા છે પહેલો એ
કાર્ય બીજા કાર્યને જણાવે તે અને બીજો એક કારણ બીજા કા
ણને જણાવે તે

તેજ પ્રમાણે વિરોધિના પણ ચાર ભેદ પડે છે ૧ ન થ
પદાર્થ થનારનું લિંગ બને ૨ ન થએલ પદાર્થ ન થનારનું લિ
બને ■ થએલ પદાર્થ ન થનારનું લિંગ બને ૪ અને થએલ પ
થનારનું લિંગ બને આ ચારે વિરોધિ...

આ વૈશેષિકના બધા ભેદો જૈનોના અમુક ભેદોમા સમાઇ જાય છે

"तथाच कार्य यत्रलिङ्ग तच्छेषवत्, कारणयत्रलिङ्ग तत्पूर्ववत् सम्बन्धिकार्यकारणभिन्न साध्यस्य यथाकथचित्स म्बन्धविशिष्ट यत्र लिङ्ग तत् सामान्यतोदृष्टम् इत्युक्तानुमानानाम् सामान्यतोदृष्ट एवान्तर्भाव इति भाव

અ ૯, આ ૨ સૂ, ૨ વૈ દ

આ રીતે, જૈન બૌદ્ધ, નૈયાયિક અને વૈશેષિકના દરેકના હેતુઓ તપાસતા સાંગોપાંગ, સુન્દર અને વ્યવસ્થિત જો હેતુઓ માનમ પડતા હોય તો જૈન દર્શનનાજ છે

અને આ સાથે સાથે પૃ ૧૩૬ મા જૈન હેતુઓનુ ચક્ર પણ આપેલ છે

| |
|---|
| इति श्री देवसूरिरचितप्रमाणनयतत्त्वे विशेषार्थसहित तृतीयपरिच्छेद समाप्त |




૫૫
હેતુ
૩૨
૫
૨૩ = ૧૮ – ૫
નિષેધસાધક વિધિસાધક
વિધિસાધક નિષેધસાધક
૬ — ૬ =
ઉપલબ્ધિ
અનુપલબ્ધિ
નિષેધસાધક—૧૮
વિધિસાધક—૫
અવિરુદ્ધાનુપલબ્ધિ
વિરુદ્ધાનુપલબ્ધિ
કાર્ય
કારણ
સ્વભાવ
વ્યાપક
સહચર
સ્વભાવ
વ્યાપક
કાર્ય
કારણ
પૂર્વચર
ઉત્તરચર
સહચર
સહચરકાર્ય
વ્યાપક
કાર્ય
વ્યાપકવ્યાપક
કારણ વ્યાપક
કારણ વ્યાપક વ્યાપક
સહચર વ્યાપક
સહચર વ્યાપક કારણ વ્યાપક
કારણ કારણ
સહચર કારણ
સહચર વ્યાપક કારણ
સહચર વ્યાપક કારણ કારણ

હેતુ ૫૫ = ૪૪ નિષેધ સાધક — ૧૧ વિધિ સાધક

- ઉપલબ્ધિ ૩૨ = વિધિસાધક ૬ — નિષેધ સાધક ૨૬
  - વિધિસાધક — ૬
    - અવિરુદ્ધોપલબ્ધિ
      - વ્યાપ્ય
      - કાર્ય
      - કારણ
      - પૂર્વચર
      - ઉત્તરચર
      - સહચર
  - નિષેધસાધક — ૨૬
    - વિરુદ્ધોપલબ્ધિ
      - સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ
        - કાર્ય વિરુદ્ધ
        - વ્યાપક વિરુદ્ધ
        - કારણ વિરુદ્ધ
      - વ્યાપ્ય
        - કારણ વિરુદ્ધ વ્યાપ્ય
        - વ્યાપક વિરુદ્ધ વ્યાપ્ય
        - કારણ વ્યાપક વિરુદ્ધ વ્યાપ્ય
        - વ્યાપક કારણ વિરુદ્ધ વ્યાપ્ય
      - વિરુદ્ધ કાર્ય
        - કારણ વિરુદ્ધ કાર્ય
        - વ્યાપક વિરુદ્ધ કાર્ય
        - કારણ વ્યાપક કાર્ય
        - વ્યાપક કારણ કાર્ય
      - વિરુદ્ધકારણ
      - વિરુદ્ધપૂર્વચર
      - વિરુદ્ધઉત્તરચર
        - કારણ
        - વ્યાપક
        - કારણ વ્યાપક
        - વ્યાપક કારણ
      - વિરુદ્ધસહચર
        - કારણ
        - વ્યાપક
        - કારણ વ્યાપક
        - વ્યાપક કારણ
- અનુપલબ્ધિ ૨૩ = ૧૮ — ૫

श्री पार्श्वनाथाय नमः

## ॥ अथ चतुर्थपरिच्छेदः ॥

## ચોથો પરિચ્છેદ.

### પરોક્ષ પ્રમાણ (ચાલુ)

### આગમ પ્રમાણ વિચાર

આગમલક્ષણ

आप्तवचनादाविर्भूतमर्थसंवेदनमागमः[1] ॥ १ ॥

અર્થ પ્રમાણિક પુરુષના વચનથી ઉત્પન્ન થયેલ અ
જ્ઞાન તે આગમ પ્રમાણ છે

વિશેષાર્થ આ આગમ પ્રમાણ પરોક્ષનો પાચમો
છે, પ્રત્યક્ષમા વસ્તુનો સાક્ષાત્ બોધ થાય છે, સ્મરણમા અનુભ
પદાર્થનો વિષય થાય છે, પ્રત્યભિજ્ઞાનમા 'તેજ આ' એ
રનું સકલના પૂર્વક જ્ઞાન થાય છે, તર્કમા ત્રણેકાળમા
સાધ્ય સાધનના સંબધનો વિષય કરવામા આવે છે,
અનુમાનમા હેતુદ્વારા સાધ્યનું ભાન કરવામા આવે
અને તેજપ્રમાણે આ આગમપ્રમાણમા પ્રમાણિક પુ

1 आप्तवचनं सम्यक्परोक्षानुभवसाधनं आगमः
न्यायसार પૃષ્ઠ
आप्तवाक्यनिबन्धनमर्थज्ञानमागमः
न्यायदीपीका ६

વિશ્વાસ દ્વારા તેના વચનથી અર્થજ્ઞાન થાય છે આ રીતે દરેકના સ્વરૂપો ભિન્ન છે માટે આગમ પ્રમાણ ભિન્ન માનવાની જરૂર છે

આ સૂત્રમા 'આગમ' લક્ષ્ય છે અને 'પ્રમાણિક પુરુષના વચનથી ઉત્પન્ન થયેલ અર્થજ્ઞાન' એ લક્ષણ છે

હવે જો કેવળ 'અર્થજ્ઞાન' ને આગમ પ્રમાણ માનવામા આવે તો પ્રત્યક્ષ વિગેરેથી પણ અર્થજ્ઞાન થઈ શકે છે અને તે રીતે પ્રત્યક્ષ પણ આગમ પ્રમાણ બની જાય પરતુ આ આગમ પ્રમાણ તો પરોક્ષ છે માટે '**વાકયથી ઉત્પન્ન થયેલ**' આ પદ વધારવાની જરૂરિયાત ઉત્પન્ન થાય છે

તેમજ 'વાકયથી ઉત્પન્ન થયેલ અર્થજ્ઞાન તે આગમ', એ પ્રમાણે માનીએ તો પણ સ્પષ્ટ પ્રવૃતિ અને નિવૃત્તિ યોગ્ય પ્રમાણરૂપ જ્ઞાન નહિ બને કારણકે મૂર્ખ, લુચ્ચા અને બકવાદ કરનાર પુરુષના યદ્વા તદ્વા બોલાયેલા વાકયો દ્વારા આપણને અર્થ સબધી ભાન તો થાય છે પરતુ તે તે પદાર્થમા પ્રવૃતિ કરતા તે પ્રકારની તે વસ્તુ ન જણાતી હોવાથી તે જ્ઞાન જુઠુ થાય છે માટે 'પ્રમાણિક પુરુષના' આ પદ વધારવાની આવશ્યકતા છે

હવે 'અર્થ' શબ્દનો ઉડાડી દઈ 'પ્રમાણિક પુરુષના વચનથી ઉત્પન્ન થયેલ જ્ઞાન તે આગમ પ્રમાણ' એમ માનીએ તો પણ આગમ પ્રમાણની સાર્થકતા સિદ્ધ થતી નથી કારણકે તે લક્ષણદ્વારા તો ઉચ્ચારણકરાના વાકય યા શબ્દનું શ્રાવણ પ્રત્યક્ષ વિગેરે પણ આગમ પ્રમાણ બની જાય માટે અર્થ શબ્દની જરૂરિઆત છે

પ્રમાણો પણ કોઈને આશ્રયીને દુર્વંટ બને છે તેથી શુ આપણે તેનો નિષેધ ચોડોજ કરી શકીએ છીએ ?

તેમજ આ આગમપ્રમાણમા સામા માણસને તદ્દન સત્યરૂપે સિદ્ધ થયેલી વસ્તુ પરને બોધ કરવા માટે વચન દ્વારા જણાવવામા આવે છે

અહિં એક શકા એ કરવામા આવેછે કે શાસ્ત્રોના પ્રણેતાને જોયા વિના તેની આપ્તપરીક્ષા શી રીતે થઈ શકે ? ને તે પરીક્ષા થયા વિના તેમના વચન ઉપર કેમ વિશ્વાસ બેસી શકે ?

આનો ઉત્તર એ હોઈ શકે કે જેમના વચનોથી ઉત્પન્ન થતો અથબોધ વ્યવસ્થિતરીતે ચોક્કસ અર્થમ ગત હોય તો તે વચનના પ્રણેતાને આપણે આપ્ત તરીકે સ્વીકારવામા કોઈ જાતનો બાધ ન ઉઠાવી શકીએ

**ઉપચારથી આપ્તવચન આગમ પ્રમાણ બને છે—**

उपचारादाप्तवचन च ॥२॥

**અર્થ**—અને ઉપચારથી પ્રમાણિક પુરુષનું વચન તે આગમ પ્રમાણ બને છે

**વિશેષાર્થ**—જગતમા તો અર્થજ્ઞાનને કોઈ આગમ કહેતું નથી પરતુ પ્રમાણિક પુરુષોના કથિત વચનોજ આગમ કહેવાય છે તેનું કારણ એ છે કે અર્થજ્ઞાનમા પ્રમાણિક પુરુષોનું વચન એ અનન્ય કારણ છે માટે આ અનન્ય કારણમા કાર્યનો ઉપચાર કરવામા આવ્યો છે એટલેજ પ્રમાણિક પુરુષોનું વચન તે આગમ તરીકે લેખાય છે

પ્રમાણિકપુરુષના વચનોના બે પ્રકારના ઉદાહરણ—

समस्त्यत्र प्रदेशे रत्ननिधानं, सन्ति रत्नसानुप्रभृतय ॥३॥

અર્થ—આ સ્થળને વિષે રત્નનો ભંડાર છે, મેરુ વિગેરે પર્વતો વિદ્યમાન છે

વિશેષાર્થ—જેણે રત્નનો ભંડાર જોએલો છે તેવા લૌકિક આપ્તપુરુષના વચનદ્વારા રત્નના ભંડારનું ભાન થાય તે, તેમજ હાલના સામાન્ય માણસથી નહિ જણાતા એવા મેરૂ પર્વતની વિદ્યમાનતાનો નિશ્ચય લોકોત્તર પુરુષના વચન દ્વારા થાય તે બંને આગમ પ્રમાણ છે

આપ્તનું સ્વરૂપ—

[1]अभिधेयं वस्तु यथावस्थितं जानीते यथाज्ञानं चाभिधत्ते स आप्त ॥ ४ ॥

અર્થ—કહેવા યોગ્ય વસ્તુને યથાર્થ જાણે અને જાણ્યા પ્રમાણે જે કહે તે આપ્ત.

વિશેષાર્થ—આ આગમ પ્રમાણમા શબ્દ દ્વારા વસ્તુનો બોધ થાય છે તો તે શબ્દનો પ્રરૂપક પોતે પદાર્થને બરોબર જાણતો હોય અને પોતાના જાણ્યા પ્રમાણે કોઈ પણ જાતનો સ્વાર્થ રાખ્યા વિના બરોબર કહેતો હોય તો તે પ્રમાણિક કહેવાય છે અને આ પ્રમાણેના પ્રમાણિક પુરુષના વચનો દ્વારા જે બોધ થાય તેજ યથાર્થ આગમ જ્ઞાન કહેવાય છે

આ સૂત્રમા આપ્તના બે વિશેષણ આપ્યા એક યથાર્થ વસ્તુનો જાણનાર અને બીજુ જાણ્યા પ્રમાણે કહેનાર આ

---

२ आप्त प्रत्यक्षप्रमितसकलार्थत्वे सति परमहितोपदेशक

પૃ ૧૧૯ ન્યાયદીપિકા

વિશેષણો આપ્તમા હોવા જોઇએ અને આ બે ન હોવાના કારણેજ જગતમા જુઠુ બોલાય છે

અમદાવાદથી નરોડા કેટલુ દૂર છે તે ન જાણનાર પુરૂષને આપણે તેનુ અતર પૂછીએ કે પૂછયા સિવાય જવાબ આપે તો તે સાચો જવાબ ન આપી શકે આ ખોટો જવાબ તેની અજ્ઞાનતાને લઇને છે ને આ અજ્ઞાનતા પહેલા વિશેષણના અભાવે છે

બીજુ વિશેષણ 'જાણ્યા પ્રમાણે કહેનાર' તે આપ્તને લાગડવામા આવ્યું છે પરતુ જે જાણ્યા પ્રમાણે ન કહેવાનું બને છે તે તો કેવળ કષાયને જ આભારી છે

સામાન્ય સરળ માણસ પણ ક્રોધાવેશને લઇને બોલે કે 'આજે જીવતો ન મુકુ' આ ક્રોધથી અસત્ય છે

'મારા જેવો બુદ્ધિશાળી જોતો નથી કે જે આટલા વખતમા આટલુ ભણે, ?' અથવા 'શુ હું મ્હોટો થઇને નાનાને નમુ ?' આ માનથી અસત્ય છે

નોકરી કરતો નોકર બોલે કે 'સાહેબ આપને તાવ આ યો ત્યારે મારા તમ્મર્જ વરૂટી ગયા' આ માયાથી અસત્ય છે

બે રૂપીઆના લોટાની ત્રણ રૂપીઆ કિંમત કરનાર કાપડીઓ બોલે કે 'શેઠ પોણાત્રણ રૂપીએ તો ઘરમા જ પડે છે' આ લોભથી અસત્ય છે

હાસ્ય ખાતર કહેવામા આવે કે 'અરે તારો લોટરીનો નબર લાગી ગયો હમણા જોઇનેજ આવુછુને' આ હાસ્ય સબધી જુઠુ છે

'મારા છોકરા! જેનો કોઈ રૂપાળો નથી' એ પ્રમાણે માતા પ્રેમથી બોલે તે રતિજન્ય અસત્ય છે

આર્યાવર્ત પર અપ્રેમને લઈને કોઈ પરદેશી કહે કે 'હજી આર્યાવર્ત ઉન્નતિને યોગ્ય નથી' તે અરતિને લઈને અસત્ય છે

કોઈપણ માણસ ધનનો નાશ કે વ્હાલાના અભાવ મરણથી બોલી ઉઠે કે 'જીવવા કરતા મરવુ સારૂ' તો તે શોકથી અસત્ય છે

ચોરને રાજા પૂછે કે કેમ ચોરી કરી છે? તો તે ભયને લીધે કહે કે 'હુ ચોરી કરતો જ નથી' આ ભયને લઈને અસત્ય છે

જગ્યા હોવા છતા ગંદા માણસને આપણી પાસે કોઈ જમવા બેસાડે તો કહીએ કે 'ભાઈ અહિં જગ્યા નથી બીજે બેસાડો' આ જુગુપ્સા સબંધી અસત્ય છે

કોઈ સ્ત્રી પુરુષ ઉપર રાગાધ થવાથી બોલે કે 'કામ પણ તમારાથી પરાજય પામ્યો છે' આ પુરુષવેદથી અસત્ય છે આ રીતે નપુસક અને સ્ત્રીવેદથી પણ અસત્ય બોલાય છે પરંતુ દરેકજણ અજ્ઞાન કે કષાયદ્વારા જુઠુ ન બોલવાનો સંભવ હોય તેવા પુરુષોના વચન ઉપર વિશ્વાસ રાખી પદાર્થનું ભાન કરે છે

આ બોધ વચન દ્વારા જ થાય તેવો કોઈ નિયમ નથી પરંતુ લખવાથી, આકડાથી હોય મૂખની ચેષ્ટાદ્વારા, શબ્દ સ્મરણથી કે બીજા અન્ય કોઈપણ પ્રકારથી કહેવાદ્વારા પરોક્ષ અર્થસબંધી પારકાને જે જ્ઞાન ઉત્પન્ન કરવામાં આવે તે આગમ છે અને આગમનો કારક યા ઉત્પાદક તે આપ્ત છે અર્થાત જે જેનો અવચક તે તેનો આપ્ત તે સાધારણ લક્ષણ છે

પરંતુ આ આખા આગમ પ્રમાણનો આધાર આપ્તની પરીક્ષા ઉપરજ અવલંબેલો છે એટલે, તેની સત્ય પ્રતીતિ ઉપરજ તેનાથી બોલાતા વચન ઉપર સત્યની પ્રતીતિ થાય છે

આપ્તના લક્ષણનો હેતુ—

तस्य हि वचनमविसंवादि भवति ॥ ५ ॥

અર્થ—તેવા પ્રમાણિક પુરુષનું વચનજ અવિસંવાદિ હોય છે

વિશેષાર્થ—જે પ્રમાણે વસ્તુ હોય તે પ્રમાણે કહેનાર પુરુષનું વચનજ ખોટુ પડતુ નથી

આપ્તના પ્રકાર—

स च द्वेधा लौकिको लोकोत्तरश्च ॥ ६ ॥

અર્થ—તે પ્રમાણિકપુરુષ લૌકિક અને લોકોત્તર એમ બે પ્રકારે હોય છે

વિશેષાર્થ—સામાન્યલોકમા રહેલ હિતસ્વી પુરુષ તે લૌકિક અને જગત્ માત્રના કલ્યાણની ઈચ્છાવાળા અને મોક્ષમાર્ગના ઉપદેશક તે લોકત્તર. એમ બે પ્રકારના આપ્ત પુરુષો છે

બન્ને પ્રકારોના આપ્ત પુરુષોનુ ઉદાહરણ—

लौकिको जनकादिर्लोकोत्तरस्तु तीर्थंकरादिः ॥७॥

અર્થ—પિતા વિગેરે લૌકિક અને તીર્થંકર વિગેરે લોકોત્તર પ્રમાણિક પુરુષો છે

વિશેષાર્થ —લૌકિક પ્રમાણિક પુરુષોમા પિતા, માતા, મિત્ર વિગેરે હિતસ્વી પુરુષો ગણી શકાય અને લોકોત્તર પ્રમાણિક પુરુષોમા તીર્થંકર, ગણધર, કેવળી વિગેરે લેખી શકાય છે

લૌકિક પ્રમાણિક પુરુષોમા તો માતા પિતા વિગેરે સાધારણ રીતે સર્વને આપ્ત તરીકે કબુલ છે પરંતુ લોકોત્તર પુરુષમા તીર્થંકર ગણધર વિગેરે જૈન દર્શનમા ગ્રહણ કરાય છે પરંતુ દરેક મતમા પોતપોતાના દેવ, ગુરૂ વિગેરેને લોકોત્તર તરીકે ગણવામા જુદા જુદા અભિપ્રાયો છે છતા તે વાત તે તે ગ્રન્થોને સોપી આપણે ચાલુ વિષયમા આગળ વધીશુ

નૈયાયિક વિગેરેને અભિમત આપ્ત વસ્તુત આપ્ત થઈ શકતો નથી કારણકે તેઓ જ્ઞાનને સ્વપ્રકાશક નથી માનતા તેમજ આપ્તને એક માને છે અને તેથી તેઓને ઈષ્ટ આપ્ત પોતે જાણી શકતો નથી કે જણાવી શકતો નથી

છતા તે તે લોકોત્તર આપ્તની પરીક્ષામાટે આપણે ત્યાના આપ્તપરીક્ષા અને આપ્તમીમાસા વિગેરે ગ્રન્થો જોઈ લેવા, કારણકે તે સર્વનું વિવેચન કરતા ગ્રન્થનું કદ વધી જાય તેમ છે

[3] મીમાસકો વેદને અપૌરુષેય માનેછે અને તેને જ સર્વોત્તમ આગમ તરીકે સ્વીકારે છે અને તેની પુષ્ટિમા તેઓ જણાવેછે કે પુરુષમાત્રમા કાઈને કાઈ દોષ હોય છે માટે

[२] दोषा सन्ति न सन्तीति पौरुषेयेषु युज्यते
वेदकर्तुरभावाद्धि दोषाशङ्कैव नास्ति न ॥

રત્નાકર પૃ ૩૦૭

તેના વચન ઉપર યોગ્ય વિશ્વાસ ન બેસી શકે પરતુ અપૌ રુષેય નિત્ય વેદકથિત વચન જ સત્ય છે

પરતુ આ શકા વ્યાજબી નથી કારણકે આજે આપણે કોઇપણ ગ્રથ બુદ્ધિથી વિચારીએ તો નિત્ય કે અપૌરુષેય ન હોઈ શકે કારણકે ગ્રથના શબ્દો જરૂર કોઇને કોઈ આઠ સ્થાનો દ્વારા થાય છે અને આ સ્થાનો દ્વારા શબ્દોનો ઉચ્ચાર કરનાર જરૂરને જરૂર કોઈ વ્યક્તિ હોયજ છે અને વેદોની વાકયરચના ને અર્થરચના આપણે આજે પણ સમજી શકીએ છીએ અને તેપણ શબ્દ રચનામય છે તેથી કોઇ વ્યક્તિનિર્મિત છે એટલે કોઇપણ ગ્રથને નિત્ય કે અપૌરુષેય માની તેને સાચો માનવો તેતો કેવળ કદાગ્રહ જ છે

હવે કોઇપણ ગ્રથના કે ઉપદેશના પ્રરૂપક આપ્ત લોકોત્તર તો ત્યારે જ કહેવાઈ શકે કે જે સ્વાર્થી ન હોય, અને આ સ્વાર્થ રાગદ્વેષ રૂપ ઉપાય દૂરથાય ત્યારેજ હટી શકે છે અને સાથે સાથે તે લોકોત્તર આપ્ત જ્ઞાની અને હિતસ્વી પણ હોવા જોઇએ આ ત્રણે વસ્તુ મેળવવામા ચાર ઘાતી કર્મનો ક્ષય ખાસ આવશ્યક છે અને તે ઘાતી કર્મના ક્ષય કરનાર તીર્થંકર કેવળી અને પ્રત્યેકબુદ્ધ વિગેરે હોઈ શકે છે ગણુધર વિગેરે જે આપ્ત લોકોત્તર કહેવાય છે તે પણ તીર્થંકર વિગેરેને અનુસરીને જ છે

લૌકિક આપ્ત કરતા લોકોત્તર આપ્તની વિશેષતા એ છે કે જેઓ જગદુપકારાક અને જેઓનું વચન ત્રણેકાળ અબા-

ધિત છે જે જૈનધર્મમા અગપ્રવિષ્ટરૂપ [4]બારઅગ છે તે આ લોકોત્તર આપ્તપુરુષ કથિત છે

વચનવ્યાખ્યા —

वर्णपदवाक्यात्मकं वचनम् ॥ ८ ॥

અર્થ —અક્ષર, પદ અને વાક્યરૂપ હોય તેને વચન કહેવામા આવે છે

વિશેષાર્થ—અત્યારસુધી આપ્તની વ્યાખ્યા કરી હવે તેના વચનની વ્યાખ્યા કરે છે વચનમા વર્ણ, પદ અને વાક્ય હોય છે ઉપલક્ષણથી સૂત્ર પાદ, અધ્યાય, પ્રકરણ, પરિચ્છેદ, કાડ, વિભાગ વિગેરે ગ્રથના વિભાગો પણ વચન તરીકે ગણી શકાય છે

વર્ણવ્યાખ્યા —

अकारादि पौद्गलिको वर्णः ॥ ९ ॥

અર્થ —અકાર વિગેરે પૌદ્ગલિક વર્ણ છે

વિશેષાર્થ —આ અકારાદિકવર્ણ ભાષાપર્યાપ્તિ દ્વારા જીવમા ઉત્પન્નથયેલ શક્તિથી પ્રગટ થતા ભાષાવર્ગણાના પુદ્ગલો છે પરતુ અન્યદર્શનવાળા જેમ માને છે તેમ નિત્ય કે આકાશગુણ નથી

[4] ૧ આચારાગ ૨ સૂત્રકૃતાગ ૩ ઠાણાગ ૪ સમવાયાગ ૫ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ૬ જ્ઞાતાધર્મકથા ૭ ઉપાસકાધ્યયનદશાગ ૮ અન્તકૃદ્દશાગ ૯ અનુત્તરોપપાતિકદશાગ ૧૦ પ્રશ્નવ્યાકરણ ૧૧ વિપાકસૂત્ર ૧૨ દૃષ્ટિવાદ

પદ વ્યાખ્યા.—

वर्णानामन्योन्यापेक्षाणां निरपेक्षा संहतिः
पदम्, पदानां तु वाक्यम् ॥ १० ॥

અર્થ—પરસ્પર અપેક્ષા રાખનારા અક્ષરોનો નિરપેક્ષ સમુદાય તેને પદ કહેવામા આવે છે ને તેજ પ્રમાણે પરસ્પર અપેક્ષા રાખનારા પદોનો નિરપેક્ષ સમુદાય તેને વાકય કહેવામા આવે છે

વિશેષાર્થ:—પોતપોતાને યોગ્ય અર્થ જેની દ્વારા જાણવામા આવે તેને પદ કહેવામા આવે છે આ પદમા ઘણુંકરીને બે ત્રણ કે તેથી વધારે અક્ષરો રહેલા હોય છે અને તે દરેક અક્ષરો પરસ્પર એ એક પદમા સબંધવાળા હોય છે છતા એ અક્ષરો બીજા પદની અદર રહેલા અક્ષરો સાથે કોઇપણ જાતનો સબંધ ધરાવતા નથી

જેની દ્વારા પોતાનો ઉચિત અર્થ જણાવવામા આવે તેને વાક્ય કહે છે આ વાકયમા બે ત્રણ કે તેથી વધારે પદો ઘણું કરીને સમાયેલા હોય છે અને તે દરેક પદો તે વાકયમા રહેલા બીજા પદો સાથે પરસ્પર સબંધવાળા હોય છે છતાપણ તે વાકયથી બીજા વાકયોમા રહેલા પદો સાથે તે વાકયના પદોનો કોઇ પણ જાતનો સબધ હોતો નથી

ઉપરપ્રમાણે પદ અને વાકયની સામાન્ય રચના છતા એકજ અક્ષરનું પદ અને એકજ પદનું વાકય પણ બની શકે છે એટલે ઉપરનું સૂત્રવચન બહુલતાને અનુસરીને મુકાયેલ છે

હવે વર્ણ પદ અને વાકયની ભાષામા શી જરૂર છે તેનો આપણે વિચાર કરવો જોઇએ

**ભાષાની ઉપયોગીતા**—પ્રાણીમાત્રને હૃદયમા વ્યક્ત અને અવ્યક્તબોધ અનેક પ્રકારે થાય છે પરતુ હૃદયમા થયેલા વ્યક્તબોધનો વિનિમય અને પરને સારૂ તેનો ઉપયોગ ભાષા ઉપર આધાર રાખે છે

પ્રથમ દરેકને વાર વાર વસ્તુના પરિચયથી સાદૃશ્ય જ્ઞાન થાય છે અને તે સાદૃશ્યજ્ઞાનથી જુદી જુદી વસ્તુના જુદી જુદી રીતે વિભાગો પડે છે ને આ પડેલા વિભાગોનો પરને બોધ કરાવવા માટે ભાષાના અભાવથી અત્યત મુશ્કેલી પડેછે કારણકે ભાષાના અભાવે સાદૃશ્ય વસ્તુઓનો બોધ પણ તે તે વસ્તુને લાવીને કરાવવો પડે છે અને જ્યારે ભાષાનો ઉપયોગ કરવામા આવે છે ત્યારે ઉપરોક્ત પડતી સર્વ મુશ્કેલી આપોઆપ દૂર થાય છે જેમકે બરફ પાણી, ચન્દ્ર વિગેરે શીત વસ્તુઓ જાણ્યા છતા તેઓના શીતતાના બોધ માટે તેની આગળ તે તે વસ્તુઓ લાવવી પડે છે પરતુ આ સર્વ 'શીત' છે તેમ શબ્દ વાપરવામા આવે તો તે સર્વ મુશ્કેલી મટી જાય અને તેઓના શીત ગુણનું ભાન થાય તેજ પ્રમાણે જુદા જુદા વૃક્ષોને જાણ્યા છતા 'વૃક્ષ' એ શબ્દ બોલતા તમામ જાતના વૃક્ષોમા એક જાતની સાદૃશ્યતા જણાય છે તે ભાષાના ઉપયોગમા આવશ્યક છે

આ રીતે ઇન્દ્રિયજન્ય વ્યક્તજ્ઞાનને પરને જણાવવા માટે ભાષા આવશ્યક ઠરે છે હવે આ વ્યક્તજ્ઞાનરૂપ વિચારને ભાષામા ઉતારવામા આવે તે વાકય છે અને આ વાકય

પદ સિવાય ન બની શકે અને પદો વર્ણ કે શબ્દ સિવાય ન બની શકે

વર્ણ વિચાર—હવે તે વર્ણ કે શબ્દ સ્વાભાવિક અને પ્રાયોગિક એમ બે પ્રકારે છે મેઘ વિગેરેના શબ્દો સ્વાભાવિક છે, અને પ્રાયોગિક શબ્દ યા વર્ણ તત, વિતત, ઘન, શુષિર, સંઘર્ષ અને ભાષા એમ છ પ્રકારે છે

મૃદંગ અને ઢોલ વિગેરેનો શબ્દ તે તત છે વીણા વિગેરે વગાડવાથી જે શબ્દ થાય તે વિતત છે, અને કાંસીઓ વિગેરે બે વસ્તુ ભેગી કરવાથી જે શબ્દ થાય તે ઘન છે વાંસ વિગેરેને ફૂંકવાથી જે શબ્દ થાય તે શુષિર છે અને કોઇ પણ બે વસ્તુના ઘસાવાથી જે શબ્દ તે ઉત્પન્ન થાય તે સંઘર્ષ છે અને કંઠ્ય તાલવ્ય વિગેરે આઠ સ્થાનો દ્વારા જે શબ્દ બોલીએ તે ભાષાશબ્દ છે હવે આ શબ્દને કેટલાક નિત્ય માને છે કેટલાક અપૌદ્ગલિક માને છે કેટલાક ગુણરૂપ માને છે ને કેટલાક સ્ફોટ રૂપ માને છે પરંતુ તે માન્યતાનો વિસ્તૃત વિચાર આપણે રત્નાકરને સોંપી અહિં પ્રસ્તુત વિષયમાં આગળ વધીશું છતાં આ શબ્દ ભાષાવર્ગણાના પરમાણુઓ દ્વારા ઉત્પન્ન થયેલ પૌદ્ગલિક છે અને તે તે વખતે ઉત્પન્ન થઇ નાશ પામનારો છે તે આપણને અનુભવ સિદ્ધ છે છતાં આપણે જાણવા ખાતર સામાપક્ષની આપણા વિરૂદ્ધ શી દલીલો છે ને તેનો શો પ્રત્યુત્તર હોઇ શકે તે જાણવું જોઇએ અને તેનો ટુંક નિર્દેશ અત્રે ટિપ્પણમાં આપવામાં આવ્યો છે*

* શબ્દના અનિત્ય પક્ષનો વિચાર

શબ્દ એ ભાષાવર્ગણાના પરમાણુએ કરીને આરભાય છે ને

તેમ હોવાથી તે પૌદ્ગલિક છે આ જૈનની માન્યતા વિરૂદ્ધ મીમાંસ
જણાવે છે કે શબ્દ નિત્ય છે અને જ્યારે તે નિત્ય હોવાથી ત
ભાષાવર્ગણાના પરમાણુઓવડે આરંભાવાની જરૂર રહેતી નથી અ
તેને માટે અમારી પાસે નીચેની ત્રણ દલીલો છે

શબ્દ એ પ્રત્યભિજ્ઞાનનો વિષય છે અને પ્રત્યભિજ્ઞાન એ નિ
પદાર્થની થાય છે અર્થાપત્તિપ્રમાણથી પણ શબ્દ નિત્ય સિ
થાય છે તેમજ શબ્દ એ શ્રવણેન્દ્રિયનો વિષય છે માટે પણ શ
નિત્ય છે આ રીતે આ ત્રણ દલીલો શબ્દને નિત્ય સિદ્ધ કરેછે

આ ત્રણે દલીલોનો જવાબ આપણે અહિં ક્રમમાં તપાસી
પ્રત્યભિજ્ઞાન એકાન્ત નિત્યપદાર્થની ન થઇ શકે પરંતુ તેમાં કથંચિ
અનિત્ય પદાર્થ હોવો જ જોઇએ કારણકે પ્રત્યભિજ્ઞાન સદૃશા
તે રૂપ ઉભયસ્વરૂપવાળી [illegible] અને નિત્યપદાર્થ તો સદાકાળ
સ્વરૂપ હોય છે કદાચ એમ કહેવામાં આવે કે આત્મામાં પણ પ્ર
ભિજ્ઞાન હોય છે અને આત્મા નિત્ય છે તો તે પણ વ્યાજબી ન
કારણકે આત્માને પણ કથંચિત્ અનિત્ય સ્વીકારવો જોઇએ આ
વસ્તુત આ શબ્દમાં જણાતી પ્રત્યભિજ્ઞાન એ પ્રત્યભિજ્ઞાન નથી પ
પ્રત્યભિજ્ઞાનાભાસ છે

તેજપ્રમાણે શબ્દની નિત્યપણાની સિદ્ધિમાં પ્રત્યક્ષથી
બાધ આવે છે કારણકે આપણને સર્વને અનુભવ સિદ્ધછે કે શ
ઉત્પન્ન થાય છે અને તેજ પ્રમાણે નષ્ટ થતો પણ આપણે જો
છીએ અને આ પ્રમાણે જેનો પ્રત્યક્ષથી બાધ હોય તેનું પ્રત્યભિ
કઈ રીતે સાચું પડે ?

શબ્દની નિત્યપણાની સિદ્ધિમાં અનુમાન પ્રમાણ પણ બ
નીવડે છે કારણકે આપણે સુખ દુખ વિગેરેમાં તીવ્રતા મંદતા વિ
અવસ્થા જોવાથી તે સુખદુખને અનિત્ય માનીએ છીએ તેજ પ્રમાણે
પણ હ્રસ્વ દીર્ઘ અને પ્લુતવિગેરે તીવ્રમંદધર્મયુક્ત હોવાથી અ
માનવો જોઇએ, અને એ રીતે અનુમાનપ્રમાણ પણ શબ્દને અ

સિદ્ધ કરે છે આ રીતે પ્રત્યક્ષ ને અનુમાનથી બાધિત પદાર્થ ની પ્રત્યભિજ્ઞાન એ પ્રત્યભિજ્ઞાન નથી પરતુ પ્રત્યભિજ્ઞાનાભાસ છે

બીજી દલીલ પણ વાસ્તવિક નથી કારણકે તે દલીલ પ્રમાણે તો જણાવવામાં આવે છે કે શબ્દ નિત્ય હોવો જોઇએ ને તેને સિદ્ધ કરવા માટે આ અનુમાન —અર્થાપત્તિ સ્થાપિત કરવામા આવે છે “ શબ્દ નિત્ય હોવો જોઇએ કારણકે તેને નિત્ય માનવામાં ન આવે તો પરને માટે તેનુ ઉચ્ચારણ કોઈ રીતે બની શકે નહિ પરતુ પરપુરુષ તેનુ ઉચ્ચારણ કરી શકે છે એટલે નિત્ય હોવો જોઇએ” તેમજ “જે શબ્દદ્વારા અર્થ અને શબ્દનો સબધ જાણ્યો હોય તેજ શબ્દ તે અર્થને જણાવે પરતુ નવો ઉત્પન્ન થયેલ શબ્દ સબધને નહિ જાણેલ હોવાથી ન જણાવી શકે ” માટે શબ્દ નિત્ય છે તે સિદ્ધ થાય છે

આ પક્ષ પણ યુક્ત નથી કારણકે શબ્દ અનિત્ય હોય છે છતા સાદૃશ્યતાને લઇને સબધ ગ્રહણ થાય છે અને તેને લઈને તે તે વસ્તુમા પ્રાણી પ્રવૃત્તિ કરે છે જેમકે, ‘એક બાળક આગળ ગાય લાવવામા આવે અને તેને કહેવામા આવે છે કે આ ગાય છે તેમજ ફરી એમ દીવસ પછી ગાય લાવી કહેવામા આવે કે આ શુ ? તો તે ગાય આ પ્રમાણે જે કહે છે તેમા બીજીવાર બોલાયેલ ગાય’ શબ્દ પૂર્વની સાદૃશ્યતા વાળો છે નહિ’ કે એ એકજ છે

તેજપ્રમાણે એવો કાંઇ નિયમ નથી કે જે શબ્દદ્વારા જ્યા જ્ઞાનસમન્ધ થયો હોય તેજ દ્વારા ત્યા જ્ઞાત સમન્ધ થાય જેમ આપણે રસોડામા ધૂમ અને અગ્નિનો સમન્ધ જાણીએ છીએ છતા તે ત્યાજ કેવળ ન થતા સાદૃશ્યતાને લઈને પર્વતમા પણ ધૂમ અને અગ્નિનો સમધ થાય છે અહિઆ જેમ સાદૃશ્યતાને લઈને બોધ થાય છે, તેમ શબ્દના સમધમા પણ આપણે નિત્ય ન માનતા અનિત્ય માની સાદૃશ્યતા સ્વીકારવી જોઈએ અને જો તમારો ઉપરોક્ત નિયમ સ્વીકારીએ તો જે ગાયમા જે શબ્દદ્વારા જ્ઞાત સમન્ધ થાય છે તે શબ્દદ્વારા તેજ ગાયમા જ્ઞાત ‘સમન્ધ રહેવો જોઇએ અને તેમ થતા પદાર્થ પણ નિત્ય અને એકજ થશે

કારણકે શબ્દ નિત્ય હોવાથી જ્ઞાતસમ્બન્ધ યોગ્ય દ્રવ્ય પણ નિત્ય રહેવુ જોઇએ પણ આતો વ્યવહારથી તદ્દન વિરુદ્ધ છે એટલે બીજી દલીલ પણ ટકી શકતી નથી.

ત્રીજી દલીલમા એમ કહેવામા આવ્યુ છે કે 'શબ્દ નિત્ય છે કારણકે શ્રવણેન્દ્રિયનો વિષયભૂત છે' અને તેને લઇને તે નિત્ય છે

પરતુ આ વાત પણ સત્ય ઠરતી નથી કારણકે જે શ્રવણેન્દ્રિયનો વિષય હોય તેને નિત્ય માનવાનું કઈ ખાસ કારણ નથી. ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત વિગેરે ઉચ્ચાર ભેદો શ્રવણેન્દ્રિયના વિષયભૂત હોવા છતા નિત્ય નથી તે પ્રમાણે મીમાંસકોજ સ્વીકારે છે ને તેજ પ્રમાણે વીણા વિગેરેનો શબ્દ પણ શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્ય હોવા છતાં તેઓ અનિત્ય માને છે તો શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્યમાત્રથી કોઈપણરીતે શબ્દ નિત્ય તરીકે ન ઠરી શકે

આ રીતે શબ્દ નિત્ય સિદ્ધ થતો નથી પરંતુ કથચિત્ અનિત્ય સિદ્ધ થાય છે એટલે શબ્દ કથચિત્ નિત્ય પણ છે કારણકે તે દ્રવ્ય રૂપ છે અને તેજ શબ્દ કથંચિત્ અનિત્યપણ છે કારણકે તે પર્યાયરૂપે પણ છે

ઉપર પ્રમાણેના દૃઢ નિર્દેશથી જોઇ શકાએ છીએ શબ્દ કોઈ પણ રીતે નિત્ય ઠરી શકતો નથી

શબ્દના પૌદ્ગલિક પક્ષનો વિચાર

હવે પૌદ્ગલિકપણાના નિષેધ માટેની સામા પક્ષની શી દલીલો છે ને તેનો શો જવાબ હોઇ શકે તેને આપણે ટુકરીતે વિચારીશુ તો પણ શબ્દ અપૌદ્ગલિક સિદ્ધ નહિજ થઈ શકે તે આપણને નીચેના વિવેચનથી સમજાશે

જૈનો શબ્દને પૌદ્ગલિક માને છે પરતુ તે પૌદ્ગલિકપણાની માન્યતાની વિરુદ્ધમા નૈયાયિકોની પાચ દલીલો છે ને તે આ પ્રમાણે છે

૧ પુદ્ગલ માત્રમા સ્પર્શ, રસ ગન્ધ અને વર્ણ હોય છે. જ્યારે શબ્દને પૌદ્ગલિક માનવામા આવે ત્યારે તેમા પણ સ્પર્શ,

રસ ગન્ધ અને વર્ણ હોવા જોઇએ પરંતુ તે નહિ દેખાતા હોવાથી શબ્દને કયો બુદ્ધિશાળી પૌદ્ગલિક તરીકે સ્વીકારી શકે?

૨ જે પદાર્થ પૌદ્ગલિક હોય તે નિબિડ સ્થાનમાં જઇ આવી ન શકે કારણકે પદાર્થ માત્ર અવકાશ માટે આકાશની અપેક્ષા રાખે છે પરંતુ શબ્દ તો નિબિડ પ્રદેશમાં પણ ગમન આગમન કરી શકે છે એટલે તેને કોઇપણ રીતે પૌદ્ગલિક માની શકાય તેમ નથી

૩ જો શબ્દને પૌદ્ગલિક માનવામાં આવે તો તેમાં પૂર્વ અવયવ ને ઉત્તર અવયવ વિગેરે વિભાગો પડવા જોઇએ પરંતુ શબ્દમાં આવી જાતનો કોઈ પણ વિભાગ ન હોવાથી પૌદ્ગલિક સિદ્ધ થતો નથી

૪ તેમજ શબ્દને જો પૌદ્ગલિક માનવામાં આવે તો તે જે જગ્યાએ ગતિ કરે તે ઠેકાણે રહેલ સુક્ષ્મ મૂર્ત દ્રવ્યોનો પ્રેરક હોવો જોઇએ પરંતુ આ પ્રમાણે શબ્દ કરતો ન હોવાથી-શબ્દ પૌદ્ગલિક સિદ્ધ થતો નથી

૫ આ ચારે દલીલો દ્વારા શબ્દ પૌદ્ગલિક સિદ્ધ થતો નથી પરંતુ આકાશના ગુણરૂપ સિદ્ધ થાય છે અને આકાશ મૂર્ત અને પુદ્ગલરૂપ ન હોવાથી શબ્દ પણ અમૂર્ત અને અપુદ્ગલરૂપ સિદ્ધ થવો જોઇએ તે સ્હેજે સિદ્ધ થાય છે

આ રીતે યુક્તિયુક્ત વિચાર કરતાં નૈયાયિકોને શબ્દના પૌદ્ગલિકપણાના નિષેધ માટે પાંચ દલીલો માનવી પડે છે માટેજ શબ્દને પૌદ્ગલિક કે મૂર્ત માનવો કોઈ પણ રીતે વ્યાજબી નથી તેમ તેઓ નિશ્ચય કરે છે

જ્યાં આ પાંચે દલીલો નિપુણ બુદ્ધિથી અવગાહનપૂર્વક શબ્દના સ્વરૂપને વિચારનારના મગજમાં સ્હેજે કોઇપણ રીતે ઉપસ્થિત થાય નહિ પરંતુ પુરેપુરા વિચાર સિવાય એકતરફી બુદ્ધિથીજ તે ઉત્પન્ન થાય છે અને તેનો ક્રમસર ખુલાસો નીચે પ્રમાણે છે

૧ શબ્દને આકાશનો ગુણ માની તેને અપૌદ્ગલિક માનવો

તે વ્યાજબી નથી કારણકે શબ્દ એ ભાષા વર્ગણાનો પર્યાય છે ને ભાષાવર્ગણા પુદ્ગલરૂપ છે જો અનુકૂળ પવન હોય તો ઉચ્ચારણ કરાતો શબ્દ અનુકૂળ પવનની દિશામાં તરત પહોંચે છે અને તેથી ઉલટી દિશામાં તે શબ્દને જતા તેટલોજ વિલંબ થાય છે, એથી શબ્દ સ્પર્શવાન ને પૌદ્ગલિક છે એ તો સ્હેજે સિદ્ધ થાય છે, દાખલા તરીકે જેમ ગન્ધયુક્ત દ્રવ્ય જે દિશામાં પવન હોય ત્યા જલદી પહોંચે છે અને તે તે પ્રાણીઓને સુગંધ આપે છે અને તે પ્રતિકૂલ દિશામાં વિલંબપૂર્વક પહોંચી પ્રાણીઓને સુગંધ આપે છે તેજ પ્રમાણે આ શબ્દ છે છતા ગન્ધયુક્ત પરમાણુને તમે પુદ્ગલ અને સ્પર્શાદિયુક્ત માનો છો અને શબ્દને તે પ્રમાણે પૌદ્ગલિક ન માનવામાં કેવળ મતિદોષ છે આરીતે પહેલી દલીલ તદ્દન નકામી નીવડે છે

૨ શબ્દના પૌદ્ગલિકપણાના નિષેધ માટે મુકવામાં આવેલ બીજી દલીલ પણ ટકતી નથી કારણકે દૂરરહેલ કસ્તુરી વિગેરે ગન્ધ ચો આપણને વચ્ચે ભિંત વિગેરે નિબિડ પ્રદેશો હોવા છતાં સુગન્ધ આપે છે છતા તેને આપણે વિવાદ વગર પૌદ્ગલિક માનીએ છીએ અને આ આગળ નિબિડ પ્રદેશનો જરા પણ બાધ ગણાતો નથી તે પ્રમાણે અહિંઆ પણ શબ્દના પૌદ્ગલિકપણાના નિષેધ માટે નિબિડ પ્રદેશનો બાધ ન માનવો જોઇએ કદાચ અહિં દલીલ કરવામા આવે કે બારણા બંધ કરીને બેઠેલ પુરુષ બહાર કસ્તુરીની જેવી સુગંધ લે છે તેના કરતા અત્યંત વધારે સુગંધ ખુલ્લા બારણે બેઠેલ પુરુષ લઇ શકે છે અને તે ઓછી સુગંધમા કારણ તરીકે તે બારણાના નાના છિદ્રો છે કે તે દ્વારા ઓરડામા સુગંધ જાય છે પરંતુ અત્યંત નિબિડ હોય તો તો સુગંધ ન લઇ શકે

પરંતુ આ દલીલ ગન્ધ દ્રવ્યને જેમ પૌદ્ગલિક સિદ્ધ કરે તેવીજ શબ્દને પણ પૌદ્ગલિક સિદ્ધ કરવામા સામર્થ્યવાળી કારણકે શબ્દ પણ બારણા બંધ કરીને બેઠેલ પુરુષ સાભળે તે કરતા ખુલ્લા બારણે સાભળનાર તેના કરતા અત્યંત સારો સાભ

શકે છે આ રીતે આ દલીલ પણ શબ્દના પૌદ્ગલિકપણાનો નિષેધ કરી શકતી નથી

૩ ત્રીજી દલીલ એ કરવામા આવેછે કે શબ્દમા અવયવ નથી તેથી પૌદ્ગલિક નથી આ દલીલ પણ વ્યાજબી નથી કારણકે વિજળી વિગેરે પૌદ્ગલિક હોવા છતા તેમા અવયવો નથી જણાતા અને તેમાં શીઘ્રક્રિયા કારણ તરીકે માની તેને પુદ્ગલરૂપ માનવામા આવે છે તેજપ્રમાણે શબ્દમા પણ અવયવ ન દેખાવામા શીઘ્ર ક્રિયાજ કારણ તરીકે છે આ રીતે શબ્દ પૌદ્ગલિક નથી તે માનવુ અયોગ્ય છે

૪ શબ્દના નિષેધ માટેની ચોથી દલીલ પણ ટકી શકતી નથી કારણકે પૌદ્ગલિક હોય તે કોઇને ને કોઇને પ્રેરક હોવાજ જોઇએ એવો કાંઇ ખાસ નિયમ નથી ગન્ધ દ્રવ્યને પૌદ્ગલિક માન્યા છતા પણ નાસિકામા પ્રવેશ કરતા તેની અદર રહેલા વાળ વિગેરેને તે પ્રેરક નથી તેજ પ્રમાણે આ શબ્દ પણ છે એટલે તેનો પૌદ્ગલિક પણાનો નિષેધ ન થઇ શકે

૫ શબ્દને આકાશનો ગુણ માની પૌદ્ગલિકપણાનો નિષેધ કરવામાં આવ્યો છે તે પણ વ્યાજબી નથી કારણકે જે ગુણો હોય છે તે આપણને પ્રત્યક્ષ હોયછે જેમકે, રૂપ વિગેરે આપણે હમેશા પ્રત્યક્ષ થતા જોઇએ છીએ પરતુ આકાશ ગુણ તો પ્રત્યક્ષ થતો નથી માટે શબ્દને આકાશ ગુણ માનવો કોઇપણ રીતે વ્યાજબી નથી

આરીતે ઉપરોક્ત શબ્દના પૌદ્ગલિકપણા ઉપર કરવામા આવેલા પાચે આક્ષેપો વ્યાજબી ઠરતા નથી ઉલટા તેનેજ તે રીતે સિદ્ધ કરવામાં સાહાયક બને છે

આ રીતે નિત્ય અને અપૌદ્ગલિક શબ્દ સિદ્ધ થતો નથી ને તેજ પ્રમાણે આકાશગુણ કે અપોહ પણ સિદ્ધ ન થઇ શકે આજે તો શબ્દને પૌદ્ગલિક માનવા માટે કોઇપણ જાતની શકાનો પણ અવકાશ નથી કારણકે વાયરલેસ, ગ્રામોફોન રેડીઓ વિગેરે શબ્દને આપણી આગળ પૌદ્ગલિક રીતસર સિદ્ધ કરે છે

પદવિચાર —આપણે હૃદયના વિચારોને ભાષાદ્વારા મૂર્તરૂપમા મુકીએ તે વાકય છે અને તે વાકયમા જુદા જુદા પદો હોય છે અને તે પદોથી જે અર્થ જણાય તે પદાર્થ છે આ પદો જાતિવાચક, ગુણવાચક, ક્રિયાવાચક અને સંજ્ઞાવાચક એમ ચાર પ્રકારે બને છે

પદાર્થનો બોધ કરવામા આ દરેક પદમા રહેલા અક્ષરો પોતપોતાના પદના અક્ષરોની અપેક્ષાવાળા હોવા જોઈએ. પરંતુ તે અક્ષરો બીજા પદના અક્ષરો સાથે અપેક્ષાવાળા ન હોય તેને પદ કહે છે અર્થાત્ પદાર્થના બોધમા સમર્થ એવા પરસ્પર અપેક્ષાવાળા શબ્દનો સમુદાય તે પદ જેમકે 'ગાય' આ શબ્દમા ગાય દ્રવ્યનો બોધ કરાવવા માટે 'ગા' 'ય' પરસ્પર સાપેક્ષ છે પરંતુ તે 'ગા' અને 'ય' 'ગાડુ' અને 'કાય' ના રહેલા અક્ષર સાથે નિરપેક્ષ છે તેમજ કણય વિગેરે નિરપેક્ષ અક્ષરોનો સમુદાય પણ પદ ન બની શકે

વાકયવિચાર —એક વાકયના રહેલા જે પદો પરસ્પર સાપેક્ષ હોય અને તે બીજા વાકયના પદોની સાથે નિરપેક્ષ હોય તો તેના પદોનો સમુદાય જે વિચારને પુરેપુરી રીતે ભાષામા ઉતારી શકે તે વાકય છે

ગમે તેવા પદો જેમ તેમ નિરપેક્ષ એકઠા થાય તેથી વાકય ન બને જેમકે બાળક ગાય કાળી વિગેરે માટેજ સાપેક્ષ એક વાકયના પદનો સમુદાય અને જે પરવાકયના પદથી નિરપેક્ષ હોય તેજ વાકયરૂપે બની શકે છે જેમ 'માણસ ચાલે છે, તેમા ચાલે છે અને માણસ તે બન્ને પદો પરસ્પર સાપેક્ષ છે તોજ વાકય બને છે પરંતુ તે 'પુસ્તક પડે છે'

રૂપ પરવાકયના 'પુસ્તક' પદ સાથે ચાલે છે નો સબધ જોડતા વાકય સાચુ નથી બનતું

પરતુ આ વાકયની ભિન્નભિન્ન માન્યતાવાળા પૂર્વના આઠ મતો છે અને તેનો વિસ્તૃત વિચાર રત્નાકર થકી જોઈ લેવો.[૫]

શબ્દ વ્યાખ્યા.

स्वाभाविकसामर्थ्यसमयाभ्याम् अर्थबोधनिबन्धन शब्दः ॥११॥

અર્થ—સ્વાભાવિક શકિત અને સકેતવડે પદાર્થનો બોધ કરાવનાર શબ્દ છે

વિશેષાર્થ—શબ્દ અર્થનો બોધ કરાવે છે તેમા શક્તિ અને સકેત એ બે ખાસ કારણરૂપે હોય છે શકિત તેને કહેવામા આવેછે કે જે પોતાના કારણો સિવાય ઉત્પન્ન ન થાય અર્થાત્ અર્થને પ્રતિપાદન કરાવનારી સમર્થ યોગ્યતા તે શક્તિ છે અને આ શબ્દ આ અર્થને પ્રતિપાદન કરે છે એવો પુરુષેચ્છા પ્રમાણે નિયમ કરવામા આવે તે સકેત છે

---

૫ १ 'आख्यात शब्दो वाक्यम्'
२ 'पदाना सघातो वाक्यम्'
३ 'नित्यमनवयव वाक्यम्'
४ 'परिकल्पितवर्णपदविभागो वाक्यम्'
५ 'पदाना क्रमो वाक्यम्'
६ 'बुद्धे रनुपसहारमन्तस्तत्त्व वाक्यम'
७ 'आद्य पद वाक्यम्'
८ 'पृथक्सवपद सापेक्ष वाक्यम्'

આપણે પૂર્વના સૂત્રમા વર્ણ, પદ, અને વાકયનો ટુંક વિચાર કરી ગયા પરંતુ આપણે મનમા નિર્ધારિત પદાર્થને શબ્દદ્વારા પ્રગટ કરીએ છીએ તેમા શબ્દ કઇ વસ્તુને આધારે અને કઇરીતે અર્થને પ્રતિપાદન કરેછે તે જાણવુ જોઇએ.

દાખના તરીકે કોઈ બાળક આગળ કોઇ માણુસ કહે કે 'ઘડો લાવો' ત્યારે તેની આગળ કોઇ માણુસ ઘડો લાવે ત્યારે તે બાળક 'ઘડો' તે શબ્દનો અર્થ સ્હેજે સમજી જાયછે પરંતુ ઘડો લાઓ એનો અર્થ સમજતો નથી ફરી તે બાળક આગળ કહેવામા આવે કે 'સાદડી' લાવો ત્યારે સાદડી રજુ કરે અને તે જોઇ તે બાળક નિર્ણય કરે કે ક્રિયા તો એકસરખી થાય છે પરંતુ વસ્તુ જુદી છે માટે આવી ક્રિયા હોય ત્યા 'લાઓ' શબ્દ વાપરવો અને આ ચાલુ વસ્તુને સાદડી કહેવી અને પૂર્વની વસ્તુને ઘડો કહેવો આ પ્રમાણે તે તેનો સામર્થ્ય ને સંકેત દ્વાર ભિન્નભિન્ન વસ્તુનો નિર્ણય કરેછે કારણકે શબ્દ માત્રમા સર્વ અર્થપ્રતિપાદન કરવાની શક્તિ છે પરંતુ જે દેશ અને જે કાળમા જે પદાર્થની પ્રતિપાદક શક્તિમાથે સહકૃત સંકેત હોય તે પ્રમાણે તે અર્થનો બોધ થાય છે

જેમ ઘટશબ્દ ઘટને પ્રતિપાદન કરે છે. તેમ યોગીઓની અપેક્ષાએ શરીરને પણ ઘટ શબ્દ કહેવામાં આવે છે ત્યા અર્થભેદમા ઘટ શબ્દ વપરાય છે તે શક્તિ સહકૃત છે

નૈયાયિકો શબ્દ અર્થને પ્રતિપાદન કરે છે તેમા કેવળ સંકેતજ કારણ છે તેમ માને છે અને સંકેતને પણ ન

માનનાર બૌદ્ધ પક્ષ છે આ બન્ને પક્ષો કઈરીતે વ્યાજબી નથી ને તેની શી માન્યતા છે તે, અને શક્તિ સંકેતનુ વિસ્તૃત સ્વરૂપ શુ છે તે, બન્નેને વિશેષ જીજ્ઞાસુઓએ રત્નાકરથી જોઈ લેવુ

શબ્દની અર્થ પ્રકાશકતા

अर्थप्रकाशकत्वमस्य स्वाभाविकं प्रदीपवद्यथार्थायथार्थत्वे पुनः पुरुषगुणदोषावनुसरत ॥ १२ ॥

અર્થ—દીવાની પેઠે અર્થનો બોધ કરાવવો તે શબ્દને સ્વાભાવિક છે પરતુ તે જ્ઞાનનુ યથાર્થપણુ કે મિથ્યાપણુ તે તો પુરુષના ગુણ દોષને અનુસરે છે

વિશેષાર્થ—પ્રકાશિત દીવો નજીક રહેલી શુભ અથવા અશુભ વસ્તુઓને પ્રકાશિત કરે છે પરંતુ કમળાનો રોગ વાળો કે નિસ્તેજ ચક્ષુવાળો તે ન જોઈ શકે તેમા દીવાનો દોષ ન ગણાય પરતુ તે તે વ્યક્તિનોજ દોષ ગણાય કારણકે દીવાનું તો સ્વાભાવિક સામર્થ્યજ છે કે પાસે રહેલી તે તે વસ્તુઓનો પ્રકાશિત કરવી તેજ પ્રમાણે અહિ આ પણ વક્તાવી બોલાતો શબ્દ શ્રવણેન્દ્રિયદ્વારા શ્રવણગોચર થઈને સ્વાભાવિક રીતે સત્ય, અસત્ય, સારી, નરસી, નિંદ્ય કેસાધ્ય કરનારી વસ્તુવિષયક જ્ઞાન ઉત્પન્ન કરે છે કારણકે આપ્રમાણે તે તે પદાર્થનો બોધ કરાવવો તે શબ્દનુ સ્વાભાવિક સામર્થ્ય છે પરતુ દીવા કરતા આમા એટલી વિશેષતા એ છે કે સકેતને સામર્થ્યે બન્નેવડે શબ્દ અર્થને બોધ કરાવવામા સમર્થ નીવડે છે

આપણે વસ્તુ કે વસ્તુનો વિભાગ જે પ્રમાણે હોય તે પ્રમાણે તે વસ્તુનો કે વસ્તુના વિભાગનો વિચાર કરીએ અને

તે પ્રમાણે તે વસ્તુ કે વસ્તુના વિભાગનો પરને જે વાસ્તવિક બોધ થાય તેને યથાર્થ બોધ કહેવામા આવે છે ને તેથી ઉલટ કે વિપરીત બોધ થાય તેને અયથાર્થ કહેવામા આવે છે

હવે શબ્દદ્વારા જે બોધ થાય છે તેમા યથાર્થ અથવા અયથાર્થ એવા જે બોધના બે ભેદો થાય છે તેમા શબ્દ કારણ નથી પરતુ શબ્દનો ઉચ્ચારક છે કારણકે તે સુશીલ કે આપ્ત હોય તો યથાર્થ બોધ થાય અને દુર્ગુણી કે અનાપ્ત હોય તો અયથાર્થ બોધ થાય છે આરીતે શબ્દદ્વારા યથાર્થ કે અયથાર્થ બોધ થવામા પુરુષના ગુણદોષ કારણરૂપે રહે છે નહિ કે શબ્દનું સ્વાભાવિક સ્વરૂપ કારણ રૂપે છે

દાખલાતરીકે અમદાવાદના માણસ પ્રત્યે હુ હૃદયમા "આ માણસ અમદાવાદનો છે તે વિચાર કરૂ છુ હવે તે વિચાર પ્રમાણે હુ બોલુ કે 'આ માણસ અમદાવાદનો છે,' ને તે શબ્દદ્વારા જે પરને બોધ થાય તે યથાર્થ છે કારણકે મારા હૃદયનો જે વિચાર જે અર્થને અનુસરીને ચાલે છે તેજ અર્થને અનુસરતો પરને બોધ થાય છે

તેજપ્રમાણે હુ અમદાવાદના નહિ તેવા માણસ પ્રત્યે આ માણસ અમદાવાદનો છે તે પ્રમાણે વિચાર કરૂ ને બોલુ કે 'આ માણસ અમદાવાદનો છે' ને તે શબ્દદ્વારા જે પરને બોધ થાય છે તે અયથાર્થ છે કારણકે મારો હૃદયનો વિચાર સત્ય અર્થને અનુસરતો નથી અને પરને નિશ્ચયરૂપ બોધ થાય છે તે પણ સત્ય અર્થને અનુસરતો નથી એટલે વિચાર જે અર્થને અનુસરીને થવો જોઇએ તે પ્રમાણે બોધ નથી. આથી આપણે 'આ માણસ અમદાવાદનો છે' એ શબ્દદ્વારા જે

બોધ થાય છે તે યથાર્થ પણ થાય છે ને અયથાર્થ પણ થાય છે યથાર્થ બોધ ત્યારે થાય કે માણસ જે પ્રમાણે વસ્તુ હોય તે પ્રમાણે તેનો વિચાર કરીને બોલે અને અયથાર્થ બોધ ત્યારે થાય કે વસ્તુ જે પ્રમાણે હોય તે પ્રમાણે ન જાણે અને પોતાના અસત્ય જાણ્યા પ્રમાણે કહે તેમજ સત્ય જાણ્યા છતા ખોટુ કહેતો પણ અયથાર્થ બોધ થાય

આરીતે શબ્દો એક હોવા છતા સાચો અને ખોટો બોધ થાય છે તેમા શબ્દ કારણ નથી પણ પુરુષના ગુણ દોષ કારણ રૂપે હોય છે કદાચ શબ્દનેજ સાચા ને ખોટા બોધ કરનાર તરીકે ગણીએ તો જગતમા સજ્જન દુર્જનનો વ્યવહારજ ન ટકે કારણકે તેમ માનતા સાચો અને ખોટો બોધ શબ્દદ્વારા આપો આપ થઇ જાય પરન્તુ સમ્યગ દર્શની વક્તા હોયતો શુદ્ધ બોધ થાય છે અને મિથ્યાત્વી હોયતો અશુદ્ધ બોધ થાય છે એ પ્રમાણે સર્વને પ્રસિદ્ધ છે

આરીતે શબ્દ દીવાની પેઠે સ્વાભાવિક સામર્થ્ય અને સંકેતવડે વસ્તુનો બોધ કરાવે છે

હવે તે ધ્વનિના સાત પ્રકાર

सर्वत्राय ध्वनिर्विधिप्रतिषेधाभ्यां सप्तभङ्गीमनुगच्छति॥१३॥

અર્થ—સર્વઠેકાણે આ ધ્વનિ વિધિ અને નિષેધવડે પોતાના અર્થને જણાવતા સાત પ્રકારનો થાય છે

વિશેષાર્થ—દરેક પદાર્થમા સદ્, અસદ્, નિત્ય, અનિત્ય આદિ અનેક ધર્મો હોય છે માટે દરેક પદાર્થ અનેક ધર્મયુક્ત હોય છે આવા અનેક ધર્મવાળા પદાર્થને વિષે વિધિ અને પ્રતિષેધવડે પ્રવર્તતો શબ્દ સાત પ્રકારે ઘટી શકે છે

પદાર્થ જે સ્વરૂપથી હોય તે સ્વરૂપે કહેનાર વક્તા પ્રમાણિક ગણાય છે હવે પદાર્થને યથાર્થ સ્વરૂપે કહેવાને માટે પ્રવર્તતો શબ્દ ત્યારેજ સમર્થ થાય કે જો તે સપ્તભંગીને અનુસરે કારણકે તેને અનુસર્યાવિના શબ્દ યથાર્થરૂપથી અર્થને નથી જણાવી શકતો

**સપ્તભંગીનુ સ્વરૂપ નિરૂપણ**

एकत्र वस्तुन्येकैकधर्मपर्यनुयोगवशादविरोधेन व्यस्तयोः समस्तयोश्च विधिनिषेधयोः कल्पनया स्यात्काराङ्कितः सप्तधा वाक्प्रयोगः सप्तभङ्गी ॥१४॥

**અર્થ**—એકજ વસ્તુમા એકેક ધર્મસબધી પ્રશ્નને અનુસરીને વિરોધવિના જુદા જુદા કે એકત્રિત વિધિ અને નિષેધની કલ્પનાવડે 'સ્યાત્' શબ્દ વડે કરીને સહિત પ્રવર્તતા સાત પ્રકારના વચનના પ્રયોગને સપ્તભગી કહે છે

**વિશેષાર્થ**—તત્ત્વાર્થકાર ઉમાસ્વાતિ મહારાજ **પ્રમાણનયૈરધિગમ** (અધ્યાય ૧ સૂત્ર ૫) આ સૂત્રમુકી તેઓ જણાવે છે કે પદાર્થોનો બોધ પ્રમાણ અને નય બન્ને દ્વારા થાય છે આ સૂત્રમા જે અધિગમ મુકવામા આવે છે તે અધિગમ સ્વાર્થ અને પરાર્થ એમ બે પ્રકારે છે મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ અને કેવળજ્ઞાનરૂપ અધિગમ છે તે સ્વાર્થાધિગમ છે અને જે વચનરૂપ અધિગમ છે તે પરાર્થાધિગમ છે

---

५ प्राश्निकप्रश्नज्ञानप्रयोज्यत्वे सति एकवस्तुविशेष्यकाविरुद्ध विधिप्रतिषेधात्मकधर्मप्रकारकबोधजनकसप्तवाक्यपर्याप्तसमुदायत्वं ।

સપ્તભંગીતરંગિણી પૃ.

હવે આ પરાર્થાધિગમ પ્રમાણાધિગમ અને નયાધિગમ તે રીતે બે પ્રકારે થાય છે આ બેમા જે વાક્ય દ્વારા પદાર્થની સપૂર્ણરૂપે બોધ થાય તેને પ્રમાણાધિગમ કહે છે અને જેની દ્વારા દેશત વસ્તુનુ ભાન કરવામા આવે તેને નયરૂપ પરાર્થાધિગમ કહે છે

આ બન્ને પ્રકારના પરાર્થાધિગમ વિધિ અને પ્રતિષેધની મૂખ્યતાને લઈને સાત પ્રકારના થાય છે અને તે સાતપ્રકારના બન્ને અધિગમને અનુક્રમે પ્રમાણસપ્તભગી અને નયસપ્તભગી કહેવામા આવે છે

આ સપ્તભગી કેવળ વાગ્જાળ નથી પરતુ વસ્તુમાનનુ ઉપમા ઉડુ સચોટજ્ઞાન શબ્દદ્વારા પ્રતિપાદન કરવુ હોયતો તે આ સપ્તભગી સિવાય અસભવિત છે આ સપ્તભગીમા એકના એક પદાર્થ વિષયક અને તે દરેક પદાર્થના એકેક ધર્મનુ પ્રતિપાદન આ સાતપ્રકારે થાય છે અને આ સાત પ્રકારે થવાનુ કાઈપણુ કારણુ હોયતો તે પદાર્થના કે તે ધર્મના સ્વરૂપ જાણવા માટે તદ્વિષયક સાત પ્રશ્નો અને તેને અનુસરતી ઉત્તરને મેળવવા માટે સાત પ્રકારની જિજ્ઞાસા થાય છે અને તે સાત પ્રકારની જિજ્ઞાસાઓના જવાબરૂપે સપ્તભગમય વાક્ય રચના થાય છે અને તે સાત વાક્યની રચનાનેજ સપ્તભગી કહે છે

આ સપ્તભગીમા સાત વાક્યનો સમુદાય હોય છે માટે આપણે તેને સપ્તભગી કહીએ છીએ કારણકે એકજ વસ્તુ કે તેના એકજ ધર્મવિષયક વ્યસ્તકે સમસ્ત વિધિ અને નિષેધની યોજનાથી વધુ કે ઓછા વિકલ્પ સભવતા નથી

આ સૂત્રમા 'एकत्र वस्तुनि' એ પદ એટલા માટે

મુકવામા આવેલ છે કે સાતપ્રકારની જિજ્ઞાસાદ્વારા સપ્તભંગીનો પ્રયોગ કરવામા આવે છે અને તે સાતે ભંગો એકજ વસ્તુ સબંધી હોના જોઈએ પરન્તુ ભિન્ન ભિન્ન વસ્તુ સબંધી ન હોવા જોઈએ કારણકે તેમ કરવામા આવેતો વ્યવસ્થા વિના અનેક ભંગો થઈ જાય

તમજ ' अविरोधेन ' એ શબ્દ એટલામાટે મુકવામા આવ્યો છે કે જેનું પ્રતિપાદન કરતા હોઈએ તે પદાર્થ પ્રત્યક્ષાદિ પ્રમાણથી વિરુદ્ધ હોયતો તેના ભંગો સત્ય ન બની શકે કારણકે વસ્તુ પ્રત્યક્ષ કે આગમ વિરુદ્ધ હોયતો તે વસ્તુ સબંધી જે બોધ થાય તે ખોટો બોધ થાય છે જેમકે स्यादस्त्येव वन्ध्यापुत्र स्यान्नास्त्येव वन्ध्यापुत्र વિગેરે ભંગ ખોટા છે કારણકે તે પ્રત્યક્ષ વિરુદ્ધ છે

આ સૂત્રમા જે ' स्यात् ' શબ્દ મુકવામા આવ્યો છે તે સ્યાદ્ શબ્દના અનેકાન્ત વિધિ અને વિચાર વિગેરે ઘણા અર્થો થાય છે છતા અહિંતો તેનો અનેકાન્ત અર્થ જ ઉપયોગી છે આ સ્યાદ્શબ્દ જે પદાર્થ અથવા ધર્મના સાતભંગ કરવામા આવે છે તે દરેકમા જોડવામા આવે છે જેમકે, ' स्यादस्त्येव घट ' આ ભંગનો અર્થ અનેક ધર્મવાળો ઘટ હોવા છતા તેમા અસ્તિત્વ ધર્મનો સ્વીકાર છે તે જણાવે છે.

હવે અહિં એક શંકા એ ઉપસ્થિત કરવામા આવે છે કે સ્યાદ્ શબ્દજ જ્યારે અનેક ધર્મનો બોધ કરે છે ત્યારે અસ્તિ વિગેરેનો શબ્દપ્રયોગ નિરર્થક છે કારણકે અસ્તિ શબ્દથી પ્રતિપાદ્ય સત્વરૂપ ધર્મ તેપણ અનેક ધર્મને પ્રતિપાદન કરનાર સ્યાદ્ શબ્દથી પ્રતિપાદિત થઈ જાય છે

પરંતુ ઉપરોક્ત શંકા અયુક્ત છે, કારણકે સ્યાદ્ શબ્દ અનેકાન્ત ધર્મને પ્રતિપાદન કરનાર છે અને તેમાં અસ્તિત્વરૂપ ધર્મનો બોધ થાય છે તે સત્ય છે છતાં તે સામાન્ય પણે થાય છે માટેજ તેના વિશેષ બોધને માટે અસ્તિ શબ્દની સાર્થકતા ઉભીજ રહે છે

તેમજ શબ્દમાત્ર અર્થનો સામાન્ય બોધ કરે છે પરંતુ વિશેષ બોધ માટે વિશેષ શબ્દની જરૂર રહે છે માટેજ અહિં પણ વિશેષ બોધ માટે અસ્તિ શબ્દ આવશ્યક છે દાખલાતરીકે 'વૃક્ષ' આ શબ્દ તમામ સામાન્યપણે વૃક્ષ જાતિને પ્રતિપાદન કરનાર છે પરંતુ તેના વિશેષ પ્રતિપાદન માટે તેની આગળ 'પનસ' શબ્દ મુકીએતો જ પનસનું ઝાડ એ પ્રમાણે બોધ થશે આરીતે આ સ્યાદ્ શબ્દનો વાચક પક્ષ છે

સ્યાદ્ શબ્દ દ્યોતક પણ છે આ દ્યોતકપક્ષમાં સ્યાદ્ શબ્દનો કાંઈ નવીન અર્થ નથી પરંતુ અનેક ધર્માત્મક જે પદાર્થ અસ્તિ વિગેરે ધર્મથી પ્રતિપાદન કરવામાં આવે છે તે પદાર્થને આ સ્યાદ્ શબ્દ અનેક ધર્માત્મક છે તે પ્રમાણે શબ્દથી પ્રકાશિત કરે છે અને જો તેમ ન માનવામાં આવેતો અનેકાન્તવાદ સિદ્ધ થવો મુશ્કેલ બને

જેઓ સ્યાદાદનું પુરેપુરૂ સ્વરૂપ બરાબર જાણે છે તેઓને સ્યાદ્ શબ્દની દરેક ભંગ આગળ મુકવાની જરૂર રહેતી નથી કારણકે તેઓ પદાર્થ સાથે પોતાની મેળેજ સ્યાદ્ શબ્દ સમજી લેશે બાકીનાઓ જે તેથી અજ્ઞ છે તેઓને માટેતો સ્પષ્ટ સમજના ખાતર સ્યાદ્ શબ્દ ખાસ આવશ્યક છે

આ રીતે આ સપ્તભંગી કોઈપણ પદાર્થકે ધર્મવિષયકના સચોટ જ્ઞાનમાં જરૂરને જરૂર આવશ્યક છે

મુકવામા આવેલ છે કે સાતપ્રકારની જિજ્ઞાસાદ્વારા સપ્તભંગીનો
પ્રયોગ કરવામા આવે છે અને તે સાતે ભંગો એકજ વસ્તુ
સબંધી હોવા જોઇએ પરન્તુ ભિન્ન ભિન્ન વસ્તુ સબંધી ન
હોવા જોઈએ કારણકે તેમ કરવામા આવેતો વ્યવસ્થા વિના
અનેક ભંગો થઈ જાય

તેમજ 'अविरोधेन' એ શબ્દ એટલામાટે મુકવામાં
આવ્યો છે કે જેનુ પ્રતિપાદન કરતા હોઈએ તે પદાર્થ
પ્રત્યક્ષાદિ પ્રમાણથી વિરુદ્ધ હોયતો તેના ભંગો સત્ય ન બ
ગકે કારણકે વસ્તુ પ્રત્યક્ષ કે આગમ વિરુદ્ધ હોયતો તે વસ્તુ
સબંધી જે બોધ થાય તે ખોટો બોધ થાય છે જેમ
स्यादस्त्येव वन्ध्यापुत्र स्यान्नास्त्येव वन्ध्यापुत्र વિગે
ભંગ ખોટા છે કારણકે તે પ્રત્યક્ષ વિરુદ્ધ છે

આ સૂત્રમા જે 'स्यात्' શબ્દ મુકવામા આવ્યો
તે સ્યાદ્ શબ્દના અનેકાન્ત વિધિ અને વિચાર વિગેરે ઘણ
અર્થો થાય છે છતા અહિંતો તેનો અનેકાન્ત અર્થ
ઉપયોગી છે આ સ્યાદ્શબ્દ જે પદાર્થ અથવા ધર્મના સા
ભંગ કરવામા આવે છે તે દરેકમા જોડવામા આવે છે જેમ
'स्यादस्त्येव घट ' આ ભંગનો અર્થ અનેક ધર્મવાળો
હોવા છતા તેમા અસ્તિત્વ ધર્મનો સ્વીકાર છે તે જણાવે

હવે અહિં એક શંકા એ ઉપસ્થિત કરવામા આવે છે
સ્યાદ્ શબ્દજ જ્યારે અનેક ધર્મનો બોધ કરે છે ત્ય
અસ્તિ વિગેરેનો શબ્દપ્રયોગ નિરર્થક છે કારણકે અસ્તિ
શબ્દથી પ્રતિપાદ્ય સત્ત્વરૂપ ધર્મ તેપણ અનેક ધર્મ
પ્રતિપાદન કરનાર સ્યાદ્ શબ્દથી પ્રતિપાદિત થઈ જાય

પદ વિશેષણ છે કારણકે જ્યા સમાન વિભક્તિવાળા પદ હોય ત્યા દ્રવ્યની વિશેષ્યતા અને ગુણની વિશેષણતા એવો નિયમ વ્યાજબી તેરીકે સ્વીકારવામા આવેલ છે

આપણે પૂર્વના સૂત્રમા સ્યાદ્ સબધી વિચારતો કરી ગયા છીએ। પરતુ एव પદ શામાટે દરેક ભગમા વાપરવામા આવે છે અને તેની શી સાર્થકતા છે તે આપણે હવે જોવી જોઇએ

કોઇપણ પદાર્થ વિષયક બોધ તેથી વિરુદ્ધમા જતો સભવનો હોય તો તેને દૂર કરવા માટે જકાર ( एव ) મુકવામા આવે છે તેજ પ્રમાણે ' स्यादस्त्येव ' તેમ ભગમા एव પદ એટલા માટે સાર્થક છે કે સ્વરૂપ આદિથી સર્વ અનેકાન્ત પદાર્થનુ અસ્તિત્વજ છે નહિ કે સ્વરૂપથી તે પદાર્થમા નાસ્તિત્વ પણ છે તેમ માની શકાય

આ एव ના પણ દ્યોતક અને વાચક એમ બન્ને પક્ષ છે અને તે અહિ અવધારણરૂપ અર્થને બતાવનાર છે આ एव પદ વાક્યની અદર અવધારણરૂપ અર્થને બતાવવામાટે ભિન્ન ભિન્ન રીતે વાક્યમા ત્રણરીતે વાપરવામા આવે છે અને તે અયોગ-વ્યવચ્છેદક અન્યયોગવ્યવચ્છેદક અને અત્યન્તાયોગવ્યવચ્છેદક એમ ત્રણ પ્રકારે ૭અવધારણ બતાવે છે

અયોગવ્યવચ્છેદક—જો एवपद નો વિશેષણની સાથે સબધ હોય તો તે પદાર્થની અદર રહેલ ધર્મની અયોગતા

૭ एवकार त्रिविध अयोगव्यवच्छेदबोधक अन्ययोगव्यवच्छेद बोधक अत्यन्तायोगव्यवच्छेदबोधकश्च

तद्यथा—સપ્તભંગીનું સ્વરૂપ—

તેમાં—સપ્તભંગીનો પ્રથમભંગ—

" स्यादस्त्येव सर्वम्" इति विधिकल्पनया प्रथमो भंग ॥१

અર્થ—જેમકે " સર્વ વસ્તુ કથંચિત્ છે જ " આ વિધિકલ્પનાથી પ્રથમ ભંગ છે

વિશેષાર્થ—આમાં ' સ્યાત્ ' શબ્દ અનેકાન્ત અર્થનો દ્યોતક છે કથંચિત્ સ્વદ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવરૂપે વિધિઅંશનું પ્રધાનતાથી અને નિષેધ અંશનું ગૌણતાથી પ્રતિપાદન કરવું એજ પ્રથમ ભંગનો ફલિતાર્થ છે

દાખલાતરીકે, ઘટાદિ પદાર્થ પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી વિદ્યમાન છે પરંતુ પરદ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી વિદ્યમાન નથી

સ્વ દ્રવ્યથી ઘડો એ પાર્થિવપણાએ છે પરંતુ પરદ્રવ્ય જલ વિગેરે પણાથી નથી ઘડો સ્વક્ષેત્ર પાટલિપુત્ર વિગેરેથી છે પરંતુ કાન્યકુબ્જ વિગેરે અન્યદેશોરૂપ પરક્ષેત્રથી નથી ઘડાએ વર્તમાનકાલિન શિશિર વિગેરે ઋતુઓથી છે પરંતુ આગામિ વસંત વિગેરે ઋતુથી નથી તેમજ ઘડો પોતાના શ્યામ ભાવ કાળારંગ વિગેરેએ છે પરંતુ પરભાવ લાલ વિગેરે રંગથી નથી

' स्यादस्त्येव सर्वम् ' તેજ પ્રમાણે स्यादस्त्येव घट विगेरेमा ઘટ દ્રવ્યરૂપ હોવાથી વિદ્યમાન છે અને અસ્તિ

१ पर्यायास्तिकस्य सद्भावपर्याये वा, सद्भावपर्यायाणां सद्भावपर्यायेषु
– अदिष्ट द्रव्य वा द्रव्ये वा द्रव्याणि वा सत् । तत्त्वार्थ पृ ४१२

રહેલા નીલગુણને પોતાને આધીન કરતુ નથી તેમજ નીલપણુ પણ સમગ્ર કમળોમા વ્યાપ્ત થતુ નથી આ રીતે બ નેમા વ્યભિચાર આવતો હોવાથી ક્રિયાપદ પાસે રહેલ एव અત્યન્ત અયોગ–નીલતાનો કમળ સાથે અત્યન્ત અસબધ તેનો વ્યવચ્છેદક–નિરાસ કરનાર છે એટલે બધા કમળો નીલા ન હોય અને જે નીલા હોય તે બધા કમળ ન હોય તે અર્થ જણાવે છે કારણકે કોઇએક રક્ત કમળોમા નીલપણુ ન હોવાછતા नीलकमल भवत्येव એવો પ્રયોગ બને છે તેપ્રમાણે અહિ પ્રસ્તુત ઉદાહરણમા કોઇઘડામા અસ્તિત્વપણુ ન હોવા છતા स्याद्स्त्येव घट એવો પ્રયોગ સભવી શકતો નથી કારણકે અસ્તિત્વ વિનાની વસ્તુજ ન હોઇ શકે આ રીતે અહિ અત્યન્તાયોગ નથી હવે જો અન્યયોગવ્યવચ્છેદ ન માનવામા આવેતો ઘડા વિગેરેમા કથન કરવાને ઇષ્ટ સ્વસ્વરૂપથી અસ્તિત્વ તેની પેઠે અયોગ્ય નાસ્તિત્વની વ્યાવૃતિ નથાય પરતુ અહિ તો एव શબ્દ સ્વરૂપથી અસ્તિત્વજ છે પરતુ પરરૂપથી અયોગ્યનાસ્તિત્વ તે સ્વરૂપ નથી તે જણાવવામાટે વાપરવામા આવ્યો છે

આરીતે ઉપરનો एवकार ત્રણ પ્રકારનો પૂર્વોક્ત રીતેજ વ્યવચ્છેદક છે તે એકાત નથી પરતુ જ્યા જે પ્રકારે ઘટતો હોય ત્યા તે જરૂર તે પ્રકારે ઘટાવી શકાય પરતુ અહિ તો દરેક ભ ગોમા અત્યન્ત અયોગ વ્યવચ્છેદ નથી ઘટતા પરતુ અયોગ વ્યવચ્છેદજ ઘટે છે

આ एव અને स्याद् બન્ને શબ્દનો પ્રયોગ જેઓ સ્યાદ્વાદની શૈલીને યથાર્થ સમજતા નથી તેને માટે જરૂર

તેને તે દૂર કરે છે ત્યારે તેને અયોગવ્યવચ્છેદક કહેવામાં આવે છે જેમકે, 'शंख पाण्डुर एव ' આમાં પાંડુર પાસે રહેલો एव શબ્દ શંખમાં શ્વેતપણાના અયોગને દૂર કરે છે

અન્યયોગ વ્યવચ્છેદ—જો एवपद ને વિશેષ્યની સાથે જોડવામાં આવેલ તે વિશેષ્ય સિવાયના બીજા પદાર્થમાં રહેલા તે ધર્મના યોગને દૂર કરે છે જેમકે, 'पार्थ एव धनुर्धरः' આમાં અર્જુનજ ધનુર્ધારી છે તેમ કહેવાથી ધનુર્ધારીપણાનો યોગ દુર્યોધન વિગેરેમાં હોયતો તેનો આ एव જોડવાથી નિરાસ થાય છે

અત્યન્તાયોગવ્યવચ્છેદક—જો एव પદ ક્રિયા સાથે જોડવામાં આવેલ તે અત્યન્ત અયોગતાને દૂર કરે છે જેમકે, नीलसरोज भवत्येव કમળનીલું હોય છેજ

જો ન સભંગીમાં પણ ઉપરોક્ત નિયમને અનુસરીએ તો 'स्यादस्त्येव ' ત્યા આગળ एव ક્રિયાપદ સાથે આવેલું હોવાથી અત્યન્તાયોગ વ્યવચ્છેદ માનવો પડે છતાપણ અત્યન્તાયોગ વ્યવચ્છેદ ન માનતા અયોગ વ્યવચ્છેદ અર્થ માનવો તેજ વ્યાજબી છે કારણકે વિશેષણ વિશેષ્ય કે ક્રિયાસાથે एव કાર આવવાથી નિશ્ચયે અયોગ, અન્યયોગ અને અત્યન્તાયોગનો વ્યવચ્છેદ થતો નથી પરંતુ બહુલતાએ થાય છે જેમકે, ज्ञान अर्थ गृह्णात्येव ' અહિઆ ક્રિયા સાથે एव પદ હોવા છતા અત્યન્તાયોગ વ્યવચ્છેદ ન થતા અયોગવ્યવચ્છેદ થયા છે આવીરીતે બીજા પણ ઉદાહરણોમાં બની શકે છે

'नील सरोज भवत्येव' ત્યા આગળ કમળ સમગ્ર દ્રવ્યમાં

હોય છે જો ઘડામા સ્વક્ષેત્રથી સત્ત્વ છે તેમ પરક્ષેત્રથી પણ ઘડાના સત્ત્વ માનવામા આવેતો ઘડો જગતભરમા વ્યાપક માનવો પડે અને તેમ થાયતો જગતમા બીજા કોઇ પદાર્થનો અવકાશજ ન રહે તેટલા માટે પરક્ષેત્રની મૂખ્યતાથી વસ્તુનો નિષેધ સિદ્ધ થાય છે

વસ્તુના પરિણમનને કાળ કહે છે સંધ્યા સવાર વિગેરે વસ્તુને પરિણમનકરનાર હોવાથી કાળ કહેવાય છે જે કાળની અંદર જે વસ્તુ જે પર્યાયથી વર્તતી હોય તે પદાર્થનો તે કાળ સ્વકાળ અને તેને કાળસ્વરૂપ કહેવાય અને તે શીવાયનો સર્વકાળ તે પરકાળ ને તે કાળપરરૂપ છે અને આ પરકાળથી પદાર્થમા નિષેધને મૂખ્ય ગણવામા આવે છે જો સ્વકાળની પેઠે પરકાળથી પણ પદાર્થને સત્ત્વ ગણવામા આવેતો સર્વવસ્તુ સર્વકાળે મળવી જોઇએ અને તેમ માનતા ઘડો વિગેરે પદાર્થો નિત્ય થઇ જાય માટે પરકાળને લઇ ને નિષેધ મૂખ્ય હોય છે

વસ્તુના સ્વભાવ તથા શક્તિને ભાવ કહે છે ઘડો જે રંગનો હોય તે ઘડાનો સ્વભાવ તે સ્વરૂપ છે અને ઘડા સિવાયનો જે રંગ હોય તે પરભાવ ને તે પરરૂપ છે આ પરરૂપથી ઘડાનો નિષેધ મૂખ્ય છે જો ઘડાના સ્વભાવથી ઘડામા સત્ત્વ માનવામા આવે તેમ જો પરભાવથી પણ તેમા સત્ત્વ માનવામા આવેતો કોઇ ઠાઇને ઘડાનો નિયતભાવ ન રહે પરંતુ તે રીતે તો સર્વ સ્થળે ઘડોજ નજરે પડવો જોઇએ

દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી સ્વરૂપ અને પરરૂપ માનવામા આવે છે તેજ પ્રમાણે નિક્ષેપથી નયથી અને અવ

આવશ્યક છે પરંતુ જેઓ સ્યાદ્વાદના સ્વરૂપમાં કુશળ છે તેઓ તો આ બે પદ ન મુકવામાં આવ્યા હોય તોપણ તેના અર્થની ઘટના આપો આપ કરી શકે છે અને તેને માટે બન્નેના શબ્દ પ્રયોગની ખાસ જરૂર નથી

આરીતે स्यात्, एव અને अस्ति ત્રણે શબ્દોની પ્રથમ ભંગમાં શી સાર્થકતા છે તે જણાવી

સપ્તભંગીમાનો બીજો ભંગ

"स्यान्नास्त्येव सर्वम्" इति निषेधकल्पनया द्वितीय ॥१६॥

અર્થ—"સવ વસ્તુ કથંચિત્ નથીજ" આ નિષેધની મુખ્યતાથી બીજો ભંગ છે

વિશેષાર્થ—આ ભંગ પરદ્રવ્ય-ક્ષેત્ર કાળ અને ભાવ રૂપે પદાર્થના નિષેધ અંશનું મુખ્યતાએ પ્રતિપાદન અને ગૌણપણે વિધિનું પ્રતિપાદન કરવામાં ઉપયુક્ત છે

ગુણોનો આધાર તે દ્રવ્ય ઘડાનું માટીએ સ્વદ્રવ્ય કહેવાય, પરંતુ જસત્ તાંબુ વિગેરે પરદ્રવ્ય કહેવાય અને જ્યારે પરદ્રવ્યની મુખ્યતા હોય ત્યારે નિષેધ મુખ્ય હોય છે અને જો સ્વદ્રવ્યથી સત્ત્વ છે તેમ પરદ્રવ્યથી પણ જો સત્ત્વ કહેવામાં અવેતો કોઇપણ પદાર્થનો નિષેધજ ન થઇ શકે

જેટલા આકાશ પ્રદેશને વિષે દ્રવ્ય આશ્રયીને રહે તે આકાશપ્રદેશો તે પદાર્થનું સ્વક્ષેત્ર છે ને બીજા ક્ષેત્રો તે પરક્ષેત્ર છે જ્યારે પરક્ષેત્રની વિવક્ષા હોય ત્યારે નિષેધ મુખ્ય

૮ असद्भावपर्याये वा असद्भावपर्यायोर्वा असद्भावपर्यायेषु वा आदिष्टं द्रव्यं वा द्रव्ये वा द्रव्याणि वा असत्त्वम्। तत्त्वार्थ પૃ ४१४

જેમકે, પુદ્ગળ વિગેરે પદાર્થો — વિપક્ષ દૃષ્ટાન્ત
અહિંઆ પ્રાણવાળાપણુ છે — ઉપનય
તેથી વૃક્ષો ચૈતન્યવાળા છે — નિગમન

આ અનુમાનમા નિશ્ચિતધર્મી પક્ષતરીકે 'આ મનુષ્ય' છે ને તેમા સ્વરૂપથી પ્રાણવાળાનું સત્ત્વ છે અને સાધ્યધર્મ રહિત નિશ્ચિતવિપક્ષ તરીકે પુદ્ગલ છે ને તેમા પ્રાણવાળારૂપ હેતુનું પરરૂપથી અસત્ત્વ છે

આમા પક્ષતરીકે ગ્રહેલ મનુષ્યમા પરરૂપ જડપણાથી અસત્ત્વ છે પરન્તુ સ્વરૂપચૈતન્યથી પ્રાણવાળાનું સત્ત્વ છે પરરૂપપણાથી હેતુનુ અસત્ત્વ જેમ માનવામા આવે છે તે પ્રમાણે સ્વરૂપચૈતન્યથી પણ પ્રાણવાળા હેતુનુ અસત્ત્વ માનવામા આવેતો જગતમા કોઈ ચૈતન્યજ ન બની શકે આરીતે સ્પષ્ટસિદ્ધ થાયછે કે તેઓએ પણ પોતાની માન્યતામાજ સત્ત્વ અને અસત્વ એ બન્નેનો સ્વીકાર એક દ્રવ્યમા કરેલો છે આથી એકજ વસ્તુમા સત્ત્વ અને અસત્ત્વ એ બન્ને વ્યવસ્થીત ઘટી શકે છે

સપ્તભગીમાનો ત્રીજો ભગ—

'स्यादस्त्येव स्यान्नास्त्येव' इति क्रमतो विधिनिषेधकल्पनया तृतीय' ॥१७॥

અર્થ—'સર્વવસ્તુ કથચિત્ છેજ કથચિત્ નથીજ' એ પ્રમાણે, ક્રમે વિધિ અને નિષેધની કલ્પનાવડે ત્રીજો ભગ થાય છે

વિશેષાર્થ —સત્ત્વ એટલે વૃતિમાનપણુ અને અસત્ત્વ એટલે અવિદ્યમાનપણુ અથવા અભાવનું પ્રતિયોગિપણુ આ

અહિં એક શંકા એ ઉઠાવવામાં આવે છે કે પહેલા ભાગની અપેક્ષાએ બીજા ભાગમાં કોઈપણ જાતની નવીનતા નથી કારણકે જેને તમે સ્વરૂપથી સત્ત્વ માનોછો તેજ પરરૂપથી અસત્ત્વ છે આથી તેમાં કોઈ નવો ફેરફાર ન હોવાથી એ ભાગ જુદા માનવાની કાંઈપણ આવશ્યકતા હેતી નથી

**સમાધાન**—ઉપરોક્ત શંકા વ્યાજબી નથી કારણકે ઘટ વિગેરેમાં સત્ત્વ માટી વિગેરે દ્રવ્યની સ્વરૂપતાને લઈને માનવામાં આવે છે ( નહિકે કાષ્ઠ વિગેરે દ્રવ્યોની તેમાં અપેક્ષા ગણવામાં આવે છે ) અને ઘડામાં અસત્ત્વ માનવામાં આવે છે તે માટીને છોડીને પરદ્રવ્યની અપેક્ષાને લઈને માનવામાં આવે છે કારણકે પટની આચ્છાદાન ક્રિયા ઘડામાં થતી નથી આથીતે અવચ્છેદકનો ભેદ હોવાથી બન્નેનો ભેદ છે

આ સત્ત્વ અને અસત્ત્વને ભિન્ન તરીકે ન માનવામાં આવે તો બૌદ્ધોના હેતુનું ત્રણરૂપપણું અને નૈયાયિકોનો પંચરૂપ હેતુ વગેરે ગણાશે નહિ કારણકે હેતુના પોતાના સ્વરૂપથી પક્ષમાં સત્ત્વ માનવામાં આવે છે અને પોતાનાથી ભિન્ન પરરૂપથી વિપક્ષમાં હેતુનું અસત્ત્વ માનવામાં આવે છે

(ઉદાહરણ તરીકે) વૃક્ષો ચૈતન્ય વાળા છે — પ્રતિજ્ઞા

કારણ કે તેઓ પ્રાણવાળા છે — હેતુ

જે જે પ્રાણવાળા હોય તે તે ચૈતન્યવાળા હોય છે જેમકે આ માણસ — સપક્ષદૃષ્ટાન્ત

જે ચૈતન્યવાળા નથી હોતા તે પ્રાણવાળા નથી હોતા જેમ

આજરીતે કથચિત્ સત્ત્વ, અને કથચિત્ અસત્ત્વ, તે બેની અપેક્ષાએ ક્રમાર્પિત ઉભયને પૃથક્ તરીકે આપણે જરૂર સ્વીકારવો જોઇએ

ક્રમથી અર્પિત સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયથી સત્ત્વના આશ્રયભૂત અને પરદ્રવ્યાદિ ચતુષ્ટયથી અસત્ત્વના આશ્રયભૂત વટ છે એ આ ત્રીજાભગનો અર્થ છે

આમા અનન્ત ધર્મવાળી વસ્તુઓ વિશેષ્ય છે અને ક્રમાર્પિત વિધિ પ્રતિષેધ એ વિશેષણ છે

**સપ્તભગીનો ચોથો ભગ.**

**'स्यादवक्तव्यमेव' इति युगपद्विधिनिषेधकल्पनया चतुर्थो भग ॥ १८ ॥**

**અર્થ**—'સર્વ વસ્તુ કથચિત્ અવક્તવ્યજ છે' એમ એકીસાથે વિધિ અને નિષેધની કલ્પનાથી ચોથો ભગ થાય છે

**વિશેષાર્થ**—કોઈપણ શબ્દ એકી વખતે સત્ત્વ અને અસત્ત્વ બન્નેને પ્રધાનપણે પ્રતિપાદન નથી કરી શકતો કારણકે બન્નેને પ્રધાનતાએ પ્રતિપાદન કરવાની શબ્દશક્તિ નથી અસ્તિ શબ્દ સત્ત્વનેજ પ્રતિપાદન કરે છે પરતુ સત્ત્વ અને અસત્ત્વ બન્નેને પ્રધાનપણે પ્રતિપાદન કરવાનુ તેનામા સામર્થ્ય નથી અને જો પ્રધાનતાએ બન્નેને પ્રતિપાદન કરવાનુ તેનુ સામર્થ્ય માનવામા આવે તો નાસ્તિ શબ્દથી જે બોધ થવો જોઈએ તે પણ અસ્તિ શબ્દદ્વારા થઈ જાય. પરતુ આમતો બનતુજ નથી

રીતે સત્ત્વ અને અસત્ત્વ એ બેમા સ્પષ્ટ ભેદ છે

આ રીતે ભગ ક્રમપૂર્વક સત્ત્વ અને અસત્ત્વની વિવક્ષાથી થાય છે,તો અહિ આગળ એક શકા એ ઉપસ્થિત થાય છે કે સ્યાદસ્ત્યેવ રૂપ પ્રથમ ભગ અને સ્યાન્નાસ્ત્યેવ રૂપ બીજા ભગથી તીજો ભાગો કોઇપણ પ્રકારે વિશેષબોધ કરતો નથી કારણકે પ્રત્યેક સત્ત્વ અને પ્રત્યેક અસત્ત્વની અપેક્ષાથી ક્રમિક સત્ત્વાસત્ત્વમા ખાસ કાઈ ભેદ નથી જેમકે, પ્રત્યેક ઘટ અને પ્રત્યેક પટની અપેક્ષાથી ક્રમિક ઘટ અને પટમા કાઈ ફેરફાર નથી

હવે આ પ્રશ્નને સુક્ષ્મપૂર્વક વિચારવામા આવે તો આપણે આપણા અનુભવદ્વારાજ તે બન્નેનો ફેરફાર સ્હેજે સમજી શકીએ તેમ છીએ કારણકે આપણને વ્યવહારમા પણ પ્રત્યેકની અપેક્ષાથી ક્રમાર્પિત ઉભયમા જરૂરતે જરૂર ભિન્નતા માનવીજ પડેછે જેમકે, આપણે પ્રત્યેક ઘ અને પ્રત્યેક ટ ની અપેક્ષાથી ક્રમાર્પિત ઉભય ટમા જરૂર ભેદ માનીએ છીએ કારણકે ઘથી જે બોધ થાય છે, ટ થી જે બોધ થાયછે, અને ઘટ થી જે બોધ થાય છે, તે ત્રણેમા જરૂરને જરૂર આપણે ભિન્નતા સ્વીકારીએ છીએ તેજરીતે પ્રથમ ભગમા બીજા ભગમા અને ત્રીજા ભગમ આ રીતનીજ પૃથકતા છે અને જો પ્રત્યેક ઘ અને પ્રત્યે ટ થી ઘટ ને પૃથક ન માનવામા આવેતો ઘ ના ઉચ્ચારથ ઘટનુ ભાન થઇ જાય અને ઘટ શબ્દની જરૂરિયાતજ ઉડી જા અને તેજપ્રમાણે મોતી અને મોતીની માળા તે બેમા જે અમુક જાતની પૃથકતા સર્વ માણસ સ્વીકારે છે તેમ પ્રથમ બે ભગથી તીજાને જુદો સ્વીકારવોજ જોઇએ

અનેકના વાચક તરીકે માનવામા આવે છે પરતુ સદૃશતાને લઇને આપણે તેને અનેક છતા સ્થુલ બુદ્ધિથી એક માનીએ છીએ જેમ સમભિરૂઢ નયના મત શબ્દભેદથી અર્થભેદ માનવામા આવે છે તેવીરીતે અહિ પણ અર્થના ભેદથી ગો વિગેરે એક લાગતા શબ્દમા પણ શબ્દભેદ જરૂર માનવો જોઇએ

અને જો તેમ ન માનીએતો ગો શબ્દથી વાચ્ય ગાય, કિરણ, સ્વર્ગ વિગેરેમા અર્થભેદ માની દરેકને માટે જુદા જુદા બીજા અનેક શબ્દ વાપરવા પડે છે તે વ્યવસ્થા પણ નહિતર નિરર્થક થવી જોઇએ પરતુ તેમ તો થતુ નથી

બીજી એક શકા એ ઉપસ્થિત કરવામા આવે છે, કે સત્ત્વ અને અસત્ત્વને પ્રધાનપણાએ એક કાળમા બોધક કોઇ અસ્તિ કે નાસ્તિ શબ્દનો સકેતિત શબ્દ તરીકે ઉપયોગ કરવામા આવે, તો अवक्तव्य શબ્દ વાપરવાની ખાસ આવશ્યક્તા રહેતી નથી ઉદાહરણતરીકે શતૃ અને શાનચ પ્રત્યયનો બોધક સજ્ઞાવાચક सत् નો ઉપયોગ કરીએ છીએ અને સૂર્ય અને ચદ્રના બોધક તરીકે પુષ્પદન્તને ગણીએ છીએ, તેમ અહિં પણ બન્ને ધર્મનો એકી સાથે વાચકતરીકે કોઇ પણ શબ્દસકેત રાખવામા આવે તો અવક્તવ્ય શબ્દ વાપરવાની મુશ્કેલી મટી જાય

ઉપલકરીતે ઠીક લાગતી પણ આ વસ્તુ વિચારતા સાચી ઠરતી નથી કારણકે શબ્દમાત્રની પ્રવૃત્તિ કેવળ સકેતને અનુસરતી નથી પરતુ તે વાચ્યવાચક રૂપ શબ્દની શક્તિને પણ અનુસરે છે આ સકેતિત શબ્દપણ શબ્દ હોવાથી વાચ્યવાચક શક્તિને ઉલ્લઘન કરી શકે નહિ કારણકે દરેક પદાર્થ શક્તિને અનુસરીને જ પ્રવૃતિ કરે છે, જેમકે, લોઢુ

તેજપ્રમાણે नास्ति શબ્દ અસત્વનેજ પ્રતિપાદન કરે છે પરન્તુ સત્વને કે અને અસત્વને પ્રધાનપણે એકી સાથે પ્રતિપાદન કરતા નથી જો કેવળ नास्ति શબ્દજ સત્વ અને અસત્વ બન્નેને પ્રધાનપણે પ્રતિપાદન કરનાર તરીકે માનવામા આવે તો अस्ति શબ્દથી સત્વના પ્રતિપાદનની જરૂર ન રહે.

હવે આપ્રમાણે સત્વ અને અસત્વને એકીસાથે પ્રતિપાદન કરવાની अस्ति કે नास्ति શબ્દમા કે બીજા કોઈમા સામર્થ્ય નહિ હોવાથી अवक्तव्य શબ્દથી ઉભયનું સાથે પ્રતિપાદન કરવામા આવે છે જેમકે, સૂર્ય શબ્દ સૂર્યનુજ પ્રતિપાદન કરે છે નહિ કે ચદ્રનું અને ચદ્ર શબ્દ ચદ્રનુજ પ્રતિપાદન કરે છે નહિ કે સૂર્યનું પરતુ તે બન્નેને એકીસાથે સાથે પ્રતિપાદન કરવામાટે સસ્કૃતમા पुष्पदन्तौ શબ્દ મુકવામા આવે છે તેજપ્રમાણે અસત્વ અને સત્વ બન્નેને એકી સાથે પ્રતિપાદન કરવા માટે अवक्तव्य શબ્દ યોજનાપૂર્વક મુકવામા આવે છે છતા पुष्पदन्तौ સૂર્ય અને ચદ્ર બન્નેને પ્રતિપાદક કરે છે તે ક્રમપૂર્વક જણાવે છે જ્યારે 'अवक्तव्य' બન્નેને પ્રધાન પણે એકી સાથે પ્રતિપાદન કરવાની કોઈ શબ્દમા શકિત નથી તેથી અવક્તવ્ય શબ્દ બન્ને ધર્મોને એકી વખતે જણાવવા મુકવામા આવ્યો છે તે જણાવે છે

અહિં એક શકા એ કરવામા આવે છે, કે દરેક શબ્દ એકજ અર્થને પ્રતિપાદન કરે છે તેમ માનશો તો 'गो'શબ્દ ગાય કિરણ વિગેરે અનેક અર્થને પ્રતિપાદન કરે છે તેના શબ્દનો ઉચ્છેદ થવો જોઈએ પણ તેમતો નથીજ

પરતુ આ શકા યથાર્થ નથી કારણકે તેમા 'गो' શબ્દ જે અનેક અર્થને પ્રતિપાદન કરે છે તે પણ અનેક હોઇને જ

થઈ જાય છે કારણકે દ્વન્દ્વ સમાસમા બન્ને પ્રધાનપદોનોજ સમાસ થાય છે પરતુ તે શકા પણ વ્યાજબી નથી કારણકે દ્વન્દ્વમા પણ ક્રમથી બે અર્થનો બોધ થાય છે અને તેમા પણ મૂખ્ય અને ગૌણ અર્થ જરૂર હોય છે કારણકે કેટલાક શબ્દો પ્રથમનિપાત કરવાના હોય છે તે આ પ્રકારની મૂખ્યતાને લઇને જ હોય છે

વસ્તુનુ કેવળ સત્ત્વ જ સ્વરૂપ નથી કારણકે પરરૂપથી અસત્ત્વ પણ પૃથક્પણે ગોચર થાય છે અને જો તેમ ન માનવામા આવે તો ઘટનું સ્વરૂપ જલાધારણ ક્રિયા છે તે જ્યા હોય ત્યા ઘટનું સત્ત્વ માનીએ છીએ તેપ્રમાણે ઘટમા પટની આચ્છાદન ક્રિયા થવી જોઇએ કારણકે ઉપરોક્ત નિયમને અનુસરીએ અને સત્ત્વ જ માનીએ તો ઘટમા તમામ પદાર્થોનું સત્ત્વ માનવુ પડે પણ તે પ્રમાણે તો વ્યવહાર વર્તો નથી

તેજપ્રમાણે કેવળ પરરૂપે અસત્ત્વ પણ પદાર્થનું સ્વરૂપ નથી, પરતુ સત્ત્વ અને અસત્ત્વ બન્ને પૃથક્ સ્વરૂપ છે

આ પૃથક્ પૃથક્ સત્ત્વ અને અસત્ત્વની અપેક્ષાથી ક્રમાર્પિત સત્ત્વાસત્ત્વ ભિન્ન છે તેનું પણ આપણે વિવેચન કરી ગયા છીએ

હવે આ સત્ત્વાસત્ત્વથી વિલક્ષણપણ વસ્તુનુ સ્વરૂપ માનવુ જોઇએ. જેમ કે બદામ ભાગ, સાકર વગીયાળી વિગેરે અનેક વસ્તુઓના સમુદાયથી જે ભાગ-ઠડાઈ બનાવવામા આવે છે તે સર્વ વસ્તુથી વિલક્ષણ કહેવાય છે કારણકે તે ઠડાઈમા સર્વ વસ્તુઓ છતા તેથી વિલક્ષણ જાત્યન્તર ભાગ

કાષ્ઠને ભેદી શકે પરતુ વજ્રને ભેદી શકવાનુ તેનામા સામર્થ્ય નથી તેજરીતે શબ્દમાત્ર પ્રધાનપણે એકજ અર્થને પ્રતિ પાદન કરવામા સમથ છે પરતુ અનેકને પ્રતિપાદન કરવાની તેનામા શક્તિ હોતી નથી પુષ્પદત વિગેરે શબ્દો પણ ક્રમે કરીને જ સૂર્યચદ્રનો બોધ કરે છે નહીં કે એકી સાથે તેનો બોધ કરાવવામા સમર્થ છે માટેજ સત્વાસત્ત્વને પ્રધાન પણે એકીસાથે કહેવામા અવાચ્ય શબ્દ વાપરવાની જરૂર રહે છે આ રીતે સકેતિત શબ્દથી પ્રસ્તુત અર્થ થઈ શકતો નથી

આરીતે ચોથોભગ પૂર્વે કહેલા ભાગાથી વિલક્ષણ હોવાથી તેનાથી જે બોધ થાય છે તે તદ્દન જુદા પ્રકારનો જ બોધ થાય છે વૃક્ષૌ વૃક્ષા વિગેરે એક જ શબ્દ છતા જે બે અને ઘણા વૃક્ષો ને પ્રતિપાદન કરે છે આમા પણ વ્યાકરણના નિયમને અનુસરીને બે સખ્યા વાચક વૃક્ષશબ્દ અને બહુસખ્યાવાચક વૃક્ષશબ્દમાથી છે-લાં શબ્દ સિવાયના બાકીનાઓનો લોપ માનવામા આવે આરીત પૂર્વના વૃક્ષ શબ્દોનો લોપ થઈ ગયો છે તે અર્થ દ્વિવચન અને બહુવચનના પ્રત્યયદ્વારા બાકી રહે વૃક્ષ શબ્દ કહે છે નહિ કે એકજ વૃક્ષ શબ્દ અનેકને જ છે આરીતે વૈયાકરણોપણ એક શબ્દ એકજ અર્થને કહે તેમ સ્પષ્ટ માને છે

કદાચ એમ કહેવામા આવે કે સત્વાસત્ત્વે પ્રકારના દ્વન્દ્વ સમાસમા બન્નેની પ્રધા હોય છે અને તેથી અવક્તવ્યની કાર્ય

જ પ્રમાણે આ પાચમા ભગમા સત્વ અને અસત્વની પ્રધાનતાની એક કાળમા વિવક્ષા હોય ત્યારે અવક્તવ્ય હોય છે છતા તેમા કથચિત્ સત્વની મૂખ્યતા હોય તો આ પાચમો ભગ બની શકે છે હવે તે પાચમો ભગ દેખાડે છે

અપ્તભગીમાના પાચમા ભગનુ નિરૂપણુ—

'स्यादस्त्येवस्यादवक्तव्यमेव'इति विधिकल्पनया युगपद्विधिनिषेधकल्पया च पञ्चम ॥ १९ ॥

**અર્થ**—'સર્વ વસ્તુ કથચિત્ છેજ કથચિત્ અવક્તવ્ય છેજ' આ પ્રમાણે વિધિની કલ્પનાથી અને એકી સાથે વિધિનિષેધની કલ્પનાથી પાચમો ભગ થાય છે

**વિશેષાર્થ**—આ પાચમા ભગમા 'સર્વ વસ્તુ' વિશેષ્ય હોય છે અને સત્વ સહિત અવકતવ્ય વિશેષણભૂત હોય તેવા પ્રકારનુ જ્ઞાન થાય છે

જ્યારે કોઇપણ પદાર્થમા પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સત્વ હોવા છતા અસ્તિત્વ નાસ્તિત્વ એકી સાથે કહેવુ અશક્ય હોય છે ત્યારે 'स्यादस्त्येव स्यादवक्तव्यमेव' એ પ્રમાણે પાચમો ભગ ઉત્પન્ન થાય છે અથવા અનન્ત ધર્મવાળી ઘટાદિ વસ્તુઓમા એકઅશનુ સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયથી સત્વની અને બીજા અશનુ યુગપદ્ સત્વા સત્વાની પ્રધાનતાથી પ્રતિપાદન કરવાની વિવક્ષા રાખવામા આવે ત્યારે આ પાચમો ભગ થાય છે

તેમજ પર્યાયાર્થિકની સકલ્પનથી અસ્તિત્વ અને દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક ઉભયની પ્રધાનતાની એક કાળમા વિવક્ષા હોય

તરીકે તેને માનવામા આવે છે તેજ પ્રમાણે સત્વાસત્વરૂપથી વિલક્ષણ અવક્તવ્યનો વ્યવહાર કરવામા આવે છે

'સ્યાદવક્તવ્યમેવ' આ વાક્યનો ભાવ એવો કે સત્વ અસત્વ વિગેરેથી ઘટ વક્તવ્ય છે તેજ ઘટ એકીકાલમા સત્વાસત્વાદિ ઉભય ધર્મની પ્રધાનતાથી અવક્તવ્ય બને છે

આરીતે જે સમયમા એકીકાળમા સત્વાસત્વની પ્રધાનતાની વિવક્ષાથી ઘટ અવક્તવ્ય છે તે જ સમયમા ગૌણપણે ઘટ વક્તવ્ય પણ છે

આ અવક્તવ્યને કેટલાક ત્રીજાભંગ તરીકે સ્વીકારે છે ને 'સ્યાદસ્ત્યેવ સ્યાન્નાસ્ત્યેવ' ને ચોથા ભંગ તરીકે સ્વીકાર છે તેમા અર્થ ભેદ ન હોવાથી કોઈ પણ જાતનો વિરોધ નથી

પ્રથમના ત્રણ ભંગોના કરતા ચોથા ભંગમા વિલક્ષણ અર્થ બોધ થાય છે તે માટે આપણે ઠંડાઈનું ઉદાહરણ આપ્યું હતુ અને ચોથા ભંગને જુદો માન્યો હતો તેમ ચોથા ભંગ કરતા પાચમા ભંગમા પણ વિલક્ષણ બોધ થાય છે જેમકે, બાદામ સાકર વરિયાળી વિગેરે અનેક વસ્તુઓને એકઠી કરવાથી તેમા જાત્યન્તર ઠંડાઈ થાય છે તેમ અસ્તિત્વ અને નાસ્તિત્વને પ્રધાનપણે સહર્પિત રાખવાથી અસ્તિત્વ નાસ્તિત્વ અને અસ્તિત્વનાસ્તિત્વથી જુદા પ્રકારનો અવાચ્ય બોધ થાય છે માટે આપણે ચોથો ભંગ અવાચ્ય સ્વીકારવો પડે છે છતા આ ઠંડાઈ અથવા શીખંડ મૂળદ્રવ્યોથી અવાચ્ય છતા તેમા કથંચિત વરીયાળી અને દહિ વિગેરે સત્વ અને પરરૂપથી કથંચિત્ અસત્વ જરૂર હોય છે

સાથે એકકાળમા વિધિ અને નિષેધની કલ્પનાવડે આ છઠ્ઠો ભાગો બને છે

**વિશેષાર્થ**—પરદ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી પરસ્વરૂપને અનુસરીને પ્રધાનપણે નાસ્તિત્વ છતા એકી સાથે અસ્તિત્વ અને નાસ્તિત્વ કહેવુ અશકય હોય છે ત્યારે આ છઠ્ઠો ભગ થાય છે

અથવા અનત ધર્મવાળી વસ્તુના એક અશનુ આલબન કરી તેને પરદ્રવ્યાદિ વડે અસત્ત્વ માનવુ અને તેજ વસ્તુના બીજા અશને આલબન કરી સત્વાસત્વની એક કાળમા પ્રધાનપણે વિવક્ષાથી કહેવામા આવે ત્યારે અવક્તવ્ય બને છે ત્યારે તે અસત્ત્વ અવકતવ્ય રૂપ છઠ્ઠો ભગ બને છે જેમકે, જીવાત્મા મનુષ્યનો એક સદશ ચૈતન્ય તેની અપેક્ષાથી પરરૂપ જડ તેનું મનુષ્યમા અપેક્ષાએ પ્રધાનપણે અસત્ત્વ માનવુ અને તેજ જીવાત્મા મનુષ્યમા બીજા અશ મનુષ્યત્વ વિગેરેને પોતાના સ્વ ચતુષ્ટયથી સત્ત્વ અને પર ચતુષ્ટયની અપેક્ષાએ અસત્ત્વ તે બન્નેને એક કાળમા પ્રધાનપણાએ માનવાથી અવક્તવ્ય બને છે આ રીતે, जीवात्मा मनुष्य असत् अवक्तव्यमेव, પાચમો ભગ પ્રાપ્ત થાય છે

કઠાઇ અને શીખડરૂપ જાત્યતરમા પૂર્વના દ્રવ્યનુ સ્વરૂપથી કથચિત્ સત્ત્વ અને પરરૂપથી કથચિત્ અસત્ત્વ ક્રમે કરીને એકેક પ્રધાનપણે હોય છે તેમ ક્રમ સહિત પ્રધાનતાએ સત્ત્વા સત્ત્વ હોવા છતા અવાચ્યની વિવક્ષા હોય ત્યારે આ બન્ને મળીને સાતમો ભગ બને છે, તેનું હવે સ્વરૂપ બતાવે છે.

ત્યારે આ અસ્તિ અવકતવ્ય રૂપ પાચમો ભગ ભેદ અને અભેદની યોજનામા स्याद्भिन्नमेव स्यादवक्तव्यमेव રૂપ બને છે

તેજપ્રમાણે દાખલાતરીકે, મનુષ્ય જીવના એક સદશ સુખાદિનુ સ્વરૂપને લઈને સત્ત્વ અને તેજ જીવાત્માના [illegible]દશ ચૈતન્ય અને અસદશ જડત્વની એક કાળમા પ્રધાનપણે સત્ત્વાસત્ત્વની વિવક્ષાથી અવક્તવ્ય બને છે ત્યારે જીવાત્મા मनुष्य सन् अवक्तव्य કહેવાય છે

અનેક દ્રવ્યોથી બનેલ શીખ ડ અથવા ઠ ડાઈ તે તે દ્રવ્યોથી જાત્યન્તર હોવા છતા તેમા કથચિત પૂર્વ દ્રવ્યોનુ સત્ત્વ માલમ પડે છે તેજ તેમા નહિં રહેલા દ્રવ્યોનુ પર રૂપથી કથચિત્ અસત્ત્વ પણ માલમ પડેછે

તજરીતે કથચિત્ સત્ત્વસહિત સત્ત્વ અને અસત્ત્વની પ્રધાનપણે એક કાળમા વિવક્ષા રાખવાથી સત્ત્વ અવકતવ્યરૂપ ભગ ઉત્પન્ન થાય છે તમા પણ વિવક્ષિત ભગ સિવાય કથચિત્ સત્ત્વ અને કથચિત અસત્ત્વગૌણપણે હોય છે ત આપણે સ્વીકારવુ જોઈએ

હવે જ્યારે પ્રધાનપણે પરરૂપે કથચિત્ અસત્ત્વ સુદ્ધા અવક્તવ્યનો સ્વીકાર કરવામા આવે ત્યારે આ છઠ્ઠો ભગ બને છે

સપ્તભગીના છઠ્ઠા ભગનુ નિરૂપણ—

'स्यान्नास्त्येव स्यादवक्तव्यमेव' इति निषेधकल्पनया युगपद्विधिनिषेध कल्पनया च षष्ठ

અર્થ—'સર્વ વસ્તુ [illegible]ચિત્ નથી જ, કથચિત્ અવક્તવ્ય છે,' એ પ્રમાણે નિષેધની કલ્પનાવડે ,અને એકી

શબ્દને એકાંત વિધિવાચક માનનાર પક્ષનો નિગમ

विधिप्रधान एव ध्वनिरिति न साधु ॥ २२ ॥

અર્થ—ધ્વનિ-શબ્દ પ્રધાનપણે વિધિ-સત્ત્વને જ કહે છે તે કથન વ્યાજબી નથી

વિશેષાર્થ—શબ્દ માત્ર પોતાના અર્થને પ્રતિપાદન કરતા સત્ત્વને જ પ્રતિપાદન કરે છે આ એકાંતપક્ષ યુક્ત નથી અને આ સૂત્ર વાક્ય એકાંતે પ્રથમ ભંગનેજ સ્વીકારનાર પક્ષનો નિષેધ કરે છે

એકાંત વિધિપ્રધાન માનનાર પક્ષના નિષેધ માટેનો હેતુ.

निषेधस्य तस्मादप्रतिपत्तिप्रसक्तेः ॥२३॥

અર્થ—તેથી શબ્દદ્વારા નિષેધનુ જ્ઞાન પ્રાપ્ત નહિ થઈ શકે

વિશેષાર્થ—શબ્દ સત્ત્વને જ પ્રતિપાદન કરેછે એમ માનીએ તો અ વસ્તુ નથી એવી જાતનું ભાન જ ન થવુ જોઇએ પરંતુ આ ભાન તો સર્વને થાય જ છે માટે શબ્દ એકાંતે વિધિનેજ પ્રતિપાદન કરે છે તે પક્ષ યુક્ત નથી

શબ્દ ગૌણપણેજ નિષેધને કહે છે તે એકાંત માન્યતાનુ પ્રતિપાદન અને તેનો હેતુ.

अप्राधान्येन ध्वनिस्तमभिधत्ते इत्यप्यसारम् ॥२४॥

क्वचित्कदाचित्कथञ्चित्प्राधान्येनाप्रतिपन्नस्य तस्याप्राधान्यानुपपत्तेः ॥२५॥

## સપ્તભંગીના સાતમા ભંગનું નિરૂપણ.

स्यादस्त्येव,स्यान्नास्त्येव,स्यादवक्तव्यमेव' इति क्रमतो विधिनिषधकल्पनया युगपद्विधिनिषधकल्पनया च सप्तम इति ॥२१

અર્થ—સર્વ વસ્તુ કથંચિત્ છે જ, કથંચિત નથી જ, કથંચિત અવક્તવ્ય જ છે આ પ્રમાણે ક્રમે કરીને વિધિ-નિષેધની કલ્પના વડે અને એકી સાથે એકકાળમા વિધિ અને નિષેધની કલ્પનાવડે આ સાતમો ભાગો થાય છે

વિશેષાર્થ—પોતાના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી અસ્તિત્વ અને પર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ક્રમે કરીને નાસ્તિત્વ હોય ત્યારે એક કાળમા એકી વખતે અસ્તિત્વ અને નાસ્તિત્વ કહેવુ અશક્ય બને છે તેથી આ સાતમો ભગ થાય છે

અનત ધર્મવાળી વસ્તુના સ્વરૂપે કરીને સત્વ ધર્મને, અને પરરૂપે કરીને અસત્ત્વધર્મને ક્રમે કરીને પ્રતિપાદન કરવાની ઇચ્છા હોય, ને તેજ વખતે બને ધર્મની પ્રધાનપણાએ પ્રતિપાદન કરવાની ઇચ્છા હોય ત્યારે આ સાતમો ભગ બને છે

અથવા વસ્તુનો એક અશ સ્વરૂપથી વિવક્ષિત હોય ત્યારે સત્ત્વ, અને બીજો અશ પરરૂપથી વિવક્ષિત હોય ત્યારે અસત્ત્વ, અને ત્રીજો અશ સત્ત્વાસત્ત્વની એકી વખતે પ્રાધાનતાએ વિવક્ષિત હોય ત્યારે ક્રમથી સત્ત્વાસત્ત્વ અને અવાચ્યરૂપ સાતમો ભગ થાય છે

શબ્દને એકાંત વિધિવાચક માનનાર પક્ષનો નિગમ.

विधिप्रधान एव ध्वनिरिति न साधु ॥ २२ ॥

અર્થ—ધ્વનિ-શબ્દ પ્રધાનપણે વિધિ-સત્ત્વને જ કહે છે તે કથન વ્યાજબી નથી

વિશેષાર્થ—શબ્દ માત્ર પોતાના અર્થને પ્રતિપાદન કરતા સત્ત્વને જ પ્રતિપાદન કરે છે આ એકાંતપક્ષ યુક્ત નથી.અને આ સૂત્ર વાક્ય એકાંત પ્રથમ ભંગનેજ સ્વીકારનાર પક્ષનો નિષેધ કરે છે

એકાંત વિધિપ્રધાન માનનાર પક્ષના નિષેધ માટેનો હેતુ.

निषेधस्य तस्मादप्रतिपत्तिप्रसक्तेः ॥२३॥

અર્થ—તેથી શબ્દદ્વારા નિષેધનુ જ્ઞાન પ્રાપ્ત નહિં થઈ શકે

વિશેષાર્થ—શબ્દ સત્ત્વને જ પ્રતિપાદન કરેછે એમ માનીએ તો આ વસ્તુ નથી એવી જાતનું ભાન જ ન થવુ જોઈએ પરંતુ આ ભાન તો સર્વને થાય જ છે માટે શબ્દ એકાંતે વિધિનેજ પ્રતિપાદન કરે છે તે પક્ષ યુક્ત નથી

શબ્દ ગૌણપણેજ નિષેધને કહે છે તે એકાંત માન્યતાનુ પ્રતિપાદન અને તેનો હેતુ

अप्राधान्येन ध्वनिस्तमभिधत्ते इत्यप्यसारम् ॥२४॥

क्वचित्कदाचित्कथञ्चित्प्राधान्येनाप्रतिपन्नस्य तस्याप्राधान्यानुपपत्तेः ॥२५॥

### ત્રીજા ભગની એકાત માન્યતાનો નિષેધ —

क्रमादुभयप्रधान एवायमित्यपि न साधीयः ॥२७॥

અર્થ—આ શબ્દ ક્રમે કરીનેજ વિધિ અને નિષેધ બન્નેને પ્રધાનપણેજ પ્રતિપાદન કરે છે તે પણ યોગ્ય નથી

### ત્રીજા ભગની એકાન્ત માન્યતાના નિષેધનો હેતુ -

अस्यविधिनिषेधान्यतरप्रधानत्वानुभवस्याप्यबाधमान-त्वात् ॥२८॥

અર્થ—કારણકે આ શબ્દનો ક્રમે કરીને વિધિ અને નિષેધ તે બેમાથી એકના પ્રધાનપણાનો અનુભવ અબાધિત હોવાથી આ ત્રીજા ભગનો પણ એકાન્ત સ્વીકાર વ્યાજબી નથી

વિશેષાર્થ—શબ્દ પદાર્થના સ્વરૂપથી સત્ત્વ અને પરરૂપ અસત્ત્વ તે બન્નેને ક્રમે કરીને પ્રધાનપણેજ કહેછે આ વાત પણ બરાબર નથી કારણકે ઉપરના બે ભગ હમણા જ વિચારી ગયા છીએ કે જેમા સત્ત્વને પ્રધાનતાથી અને અસત્ત્વને ગૌણપણે કહેવામા પ્રથમ ભગ ઉપયુક્ત છે તેમજ બીજો ભગ નિષેધને પ્રધાનતાથી અને વિધિને ગૌણપણે કહે છે હવે આ પ્રમાણે શબ્દ બનેને પ્રધાનપણે જ કહેતો, જગતમા જે ગૌણ અને મુખ્યભાવ પૃથક્ પૃથક્ હોય છે તેનો જ લોપ થઇ જાય માટે ઉપરોક્ત ત્રીજા ભગનો એકાત આગ્રહ અયોગ્ય છે

### ચોથા ભગના એકાત સ્વીકારનો નિરાસ—

युगपद्विधिनिषेधात्मनोऽर्थस्यावाचक एवासाविति च न चतुरस्रम् ॥२९॥

અર્થ—શબ્દ એકીસાથે એક કાળમા વિધિ અને નિષેધ રૂપ અર્થને પ્રતિપાદન કરવામા અવાચક જ છે એ પણ એકાત પક્ષ વ્યાજબી નથી

વિશેષાર્થ—શબ્દ એકીસાથે એકકાળમા વિધિ અને નિષેધરૂપ અર્થનો અવાચક જ છે આ પક્ષનો એકાત આગ્રહ કરવો તે પણ તદ્દન અયોગ્ય છે કારણકે શબ્દનો અવાચક પણ ધર્મ છે તે સત્ય છે પરંતુ અવાચકજ છે બીજો નથી આ પક્ષ એકાત વ્યાજબી નથી કારણકે શબ્દ વિધિપ્રધાનપણ છે, નિષેધ પ્રધાનપણ છે તેમજ શબ્દ ક્રમેકરીને વિધિપ્રધાન અને નિષેધપ્રધાન બન્નેનોપણ વાચક છે તો તે સર્વનો અપલાપ કરી શબ્દ યુગપત્ વિધિ નિષેધરૂપ અર્થનો અવાચક જ છે તે કથન વ્યવહારનો ભગ કરનારૂ છે

તેમજ માણસ માત્રની શબ્દ પ્રવૃત્તિ વિધિમૂખે, નિષેધમૂખે, ક્રમેકરી બન્ને ના પ્રધાનપણે વિગેરે સાત પ્રકારે થાય છે એટલે કોઇપણ પક્ષનો એકાત આગ્રહ રાખવો તે તદ્દન અયોગ્ય છે

## ચોથાભગના એકાત પક્ષના પ્રતિષેધનો હેતુ —

तस्यावक्तव्यशब्देनाप्यवाच्यत्वप्रसङ्गात् ॥२०॥

અર્થ—કારણકે અવકતવ્ય શબ્દ માત્રથી શબ્દનો અવાચ્યત્વનો પ્રસગ ઉત્પન્ન થશે.

વિશેષાર્થ—જો શબ્દ અવકતવ્ય ધર્મને જ પ્રતિપાદન કરનાર છે એમ માનશો તો તો શબ્દથી વાચ્યનો બોધ જ

નહિ થાય. અને તેમ થાય તો શબ્દ દ્વારા જે અર્થનું ભાન થવુ જોઈએ અને તે દ્વારા પ્રવૃત્તિ કે નિવૃત્તિ થવી જોઈએ તે વ્યવહાર પણ અટકી જશે માટે શબ્દ અવક્તવ્ય પણ છે, અને વક્તવ્ય પણ છે તે રૂપ સ્યાદ્વાદ શૈલીનો સ્વીકાર આવશ્યકજ છે

આ રીતે ચતુર્થ ભગનો એકાત આગ્રહ રાખવો તે અનર્થ કારક છે

## પાચમા ભગના એકાત આગ્રહનો હેતુ પૂર્વક પ્રતિષેધ.—

विध्यात्मनोऽर्थस्य वाचक सन्नुभयात्मनो युगपदवाचक एव स इत्येकान्तोऽपि न कान्त ॥ ३१ ॥

निषधात्मन सह द्वयात्मनश्चार्थस्य वाचकत्वावाचकत्वाभ्यामपि शब्दस्य प्रतीयमानत्वात् ॥ ३२ ॥

અર્થ—'શબ્દ વિધિરૂપ અર્થનો વાચક છતા ઉભય સ્વરૂપ અર્થનો એકી સાથે અવાચકજ છે' એવો એકાત આગ્રહ રાખવો તે સારો નથી ॥ ૩૧ ॥

કારણકે, શબ્દ નિષેધરૂપ અર્થનો વાચક છતા ઉભય સ્વરૂપ અર્થનો એકીસાથે અવાચક પણ માલમ પડે છે ॥ ૩૨ ॥

વિશેષાર્થ—શબ્દ વિધિરૂપ અર્થનો વાચક છતા તેજવખતે ઉભયસ્વરૂપ અર્થનો એકીસાથે અવાચકજ છે આ પક્ષનો પણ એકાત આગ્રહ રાખવો અયોગ્ય છે કારણકે શબ્દ નિષેધરૂપે અને ક્રમે કરીને વિધિ નિષેધરૂ

અર્થનો વાચક છતા ઉભયપ્રધાન અર્થનો એકી સાથે અવા ચકપણુ મળી શકે છે તેમજ કેવળ વિધિપ્રધાન, કેવળ નિષેધપ્રધાન, ક્રમે વિધિનિષેધપ્રધાન અને એકી સાથે ઉભય સ્વરૂપનો અવાચક પણ શબ્દ હોય છે એટલે આ એકાત આગ્રહ અયોગ્ય છે એકાત આગ્રહ તો ત્યારે જ રાખી શકાય કે પોતાના મન્તવ્ય સિવાય બીજા ધર્મ ને શબ્દ પ્રતિપાદન કરતો ન જ હોય પરંતુ શબ્દ તો બીજા છ પ્રકારે પણ પ્રતિપાદન કરે છે એટલે કેવળ એકાન્તે પાચમાજ ભગનો સ્વીકાર કરવો તે અયોગ્ય ઠરે છે

## છઠ્ઠા ભગના એકાન્ત પક્ષનો નિરાસ અને તેનો હેતુ.-

निषेधात्मनोऽर्थस्य वाचकः सन्नुभयात्मनो युगपदवाचक एवायमित्यप्यवधारण न रमणीयम् ॥ ३३ ॥

इतरथाऽपि सवेदनात् ॥ ३४ ॥

અર્થ —'શબ્દ નિષેધરૂપ અર્થનો વાચક છતા ઉભયસ્વરૂપ અર્થનો એકીસાથે અવાચક જ છે' આ પ્રમાણેનો નિશ્ચય પણ સુદર નથી ॥ ૩૩ ॥

કારણકે બીજીરીતે પણ, શબ્દનો અનુભવ થાય છે એટલે ઉક્ત ભગનો એકાન્ત આગ્રહ અયોગ્ય છે ॥ ૩૪ ॥

વિશેષાર્થ —શબ્દ નિષેધરૂપ અર્થનો વાચક છતા ઉભય સ્વરૂપ અર્થનો એક કાલમા અવાચક જ છે આ એકાન્તપક્ષ પણ અયોગ્ય છે કારણકે આની પૂર્વના વિધિપ્રધાન, નિષેધપ્રધાન, ક્રમે ઉભયપ્રધાન, એક કાળમા એકી સાથે ઉભયપ્રધાન હોવાથી અવાચક, વિધિ સહિત એકી

સાથે ઉભયપ્રધાન હોવાથી અવાચક, અને ક્રમે વિધિનિષેધ સહિત એકીસાથે ઉભયપ્રધાન હોવાથી અવાચક વિગેરે ભંગને પણ શબ્દ પ્રતિપાદન કરે છે તો આનો એકાંત આગ્રહ અયોગ્ય છે

આરીતે, શબ્દ વિધિ વગેરેને પણ પ્રધાનપણે કહેતો હોવાથી એકાંતપણે આ છઠ્ઠા ભંગનો આગ્રહ અયોગ્ય છે

## એકાંત સાતમા ભંગની માન્યતાનો પ્રતિષેધ

क्रमाक्रमाभ्यामुभयस्वभावस्य भावस्य वाचकश्चावाचकश्च ध्वनिर्नान्यथेत्यपि मिथ्या ॥ २५ ॥

અર્થ—શબ્દ ક્રમેકરીને ઉભયસ્વભાવવાળા પદાર્થનો વાચકછતા, એકી સાથે ઉભય સ્વરૂપવાળા અર્થનો એકકાલમા અવાચક જ બને છે આથી બીજે પ્રકારે શબ્દ નથી જ આવા નકારનો એકાંત આગ્રહ પણ કેવળ નકામો છે

વિશેષાર્થ—ક્રમેકરીને વિધિનિષેધનો વાચક સહિત યુગપત્ વિધિનિષેધનો અવાચકજ શબ્દ છે આ એકાંત આગ્રહવાળો પક્ષ પણ યોગ્ય નથી

## એકાંત સાતમા ભંગની માન્યતાના પ્રતિષેધનો હેતુ—

विधिमात्रादिप्रधानतयाऽपि तस्य प्रसिद्धेः ॥ २६ ॥

અર્થ—કારણકે શબ્દ કેવળ વિધિવિગેરેને પણ પ્રધાનપણાએ કહે છે અને તેવી પ્રસિદ્ધિ હોવાથી આ સાતમા ભંગનો એકાંત આગ્રહ અયોગ્ય છે

વિશેષાર્થ—જો આ સાતમા ભંગને એકાન્ત માનવામા આવે તો તે પણ અયોગ્ય છે, કારણકે શબ્દ કેવળ વિધિપ્રધાન, કેવળ નિષેધપ્રધાન, ક્રમે વિધિનિષેધપ્રધાન, યુગપત્

વિધિનિષેધપ્રધાન હોવાથી અવાચક, વિધિસહિત યુગપત્ વિધિનિષેધપ્રધાન હોવાથી અવાચક, અને નિષેધ સહિત યુગપત્ 'વિધિનિષેધપ્રધાન હોવાથી અવાચક પણ હોઈ શકે છે એટલે એકાંતે તેનો આગ્રહ તદ્દન અયોગ્ય ઠરે છે

આરીતે સાતે ભંગમાંથી કોઇ પણ ભંગનો એકાંત તે આગ્રહ રાખવો તે તદ્દન અનુભવથી પણ અયોગ્ય છે કારણ કે શબ્દ આ સાતેને પ્રતિપાદન કરનાર છે, પરંતુ તેમાંથી કોઈનો એકાંતે પ્રતિપાદક નથી

એકજીવ વિગેરે વસ્તુમાં વિધિરૂપ અને નિષેધરૂપ અનન્તધર્મોનો સ્વીકાર જૈન દર્શનકારો સ્વીકારે છે તો તે રીતે અનન્ત ધર્મને અનુસરીને અનન્તભંગી પ્રાપ્ત થવી જોઇએ પરંતુ કેવળ સપ્તભંગીની માન્યતા રાખવી તે યુક્તિયુક્ત નથી મેરવ્યુકે પદાર્થમાં રહેલા અનન્તધર્મોના વાચક શબ્દો પણ અનંતા હોવા જોઇએ કેમકે વાચકની સંખ્યાનો આધાર ધર્મરૂપ વાચ્ય ઉપર રહે છે. એટલે અનન્તધર્મ હોવાથી એકેક ધર્મદીઠ એકેક ભંગ એરીતે અનન્તભંગી થવી જોઇએ પરંતુ સપ્તભંગી યોગ્ય નથી તે શંકાનો હવે પ્રતિષેધ કરે છે

## સપ્તભંગી અસંગત છે તે શંકાને પ્રગટ કરવા પૂર્વક નિરાસ

एकत्र वस्तुनि विधीयमाननिषिध्यमानानन्तधर्माभ्युपगमेनानन्तभङ्गीप्रसङ्गादसङ्गतैव सप्तभङ्गीति न चेतसि निधेयम् ॥ ३७ ॥

અર્થ —એકજ વસ્તુમાં વિધિ તરીકે યોજાતા અને નિષેધ તરીકે નિષેધપામતા અનન્તધર્મોના સ્વીકારથી અનન્ત

ભગીનો પ્રસગ પ્રાપ્ત થશે અને તેથી આ સપ્તભગી અસગ-
તજ છે એમ મનમા જરાપણ વિચારવુ નહિ

**સપ્તભગીસગત નથી તે માન્યતાના પ્રતિષેધનો હેતુ -**

विधिनिषेधप्रकारापेक्षया प्रतिपर्याय वस्तुन्यनन्तानामपि
सप्तभङ्गीनामेव संभवात् ॥ ३८ ॥

અર્થ —એકજ વસ્તુને વિષે રહેલા દરેક પર્યાયને
આશ્રયિને વિધિ અને નિષેધના પ્રકારોની અપેક્ષાએ અનતી
પણ સપ્તભગીઓજ સભવી શકે છે

વિશેષાર્થ —દરેક પદાર્થમાત્રમા અનન્ત ધર્મ છે
ને આ અનન્તધર્મ વાચ્ય છે તો તેના વાચકો પણ અનન્ત
હોવા જોઇએ જેટલા વાચક શબ્દો તેટલા ભગ તેરીતે
અનત ભગી છે પણ સપ્તભગી નથી તે શકા અયોગ્ય છે.

કારણકે વસ્તુના અનત ધર્મો પૈકીના એકેક ધર્મને
આશ્રયિને સ્વરૂપે કરીને સત્ત્વ અને પરરૂપે અસત્ત્વ વિગેરે
માની અનન્તે ધર્મની અનન્ત સપ્તભગી ઘટી શકે છે
તેથી સપ્તભગીમા કોઇ જાતનો વાધો નથી આવતો.

જેમકે, એકજ મનુષ્યમા ચૈતન્યધર્મ, મનુષ્યત્વ, જીવત
વિગેરે અનત ધર્મોની વિધિ અને પ્રતિષેધની વ્યસ્ત અ
સમસ્તની કલ્પનાથી અનન્ત સપ્તભગી થાય છે આ
એમ ન માની બેસવું જોઈએ કે જેટલા ધર્મ છે તેટલાજ તે
વાચક શબ્દો તે ભગ છે અને તે ભગ ધર્મો અનતહોવાથ
અનત છે પરતુ વસ્તુત વસ્તુમા જેટલા ધર્મ હોય તે દરેક
સાત સાત વિકલ્પ બને છે એટલે અનન્ત સપ્તભગી બ
પણ અનતભગી નહિ

प्रतिपर्यायं प्रतिपाद्यपर्यनुयोगानां सप्तानामेव संभवात् ॥३९॥

અર્થ —સપ્તભંગીજ સંભવી શકે છે કારણકે વસ્તુના દરેક પર્યાયસંબંધી પ્રતિપાદ્ય પ્રશ્નો સાતજ સંભવી શકે છે

સાતપ્રકારના પ્રશ્નોનુ કારણ —

तेषामपि सप्तत्वं सप्तविधतज्जिज्ञासानियमात् ॥ ४० ॥

અર્થ —પ્રશ્નોપણ સાતજ સંભવે છે કારણકે પ્રશ્નો સંબંધી જિજ્ઞાસાઓ નિશ્ચયથી સાતજ પ્રકારની છે

સાતપ્રકારની જીજ્ઞાસાઓનુ કારણ —

तस्या अपि सप्तविधत्वं सप्तधैव तत्सन्देहसमुत्पादात् ॥ ४१ ॥

અર્થ —તે જિજ્ઞાસાઓ પણ સાતજ સંભવે છે કારણ-કે તે જિજ્ઞાસાઓના કારણભૂત સન્દેહ સાત પ્રકારેજ સંભવે છે

સાત પ્રકારના સંદેહનુ કારણ.

तस्यापि सप्तप्रकारत्वनियमः स्वगोचरवस्तुधर्माणां सप्तविधत्वस्यैवोपपत्तेः ॥ ४२ ॥

અર્થ —તે સંદેહ સાત પ્રકારના છે કારણકે તે સંદેહના પણ સાતપ્રકારના નિશ્ચયના કારણભૂત સન્દેહના વિષયભૂત વસ્તુના ધર્મો સાત પ્રકારેજ ઘટી શકે છે

વિશેષાર્થ —ભંગ એટલે વસ્તુનું સ્વરૂપ દર્શાવનારી વાકયરચના હવે સાત પ્રકારે એકજ વસ્તુ કે તેના ધર્મના સ્વરૂપને દર્શાવનારી વાકયરચના તે સપ્તભંગી

કોઈપણ એક પદાર્થ કે તેના કોઈપણ એકધર્મવિષયક સાત / ભંગ કેમ પડે છે તે શંકા સ્હેજે દરેકને ઉપસ્થિત

ભંગીનો પ્રસંગ પ્રાપ્ત થશે અને તેથી આ સપ્તભંગી અસંગત જ છે એમ મનમાં જરાપણ વિચારવું નહિ

**સપ્તભંગી અસંગત નથી તે માન્યતાના પ્રતિષેધનો હેતુ—**

विधिनिषेधप्रकारापेक्षया प्रतिपर्यायं वस्तुन्यनन्तानामपि सप्तभङ्गीनामेव संभवात् ॥ ३८ ॥

અર્થ —એકજ વસ્તુને વિષે રહેલા દરેક પર્યાયને આશ્રયિને વિધિ અને નિષેધના પ્રકારોની અપેક્ષાએ અનંતી પણ સપ્તભંગીઓજ મળવી શકે છે

વિશેષાર્થ —દરેક પદાર્થમાત્રમાં અનન્ત ધર્મ છે. ને આ અનન્તધર્મ વાચ્ય છે તો તેના વાચકો પણ અનન્તા હોવા જોઇએ જેટલા વાચક શબ્દો તેટલા ભંગ તેરીતે અનંત ભંગી છે પણ સપ્તભંગી નથી તે શંકા અયોગ્ય છે. કારણકે વસ્તુના અનંત ધર્મો પૈકીના એકેક ધર્મને આશ્રયિને સ્વરૂપે કરીને સત્ત્વ અને પરરૂપે અસત્ત્વ વિગેરે માની અનન્તે ધર્મની અનન્ત સપ્તભંગી ઘટી શકે છે. તેથી સપ્તભંગીમાં કોઇ જાતનો વાધો નથી આવતો.

જેમકે, એકજ મનુષ્યમાં ચૈતન્યધર્મ, મનુષ્યત્વ, જીવત્વ વિગેરે અનંત ધર્મોની વિધિ અને પ્રતિષેધની વ્યસ્ત અને સમસ્તની કલ્પનાથી અનન્ત સપ્તભંગી થાય છે આથી એમ ન માની બેસવું જોઇએ કે જેટલા ધર્મ છે તેટલાજ તેના વાચક શબ્દો તે ભંગ છે અને તે ભંગ ધર્મો અનંતહોવાથી અનંત છે પરંતુ વસ્તુત વસ્તુમાં જેટલા ધર્મ હોય તે દરેકના સાત સાત વિકલ્પ બને છે એટલે અનન્ત સપ્તભંગી બને પણ અનંતભંગી નહિ

प्रतिपर्याय प्रतिपाद्यपर्यनुयोगाना सप्तानामेव सभवात् ॥३९॥

અર્થ.—સપ્તભ ગીજ સ ભવી શકે છે કારણકે વસ્તુના દરેક પર્યાયસબધી પ્રતિપાદ્ય પ્રશ્નો સાતજ સ ભવી શકે છે

સાતપ્રકારના પ્રશ્નોનુ કારણ —

तेषामपि सप्तत्व सप्तविधतज्जिज्ञासानियमात् ॥ ४० ॥

અર્થ —પ્રશ્નોપણુ સાતજ સભવે છે કારણકે પ્રશ્નો સબધી જિજ્ઞાસાઓ નિશ્ચયથી સાતજ પ્રકારની છે

સાતપ્રકારની જીજ્ઞાસાઓનુ કારણ.—

तस्या अपि सप्तविधत्व सप्तधैव तत्सन्देहसमुत्पादात् ॥ ४१ ॥

અર્થ —તે જિજ્ઞાસાઓ પણ સાતજ સ ભવે છે કારણ-કે તે જિજ્ઞાસાઓના કારણભૂત સન્દેહ સાત પ્રકારેજ સભવે છે

સાત પ્રકારના સ દેહનુ કારણ.

तस्यापि सप्तप्रकारत्वनियमः स्वगोचरवस्तुधर्माणा सप्तविधत्वस्यैवोपपत्तेः ॥ ४२ ॥

અર્થ —તે સ દેહ સાત પ્રકારના છે કારણકે તે સદેહના પણ સાતપ્રકારના નિશ્ચયના કારણભૂત સન્દેહના વિષયભૂત વસ્તુના ધર્મો સાત પ્રકારેજ ઘટી શકે છે

વિશેષાર્થ —ભગ એટલે વસ્તુનું સ્વરૂપ દર્શાવનારી વાકયરચના હવે સાત પ્રકારે એકજ વસ્તુ કે તેના ધર્મના સ્વરૂપને દર્શાવનારી વાકયરચના તે સપ્તભગી

કોઈપણ એક પદાર્થ કે તેના કોઈપણ એકધર્મવિષયક સાતજ ભગ કેમ પડે છે તે શકા સ્હેજે દરેકને ઉપસ્થિત

થાય. તેથી તે ખુલાસા માટે ઉપરોક્ત સૂત્રો ઉપયુક્ત છે કોઈપણ એક ધર્મવિષયક માણસ પ્રશ્નો પુછી, શકે તો સાતજ પ્રકારે પુછી શકે તેમ છે હવે તે પ્રશ્નો પુછીને તે જવાબદ્વારા માણસની ઇચ્છા પોતાની જિજ્ઞાસા સંતોષવાની હોય છે એટલે પ્રશ્નો પૂછયા પહેલા માણસને અમુક વસ્તુનું કે અમુક ધર્મનું શુ સ્વરૂપ છે તે જાણવાની ઇચ્છા થાય છે અને ત્યારબાદ તેને પોતાની મેળે પોતાને સંતોષ ન થવાથી સામાને સાત પ્રશ્ન પુછે છે અને વસ્તુ સ્વરૂપ જાણે છે હવે માણસને સ્વરૂપ જાણવાની જિજ્ઞાસા પણ ત્યારેજ થાય કે પોતાને કોઈપણ વસ્તુમા સંશય પડે અને તે સાત સંશયો પણ ભિન્ન ભિન્ન સાત સંદેહના ધર્મો ને અનુસરીને સાત પ્રકારેજ થાય છે

એટલે પ્રથમ સંદેહના વિષયભૂત સાતધર્મોને અનુસરીને સાતજ સંદેહો થાય ત્યારબાદ તે સંદેહને દૂરકરવા વસ્તુને જાણવાની જિજ્ઞાસા થાય અને ત્યારબાદ તે જિજ્ઞાસાને દૂર કરવા માટે સાત પ્રશ્નો સામા માણસને પૂછવામા આવે છે જેમકે, 'પદાર્થ છે? નથી? કે અવક્તવ્ય છે? હવે તેના જવાબરૂપે જે સાત વાક્ય ઉચ્ચારવામા આવે તેજ સપ્તભગી

સપ્તભગીમા મૂખ્ય અસ્તિ, નાસ્તિ અને અવક્તવ્ય છે પરંતુ તે ત્રણના મિશ્રણથી સ્વતન્ત્ર જુદાજ અર્થને પ્રતિપાદન કરનાર કુલ સાત વિકલ્પ થાય છે આ સિવાય આમા અમે તેટલા પરિવર્તનો કરવામા આવે તોપણ સાત ભગ સિવાય કોઈપણ જાતનું વિશેષે પ્રતિપાદન થતું નથી

जेटला धर्मो तेटलीज सप्तभगी छे अर्थात् एकज वस्तुना एकजधर्म विषयक विरोधमानी लडनाराओने सप्तभगी शमाववामा अजोड छे।

सप्तभगीना बे भेद

सप्तभगी सकलादेशस्वभावा विकलादेशस्वभावा च ॥४३॥

अर्थ —आ सप्तभगी सकलादेश स्वभाववाळी अने विकलादेश स्वभाववाळी एम बे प्रकारे छे

विशेषार्थ —आ सप्तभगीना बे भेद छे एक सकलादेश ने बीजी विकलादेश. कोइपण एक धर्मद्वारा वस्तु सपूर्ण अभेद रीते कहेवाय छे ने तेनी जे सप्तभगी थाय ते सकलादेश सप्तभगी तेमज कोइपण धर्म विषयक भेद दृष्टिथी वस्तुनो बोध थाय ने तेनी जे सप्तभगी करवामा आवे ते विकलादेश सप्तभगी

सकला देशनु लक्षण —

प्रमाणप्रतिपन्नानन्तधर्मात्मकवस्तुन कालादिभिरभेदवृत्ति प्राधान्यादभेदोपचाराद्वा यौगपद्येन प्रतिपादक वचः सकलादेशः ॥ ७४ ॥

अर्थ —प्रमाणथी जाणेल अनन्त धर्मवाळी वस्तुनु कालविगेरेथी अभेदभावनी प्रधानताथी अथवा अभेदभावना उपचारथी समकाले वस्तुने प्रतिपादनकरनारू वचन ते सकलादेश

વિશેષાર્થ—પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણદ્વારા જાણેલ અનેક ધર્માત્મક વસ્તુનો, ધર્મ અને ધર્મીની અભેદભાવની પ્રધાનતાથી, અથવા અભેદભાવના ઉપચારથી, એકીસાથે પ્રતિપાદન કરનાર વચન તે સકલાદેશ

પ્રમાણસિદ્ધ અનન્ત ધર્મવાળી વસ્તુના કોઇ એક ધર્મને ભેદવૃત્તિ કે ભેદઉપચારથી ક્રમેકરીને પ્રતિપાદન કરનાર વચન તે વિકલાદેશ

તેજ પ્રમાણે જ્યારે અસ્તિત્વાદિ ધર્મોની કાળ વિગેરે સાથે અભેદવિવક્ષા હોય ત્યારે તે અસ્તિત્વાદિરૂપ એક શબ્દ વડે સત્વાદિરૂપ એકધર્મને જણાવતા છતા તદ્રૂપ અનેક ધર્મને પ્રતિપાદન કરે તેને યૌગપદ્ય કહેવામા આવે છે

જ્યારે અસ્તિત્વાદિ ધર્મોની કાલવિગેરેની સાથે ભેદ વિવક્ષા હોય ત્યારે તે અસ્તિત્વાદિ શબ્દ નાસ્તિત્વ વિગેરે અનેક ધર્મને પ્રતિપાદન નહિ કરી શકતો હોવાથી તેને ક્રમ કહે છે

દ્રવ્યને દ્રવ્ય શબ્દદ્વારા જણાવવામા આવે તો તે અભેદવૃત્તિ છે કારણકે દરેક દ્રવ્યમા દ્રવ્યત્વરૂપથી અભેદ છે ઘટ અને મનુષ્ય વિગેરેમા દ્રવ્ય ઘટાવવામા આવે તો તે અભેદોપચાર છે

આ અભેદવૃત્તિ અને અભેદોપચાર કાળવિગેરે દ્વારા આઠપ્રકારે થાય છે તે આ પ્રમાણે ૧ કાલ. ૨ આત્મસ્વરૂપ ૩ સબધ, ૪ સસર્ગ ૫ ઉપકાર ૬ ગુણીદેશ. ૭ અર્થ ૮ શબ્દ

૧ કાળ—'स्यादस्त्येव जीवादि वस्तु'—'કથચિત્ જીવાદિ વસ્તુ છેજ,'

આમા જે કાળમા જીવાદિ વસ્તુમા અસ્તિત્વ ધર્મ છે તે કાળ દરમિયાન જીવાદિ વસ્તુમા અવક્તવ્યરૂપ બીજા સમગ્ર ધર્મો પણ છે આવી એક કાળમા અને એક અધિકરણમા અસ્તિત્વાદિનો અભેદ છે, અર્થાત્ કાલિક સબધથી તે તે પદાર્થોના સર્વે ધર્મ અભિન્ન છે કારણકે એક કાલમા તે સર્વે વિદ્યમાન છે

આત્મસ્વરૂપ—જેમ જીવાદિ વસ્તુમા અસ્તિત્વ ગુણસ્વરૂપે છે તેમ બીજા પણ તેમા રહેલા અનત ધર્મો જીવાદિના ગુણસ્વરૂપે છે આથી જીવાદિમા 'અસ્તિત્વ' જેમ આત્મસ્વરૂપે છે તેમ બીજા પણ જીવના ધર્મો જીવમા આત્મસ્વરૂપે છે આરીતે આત્મસ્વરૂપથી પણ જીવાદિની અભેદવૃત્તિ બને છે

સબધ—જેવીરીતે, જીવ વિગેરેમા 'અસ્તિત્વ' ધર્મ તાદાત્મ્ય સબધથી રહે છે તેજપ્રમાણે બીજાપણ જીવના ધર્મો જીવમા તાદાત્મ્ય સબધે રહે છે કારણકે હમેશા ધર્મ ધર્મીનો સબધ તાદાત્મ્ય સબધ્દ્વારા બને છે આરીતે સબધદ્વારા અભેદવૃત્તિ બને છે

સસર્ગ—જેમ જીવ વિગેરેમા અસ્તિત્વનો સસર્ગ છે તેમ બીજા ધર્મોનો પણ જીવમા સસર્ગ છે માટે સસર્ગને લઇને પણ અભેદવૃત્તિ છે કોઇ અહિ શકા કરે કે સસર્ગ અને સબધમા કાંઈ ખાસ ફેર નથી છતા

લઈને આપણે ગુણોને ભિન્ન માનીએ છીએ આથી અહિં પણ અભેદવૃત્તિ ઘટી શકતી નથી

૩ સબધ—દડના સબધથી દંડી, છત્રના સબધથી છત્રી, અને ધનના સબધથી ધની કહેવાય છે આમા દડના સબધથી છત્રનો અને ધનનો સબધ જેમ જુદો છે તેજ રીતે પર્યાયાર્થિકનયના મતે ઘટોઽસ્તિ ત્યા ઘટમા સત્ત્વસબધ છે પણ ઘટનો અસત્ત્વ સબધ તે સત્ત્વ સબધથી જુદો છે જ્યારે આ રીતે સબધ ભિન્ન હોય ત્યારે પર્યાયાર્થિક નયના મતે સબધીમા સબધોનો અભેદ નજ ઘટી શકે પરતુ ભેદ જ ઘટે

૪ સસર્ગ—આજપ્રમાણે સસર્ગને લઈને પણ જુદા જુદા સસર્ગોનો પદાર્થોમા અભેદ ન ઘટી શકે કારણકે પર્યાયાર્થિક નયના મતે સસર્ગોની ભિન્નતાને લઈને સસર્ગીનો ભેદ થાય છે, તે પણ અનુભવ સિદ્ધ છે

૫ ઉપકાર—આ ઉપકારનો વિચાર કરીએ તોપણ અભેદ વૃત્તિ ઘટી શકતી નથી કારણકે દરેક વસ્તુમા ગુણો અનેક હોય છે અને આ દરેક ગુણો ભિન્ન ભિન્ન ઉપકાર કરતા હોય છે જો આ દરેક ગુણો એકજ ઉપકાર કરે છે, એમ માનીએ તો પદાર્થના ભિન્નભિન્ન ગુણોનો સ્વીકાર નકામો થઈ પડે આ રીતે પર્યાયાર્થિક નયના મતે ઉપકારમા પણ અભેદવૃત્તિ ન ઘટી શકે

૬ ગુણીદેશ—પર્યાયાર્થિકનયના મતે ગુણોની ભિન્નતાને લઈને ગુણીદેશની પણ અભેદવૃત્તિ ન ઘટી શકે પરતુ ભેદવૃત્તિ ઘટી શકે

७ **अर्थ**—જુદા જુદા ધર્મોના આધારભૂત ધર્મીની પણ પર્યાયાર્થિકનયના મતે ધર્મને અનુસરીને ભિન્નતા માનવી જોઇએ કારણકે જો જુદા જુદા ધર્મોના આધારમા ઐક્ય સ્વીકારીએ તો તે ધર્મોનું પણ ઐક્ય થવુ જોઇએ અને તેમ થાય તો જે ધર્મોની ભિન્નતા છે તે પણ ન હોવી જોઇએ પરતુ તેમ બનતુ ન હોવાથી અભેદવૃત્તિ ન ઘટી શકે

૮ શબ્દ—શબ્દને અનુસરીને પણ પર્યાયાર્થિકનયના મતને અનુસરીને ભિન્ન ભિન્ન માનવા જોઇએ, કારણકે શબ્દ દરેક ધર્મને અનુસરીને જુદા જુદા હોય છે અને જો તેમ ન માનીએ તો સર્વ પદાર્થો એકજ શબ્દના વાચ્ય બને અને તેમ બનતા બીજો શબ્દ જ ન રહે આથી અર્થના ભેદથી શબ્દ પણ ભિન્ન માનવો જોઇએ

આરીતે આ કાળ વિગેરેદ્વારા પર્યાયાર્થિક નયના મતે અભેદવૃત્તિ સિદ્ધ થતી નથી ત્યા આગળ કાળ વિગેરેથી ભિન્ન પદાર્થોના સકલા દેશમા અભેદોપચાર સ્વીકારવો જોઇએ

આ પ્રમાણે અભેદવૃત્તિ અને અભેદોપચારદ્વારા પ્રમાણથી જાણેલા અનત ધર્માત્મક વસ્તુને એકી સાથે પ્રતિપાદન કરનાર વાક્ય તે સકલાદેશ છે, જેનુ બીજુ નામ પ્રમાણવાક્ય કહેવામા આવે છે અને આ સકલાદેશની જે સપ્તભગી ઘટાવવામા આવે તેને પ્રમાણ સપ્તભગી કહે છે

સપ્તભગી વિષયક ઉદાહરણ—મણીલાલ વિષે સપ્તભગી ઘટાવવી હોય તો પ્રથમ સાતધર્મોને અનુસરીને મણીલાલ છે, નથી, કે અવાચ્ય છે વિગેરે સાત સદેહ થાય, અને ત્યારબાદ મણીલાલનું 'છે' 'નથી' વિગેરેઆનું શું સ્વરૂપ છે તે જાણવામાટે સદેહને અનુસરીને સાત જિજ્ઞાસાઓ થાય. અને પછી તે જિજ્ઞાસાઓના જવાબ મેળવવા માટે સાત પ્રશ્ન પૂછવામા આવે છે, અને તેમા પહેલો પ્રશ્ન એ પુછવામા આવે છે કે મણીલાલ છે? ત્યારે તેના જવાબમા કહેવામા આવે છે स्याद्स्त्येव मणीलाल આ પ્રમાણે બીજા પણ પ્રશ્નો પૂછી स्याद्नास्त्येव मणीलाल, स्याद्स्त्येव स्याद्नास्त्येव मणीलाल, स्यादवक्तव्यमेव मणीलाल, स्याद्स्त्येव स्यादवक्तव्यमेव मणीलाल, स्यान्नास्त्येव स्यादवक्तव्यमेव मणीलाल, स्याद्स्त्येव स्यान्नास्त्येव स्यादवक्तव्यमेव मणीलाल આ સાત જવાબોરૂપ સાત વાક્ય સદેહ ટાળવા માટે બોલવામા આવે છે ને તેનેજ સપ્તભગી માનવામા આવે છે

'स्यादस्त्येव मणीलाल' 'स्यादन्नास्त्येव मणीलाल'

આ બે વાક્યોમા પ્રથમમા મણીલાલ મણીલાલના સ્વરૂપે છે પરતુ માણેકલાલ વિગેરેના રૂપે નથી. અથવા સ્વદ્રવ્ય ચૈતન્યરૂપે મણીલાલમા સત્ત્વ અને પરદ્રવ્ય પુદ્ગલ વિગેરેપણાએ કરીને મણીલાલમા અસત્ત્વ છે

હવે ક્ષેત્રની દૃષ્ટિએ વિચાર કરીએ તોપણ મણીલાલના આત્મપ્રદેશથી અધિષ્ઠિત આકાશપ્રદેશ તે સ્વક્ષેત્ર અને તે સ્વક્ષેત્રથી મણીલાલમા સત્ત્વ અને પરક્ષેત્રથી અસત્ત્વ છે.

મણીલાલે જેટલુ આયુષ્ય બાંધ્યું હોય તે આયુષ્યકાળ તે મણીલાલનો સ્વકાળ અને ઈતર તે પરકાળ હવે પોતાના સ્વકાળથી મણીલાલમા સત્ત્વ છે અને પરકાળથી અસત્ત્વ છે

મણીલાલમા ભાવદૃષ્ટિએ વિચારીએ તોપણ જ્ઞાનાદિ તે મણીલાલનો સ્વભાવ અને ઇતર તે પરભાવ આમા સ્વભાવથી મણીલાલમા સત્ત્વ અને પરભાવથી અસત્ત્વ છે

આજરીતે, પરિમાણથી, નયથી, ને નિક્ષેપ વિગેરેથી પણ સત્ત્વ અને અસત્ત્વ પદાર્થમા ઘટાવી શકાય છે

તીજો ભગ स्यादस्त्येव स्यान्नास्त्येव मणीलाल

મણીલાલ પોતે ક્રમાર્પિત સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સત્ત્વરૂપ તથા પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાળ અને પરભાવની અપેક્ષાએ અસત્ત્વરૂપ ઉભય ધર્મવાળો છે ધ્યાન રાખવું કે જ્યારે એક ભગ ઉપયુક્ત હોય છે ત્યારે બીજો ભગ ગૌણ તરીકે તે પદાર્થમા જરૂર હોયજ છે

ચોથોભગ स्यादवक्तव्यमेव मणीलाल

એકકાળમા એકીસાથે પ્રધાનરીતે મણીલાલમા સ્વ ને પર દ્રવ્યક્ષેત્ર કાળ અને ભાવને અનુસરીને સત્ત્વ તથા અસત્ત્વ બન્નેનું સમર્થન કરવાનુ સામર્થ્ય કોઈપણ શબ્દમા ન હોવાથી આવસ્વરૂપ ચોથો ભગ માનવામા આવે છે

પાચમો स्यादस्त्येव स्यादवक्तव्यमेव मणीलालः

એકકાળમા એકીસાથે પ્રધાનરીતે મણીલાલમા સ્વ અને પર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરીને સત્ત્વ તથા અસત્ત્વ બન્નેનું સમર્થન કરવાનુ સામર્થ્ય કોઇપણ શબ્દમા

સપ્તભંગી વિષયક ઉદાહરણ—મણીલાલ વિષે સપ્તભંગી ઘટાવવી હોય તો પ્રથમ સાતધર્મોને અનુસરીને મણીલાલ છે, નથી, કે અવાચ્ય છે વિગેરે સાત સંદેહ થાય, અને ત્યારબાદ મણીલાલનું 'છે' 'નથી' વિગેરેમાનું શું સ્વરૂપ છે તે જાણવામાટે સંદેહને અનુસરીને સાત જિજ્ઞાસાઓ થાય. અને પછી તે જિજ્ઞાસાઓના જવાબ મેળવવા માટે સાત પ્રશ્ન પૂછવામા આવે છે, અને તેમા પહેલો પ્રશ્ન એ પુછવામા આવે છે કે મણીલાલ છે? ત્યારે તેના જવાબમાં કહેવામા આવે છે स्याद्स्त्येव मणीलाल આ પ્રમાણે બીજા પણ પ્રશ્નો પૂછી स्याद्नास्त्येव मणीलाल, स्यादस्त्येव स्याद्नास्त्येव मणीलाल, स्यादवक्तव्यमेव मणीलाल, स्याद्स्त्येव स्यादवक्तव्यमेव मणीलाल, स्यान्नास्त्येव स्यादवक्तव्यमेव मणीलाल, स्याद्स्त्येव स्यान्नास्त्येव स्यादवक्तव्यमेव मणीलालઆ સાત જવાબોરૂપ સાત વાક્ય સંદેહ ટાળવા માટે બોલવામા આવે છે ને તેનેજ સપ્તભંગી માનવામા આવે છે

'स्याद्स्त्येव मणीलाल' 'स्याद्नास्त्येव मणीलाल'

આ બે વાક્યોમા પ્રથમમા મણીલાલ મણીલાલના સ્વરૂપે છે પરંતુ માણેકલાલ વિગેરેના રૂપે નથી. અથવા સ્વદ્રવ્ય ચેતન્યરૂપે મણીલાલમા સત્વ છે અને પરદ્રવ્ય પુદ્ગલ વિગેરેપણાએ કરીને મણીલાલમા અસત્વ છે

હવે ક્ષેત્રની દૃષ્ટિએ વિચાર કરીએ તોપણ મણીલાલના આત્મપ્રદેશથી અધિષ્ઠિત આકાશપ્રદેશ તે સ્વક્ષેત્ર અને તે સ્વક્ષેત્રથી મણીલાલમા સત્વ અને પરક્ષેત્રથી અસત્વ છે

ન હોવાથી અવક્તવ્ય છતાં, તેનામાં કથંચિત્ સત્ત્વ પ્રધાનતાએ હોય છે ત્યારે પાંચમો ભંગ મનાય છે

અર્થાત્ મણીલાલના એક અંશમાં સ્વ ચતુષ્ટયથી સત્ત્વ હોવા છતાં સહાર્પિત સત્ત્વાસત્ત્વની વિવક્ષાથી અવક્તવ્ય હોય છે ત્યારે આ પાંચમો ભંગ બને છે

છઠ્ઠો સ્યાન્નાસ્ત્યેવ સ્યાદવક્તવ્યમેવ મણીલાલ

મણીલાલ પરચતુષ્ટય વડે અસત્સ્વરૂપ હોવા છતાં ઉભય સ્વરૂપની એકકાલમાં વિવક્ષા હોય ત્યારે તે અવાચક હોય છે ત્યારે છઠ્ઠો ભંગ બને છે

અનન્તધર્મવાળા મણીલાલમાં કોઈ અંશે વિદ્યમાન સુખાદિ ધર્મને પરદ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ અસત્સ્વરૂપે માનવામાં આવે છે અને બીજા અંશમાં જ્ઞાનાદિ ધર્મોનું આલંબન કરવાથી એક કાળમાં પ્રધાનપણે સ્વપર ચતુષ્ટથી અવક્તવ્ય શબ્દથી પ્રતિપાદન કરેલ અને સહાર્પિતપણે રહેલ સત્ત્વાસત્ત્વ પણ મણીલાલના પૂર્વોક્ત અંશમાં માનવામાં આવે છે

સ્યાદસ્ત્યેવ સ્યાન્નાસ્ત્યેવ સ્યાદવક્તવ્યમેવ મણીલાલ.

મણીલાલ સ્વ ને પર ચતુષ્ટયવડે ક્રમે કરીને સત્ત્વાસત્ત્વરૂપ ઉભય સ્વરૂપવાળો હોવા છતાં એકીસાથે પ્રધાનપણે વિવક્ષાથી અવાચક પણ છે

અનેક ધર્મવાળા મણીલાલની અંદર સુખાદિધર્મને આલંબન કરવાથી સ્વપર ચતુષ્ટયવડે ક્રમિક સત્ત્વાસત્ત્વ માનવામાં આવે છે અને બીજા અંશમાં જ્ઞાનાદિ ધર્મોનું

ભંગ કરવા જોઇએ કારણકે તે પણ ધર્મ છે અને ધર્મ હોવાથી તેની પણ સપ્તભંગી થઇ શકે છે અને તેજ પ્રમાણે તે અસ્તિની સપ્તભંગીમા ફરી પણ અસ્તિ શબ્દ આવશે અને તેની પણ સપ્તભંગી કરવી પડશે આરીતે અનંત સપ્તભંગીઓ પ્રાપ્ત થશે અને તેમ થવાથી તમારી માનેલી સપ્તભંગી અનવસ્થા દોષ યુક્ત થશે

ઉત્તર—અપ્રમાણિક પણે પદાર્થની કલ્પના કરવામા આવે તેને અનવસ્થા કહે છે પરંતુ પ્રમાણિક પણે એક પદાર્થની અનંત કલ્પનાઓ પણ ઘટી શકે છે અને તે પ્રમાણિકપણે થતી અનંત કલ્પનાઓ અનવસ્થા દોષ યુક્ત ન ગણાય દાખલાતરીકે, માણસજાતની માતૃપિતૃપરંપરા અનંતી છે પરંતુ તે પ્રમાણ પુરઃસર હોવાથી તેને કોઇ અનવસ્થામા દોષ યુક્ત કહેતુ નથી તેજપ્રમાણે આ સપ્ત-ભંગી પ્રમાણ પુરસ્સર હોવાથી અનવસ્થા દોષ યુક્ત થઇ શકતી નથી

અન્ય સપ્તભંગીમા અનવસ્થા ઘટાવતા અજૈનો ધર્મમા પણ ધર્મની કલ્પના કરે છે પરંતુ તે પ્રમાણે ધર્મમા ધર્મની કલ્પના ન કરી શકાય જેમ વૃક્ષમા વૃક્ષત્વ ધર્મ માનીએ છીએ તેમ તે વૃક્ષત્વ ધર્મમા બીજો અવાન્તર વૃક્ષત્વત્વ અને તેમા વળી ત્રીજો અવાન્તર વૃક્ષત્વત્વત્વ ધર્મ નથી માનતા અને તેમ ન માનીને વૃક્ષનો અનવસ્થા દોષથી બચાવ કરવામા આવે છે તેજપ્રમાણે એક અસ્તિધર્મમા બીજો અસ્તિ ધર્મ ન હોઇ શકે અને તે ન હોવાથી સપ્ત-ભંગીમા જેરીતે તમે અનવસ્થા ઘટાવો છો તે અનવસ્થા દોષ નહિ ઘટી શકે

ધર્મો, તેમજ બીજા નિષેધધર્મો પણ અપેક્ષાપૂર્વક સ્વીકારવામા આવે

પરતુ પ્રસ્તુત સપ્તભગીના વિધિનિષેધમા શીત અને ઉષ્ણસ્પર્શ જેવો વિરોધ નથી કારણકે વિરોધ તો તેને કહેવામા આવે છે કે જે ધર્મ પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળા હોય અને એક વખતે એક જગ્યાએ ને એકરીતે ન રહી શકે પરતુ પદાર્થે માનમા સ્વરૂપ ચતુષ્ટયથી વિધિ અને પરરૂપ ચતુષ્ટયથી નિષેધ માનવામા આવે છે પરતુ જો સ્વરૂપ ચતુષ્ટયથી પ્રતિષેધ માનવામા આવે તો વિરોધ આવી શકે પરતુ તે પ્રમાણે તો તેનો સ્વીકાર કરતાજ નથી આરીતે વિરોધ દોષ પણ સપ્તભગીમા નથી

૨ વૈયધિકરણ્ય—જ્યારે અસ્તિ અને નાસ્તિ વિરોધી છે તો તે અસ્તિ અને નાસ્તિનો એક આધાર ન હોઇ શકે અને જ્યારે તે અસ્તિ નાસ્તિના જુદા જુદા અધિકરણ હોવાથી આ સપ્તભગી ન ઘટી શકવાથી પ્રમાણિક નથી

ઉત્તર—વસ્તુમાત્રમા અપેક્ષાપૂર્વક અનતધર્મો સ્વીકારવામા કોઇપણ જાતનો બાધ નથી અને તેથી વિધિપ્રતિષેધ કોઈપણ રીતે વિરોધી ઠરી નથી શકતા અને જ્યારે તે વિરોધી ન હોવાથી તે બન્નેનું એક અધિકરણ માનવામા પણ કાઇ બાધ ન હોઇ શકે ? આ રીતે સપ્તભગીમા વૈયધિકરણ પણ દોષ લાગતો નથી

૩ અનવસ્થા—જેમ, કોઈપણ એક પદાર્થ કે ધર્મવિષયક વિધિ પ્રતિષેધની કલ્પનાદ્વારા સાત ભગ કરવામા આવે છે તે સાત ભાગમા વપરાતા અસ્તિ ભગમા પણ

સાત ભગ કરવા જોઇએ. કારણકે તે પણ ધર્મ છે અને ધર્મ હોવાથી તેની પણ સપ્તભગી થઇ શકે છે અને તેજ પ્રમાણે તે અસ્તિની સપ્તભગીમા ફરી પણ અસ્તિ શબ્દ આવશે અને તેની પણ સપ્તભગી કરવી પડશે આરીતે અનત સપ્તભગીઓ પ્રાપ્ત થશે અને તેમ થવાથી તમારી માનેલી સપ્તભગી અનવસ્થા દોષ યુક્ત થશે

ઉત્તર—અપ્રમાણિક પણે પદાર્થની કલ્પના કરવામા આવે તેને અનવસ્થા કહે છે પરતુ પ્રમાણિક પણે એક પદાર્થની અનત કલ્પનાઓ પણ ઘટી શકે છે અને તે પ્રમાણિકપણે થતી અનત કલ્પનાઓ અનવસ્થા દોષ યુક્ત ન ગણાય દાખલાતરીકે, માણસજાતની માતૃપિતૃપરમ્પરા અનતી છે પરતુ તે પ્રમાણ પુરસ્સર હોવાથી તેને કોઇ અનવસ્થામા દોષ યુક્ત કહેતુ નથી તેજપ્રમાણે આ સપ્ત-ભગી પ્રમાણ પુરસ્સર હોવાથી અનવસ્થા દોષ યુક્ત થઇ શકતી નથી

સત્ય સપ્તભગીમા અનવસ્થા ઘટાવતા અર્હેનો ધર્મમા પણ ધર્મની કલ્પના કરે છે પરતુ તે પ્રમાણે ધર્મમા ધર્મની કલ્પના ન કરી શકાય જેમ વૃક્ષમા વૃક્ષત્વ ધર્મ માનીએ છીએ તેમ તે વૃક્ષત્વ ધર્મમા બીજો અવાન્તર વૃક્ષત્વત્વ અને તેમા વળી તીજો અવાન્તર વૃક્ષત્વત્વત્વ ધર્મ નથી માનતા. અને તેમ ન માનીને વૃક્ષનો અનવસ્થા દોષથી બચાવ કરવામા આવે છે તેજપ્રમાણે એકઅસ્તિધર્મમા બીજો અસ્તિ ધર્મ ન હોઇ શકે અને તે ન હોવાથી સપ્ત-ભગીમા જેરીતે તમે અનવસ્થા ઘટાવો છો તે દોષ નહિ ઘટી

૪ સંકર—ભિન્ન ભિન્ન વસ્તુઓનું એકી સાથે રહેવું, તેને શંકર દોષ કહે છે તમે માનેલ સપ્તભંગીમાં, આ અસ્તિ, અને નાસ્તિ ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા હોવા છતા તમારા માનવા પ્રમાણે એક જગ્યાએ એકીસાથે રહે [redacted] અને તે બન્ને એકી સાથે રહેવાથી જે રૂપથી 'અસ્તિ' છે તે રૂપથી 'નાસ્તિ' પણ રહેશે અને તેમ થવાથી આ સપ્તભંગી સંકર દોષ યુક્ત થશે.

ઉત્તર—જે જૈનેતરો અસ્તિ અને નાસ્તિને એકરૂપે એકીસાથે સપ્તભંગીમાં પ્રાપ્તમાની આ દોષને સપ્તભંગીમાં જણાવે છે તેજ ભૂલ છે કારણકે જૈનો કોઇપણ રીતેએક રૂપે અસ્તિ નાસ્તિ માનતા નથી પરંતુ સ્વરૂપ ચતુષ્ટયથી અસ્તિ અને પરરૂપ ચતુષ્ટયથી નાસ્તિ પદાર્થમાં માને છે અને તે બન્ને પદાર્થમાં અવિરુદ્ધ સિદ્ધ થાય છે માટે આ શંકર દોષ કોઇપણ રીતે સપ્તભંગીમાં લાગી શકતો નથી

૫ વ્યતિકર—પરસ્પર વિષયના જવાને વ્યતિકર કહે છે જે રૂપથી સત્ત્વ હોય તે રૂપથી અસત્ત્વ હોય અને જે રૂપથી અસત્ત્વ હોય તે રૂપથી સત્ત્વ હોય આવા વ્યતિકર દોષયુક્ત તમારી સપ્તભંગી હોવાથી અનાદરણીય છે

ઉત્તર—અમે કોઈ કાળે એક રૂપે સત્વ અને અસત્વ માનતાજ નથી અમારે ત્યાં તો અસ્તિને નાસ્તિ કહેવારૂપ અને નાસ્તિને અસ્તિ કહેવારૂપ વિષયની ફેરબદલી થતી નથી પરંતુ સ્વસ્વરૂપ અને પરસ્વરૂપને કેન્દ્રમાં રાખીનેજ અસ્તિ નાસ્તિ કહેવામાં આવે છે માટે સપ્તભંગીમાં વ્યતિકર દોષ નથી

સંશય—વિરુદ્ધ ધર્મોને અચોક્કસ રીતે સ્પર્શનારા જ્ઞાનને સંશય કહે છે તેજપ્રમાણે તમારી માનેલી સપ્

ભંગીમા ઘડીક અસ્તિ અને ઘડીક નાસ્તિરૂપ વિરુદ્ધ ધર્મોને અચોક્કસ રીતે જ્ઞાન સ્પર્શે છે માટે સંશયવાળી આ સપ્તભંગીને કોણ બુદ્ધિશાળી સ્વીકાર કરે ?

ઉત્તર—આ સપ્તભંગી કે અનેકાંતવાદ સંશયરૂપ નથી કારણકે સંશયમાત્રમા સામાન્ય ધર્મોનું પ્રત્યક્ષ હોય છે અને વિશેષધર્મો અપ્રત્યક્ષ હોય છે દાખલા તરીકે, 'આ ઠુંઠુ છે કે પુરુષ છે' આ જ્ઞાન સંશયવાળુ છે આમા સરખી ઉંચાઈને પોલાણ વિગેરે સામાન્ય ધર્મોનું પ્રત્યક્ષ છે પરંતુ પક્ષીઓના માળા હોવા વિગેરે વૃક્ષના, અને હાથ, પગ, મનુષ્યાકૃતિ વિગેરે મનુષ્યના વિશેષધર્મોનું અપ્રત્યક્ષ છે પરંતુ સંશયકોટિભૂત બન્નેના વિશેષ ધર્મોનું તેને સ્મરણ તો હોય જ છે

પણ પ્રકૃત સપ્તભંગીમા સંશયનું તે લક્ષણ ઘટતું નથી કારણકે સપ્તભંગીમા સામાન્ય ધર્મ ઉપલબ્ધ છે તેજ પ્રમાણે સ્વરૂપ અને પરરૂપાદિ વિશેષ ધર્મો પણ ઉપલબ્ધ હોય છે અસ્તિ છે કે નાસ્તિ છે તે સંશય છે પરંતુ અસ્તિ છે અને નાસ્તિ પણ છે તે સંશય નથી પરંતુ નિશ્ચિતજ્ઞાન છે આરીતે આ સપ્તભંગી નિશ્ચિતજ્ઞાનવાળી હોવાથી સંશય દોષયુક્ત નથી

૭ અપ્રતિપત્તિ—આ રીતે સપ્તભંગીમા ઉપરોક્ત દોષો લાગવાથી તે સપ્તભંગીના સંશયદ્વારા સપ્તભંગીથી વસ્તુની પ્રતિપત્તિ થતી નથી માટે કરીને સપ્તભંગી અપ્રતિપત્તિ દોષવાળી હોવાથી અનાદરણીય બને છે

ઉત્તર—જ્યારે ઉપરોક્ત દોષોનો વ્યવસ્થિતરીતે
અનાદર થવાથી સપ્તભંગીમા સંશય રહેતો નથી અને
સંશય ન રહેવાથી તે દ્વારા વસ્તુનું ભાન પણ નિશ્ચિત થાય
છે એટલે સપ્તભંગી અપ્રતિપત્તિ દોષ રહિત છે

૮ અભાવ—દરેક વસ્તુનો સદ્ભાવ તેનુ જ્ઞાન થાય
છે ત્યારેજ મનાય છે તેજપ્રમાણે સપ્તભંગીમા અપ્રતિપત્તિ
દોષહોવાથી સપ્તભંગીનું જ્ઞાન થતુ નથી અને જ્યારે સપ્ત
ભંગીનું જ્ઞાન થતુ ન હોવાથી સપ્તભંગી અભાવ દોષ
યુક્ત છે ને તેથી તે સપ્તભંગી અનાદરણીય બને છે

ઉત્તર—પરંતુ સપ્તભંગીમા નિશ્ચિતજ્ઞાન સ્પષ્ટ થતુ
હોવાથી અપ્રતિપત્તિ દોષ નથી અને અપ્રતિપત્તિ દોષ ન
હોવાથી સપ્તભંગીમા નિશ્ચિતજ્ઞાન થાય છે અને તે દ્વારા તેનો
સદ્ભાવ છે તે પણ નિશ્ચિત થાય છે

આરીતે વસ્તુત વાસ્તવિક સપ્તભંગીના અજાણ
પુરુષોએ મૂકેલા આ આઠે આક્ષેપો સપ્તભંગીને કોઈપણ
રીતે ખોટી ઠરાવી શકતા નથી. કારણકે સપ્તભંગી એ શબ્દના
આપેક્ષિક ધર્મને અનુસરીને થાય છે અને જ્યારે આપેક્ષિક
ધર્મનો સ્વીકાર કરવામા આવે ત્યારે આ દોષો સ્હેજે ઉડી
જાય છે

વિકલાદેશનુ લક્ષણ —

तद्विपरीतस्तु विकलादेशः ॥ ४५ ॥

અર્થ—તે સકલાદેશથી વિપરીત તે વિકલાદેશ ૧

વિશેષાર્થ—નયથી જાણેલ વસ્તુધર્મને ભેદવૃત્તિની

પ્રધાનતાથી તેમજ ભેદનાઉપચારથી ક્રમપૂર્વક પ્રતિપાદન કરનારૂ વચન તે વિકલાદેશ

આ વિકલાદેશ વાક્યની સપ્તભંગી તે નયસપ્તભંગી છે અર્થાત્ કોઇપણ ધર્મવિષયક વસ્તુ સ્વતંત્ર ભેદદૃષ્ટિથી ભિન્ન થઇ તેના જે ભંગ કરવામા આવે તે વિકલાદેશ છે

આ વિકલાદેશ સપ્તભંગી નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ સાત નયના ભેદ કરીને સાત પ્રકારે છે ને તેમા પણ નૈગમ અને સંગ્રહના બે બે ભેદ ગણીએ તો કુલ નવ પ્રકારે નયસપ્તભંગી થાય છે તે વિકલાદેશ સપ્તભંગી છે

પ્રમાણ અર્થનો બોધ શાથી કરાવે છે તેનુ કારણ—

तद् द्विभेदमपि प्रमाणमात्मीयप्रतिबन्धकापगमविशेष स्वरूपसामर्थ्यतः प्रतिनियतमर्थमवद्योतयति ॥ ४६ ॥

અર્થ—તે (પ્રત્યક્ષ અને પરોક્ષ એમ) બન્ને પ્રકારનુ પ્રમાણ, પોતાના જ્ઞાન આવરણના ક્ષય અને ક્ષયોપશમથી પ્રતિબન્ધક કર્મનો દૂર થવાથી ઉત્પન્ન થયેલ વિશિષ્ટ સામર્થ્ય દ્વારા પ્રતિનિયત અર્થને પ્રકાશે છે

વિશેષાર્થ—પ્રત્યક્ષ અને પરોક્ષ એ બન્ને પ્રમાણો સ્વગુણ જ્ઞાનજ છે અને જ્ઞાન મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ એ પાંચ પ્રકારે છે તેમના પ્રતિબન્ધક ચાર પોતાના આવરણના ક્ષયોપશમદ્વારા ઉત્પન્ન થયેલ સામર્થ્યથી વસ્તુને જાણવામા સમર્થ થાય છે અને કેવળ જ્ઞાન પોતાના આવરણના સર્વથા ક્ષયથી વસ્તુને નિશ્ચયે જાણે

કરાવવામા સમર્થ નીવડે છે એટલે બન્ને પ્રમાણો આવર-
ણના ક્ષયોપશમને ક્ષયદ્વારા ઉત્પન્ન થયેલ સામર્થ્યથી પ્રતિ-
મધક કારણો દૂરથવાથી નિયત અર્થને પ્રકાશે છે

**પ્રમાણ તદુત્પત્તિને તદાકારતાવડે અર્થનુ પ્રકાશક નથી**

न तदुत्पत्तितदाकारताभ्याम्, तयो॰ पार्थक्येन सामस्त्येन च व्यभिचारोपलम्भात् ॥ ४७ ॥

અર્થ —તે પ્રમાણનું અર્થપ્રકાશન તદુત્પત્તિને તાદાત્મ્યવડે નથી કારણકે તે બન્નેને પૃથક્પણે તથા સમસ્તપણે લેતા વ્યભિચાર માલમ પડે છે

વિશેષાર્થ –પ્રમાણ કાર્યકારણભાવવડે, તેમજ તાદાત્મ્ય સબંધવડે, કે તે બન્નેવડે કરીને પ્રતિનિયત અર્થને પ્રકાશતું નથી પરતુ પ્રત્યક્ષ અને પરાક્ષ બન્ને પ્રમાણો પોતાના જ્ઞાનાવરણીયના ક્ષયોપશમદ્વારા ઉત્પન્ન થતા સામર્થ્યથી જ પ્રતિનિયત પદાર્થને જણાવી શકે છે

આમા એક પક્ષ પ્રમાણ તદુત્પત્તિથીજ નિયત રીતે અર્થને પ્રકાશે છે તેમ એકાતે માને છે બીજોપક્ષ તાદાત્મ્યથીજ નિયતરીતે પ્રમાણ અર્થને પ્રકાશે છે તેમ માને છે અને ત્રીજો પક્ષ તદુત્પત્તિ અને તાદાત્મ્ય બન્નેવડેજ પ્રમાણ પ્રતિનિયત અર્થને પ્રકાશે છે તેમ માને છે

હવે જો પ્રમાણ તદુત્પત્તિથીજ અર્થને પ્રકાશે છે એ નિયમ આપણે સ્વિકારીએ તો ઘડાનો અવયવવિશેષ કપાલ તે કલશનું ભાન કરાવવામા સમર્થ થવો જોઇએ કારણકે કપાલથી કલશ ઉત્પન્ન થાય છે અને તેથી ત્યા કપાલ અને

श्री पार्श्वनाथाय नमः

## ॥ अथ पचम. परिच्छेद. ॥

## પાંચમો પરિચ્છેદ

### પ્રમાણુનો વિષય

### પ્રમેય વિચાર.

પ્રમાણુનો વિષય

तस्य विपयः सामान्यविशेपाद्यनेकान्तात्मक वस्तु ॥१॥

**અર્થ**—પૂર્વોક્ત બન્ને પ્રમાણોનો વિષય સામાન્ય વિશેષાદિ સ્વરૂપવાળી વસ્તુ છે

**વિશેષાર્થ**—પ્રમાણ એટલે જ્ઞાન અને તેનું સ્વરૂપ આપણે પહેલા પરિચ્છેદમા વિસ્તૃતરીતે જણાવ્યું છે હવે આ પ્રમાણજ્ઞાન કોઈ ને કોઇ પ્રમેય સિવાય ન બની શકે કારણ કે આપણે કાઇપણ જાણીએ છીએ કે કોઇપણ વસ્તુમા

---

१ गुण पर्याययो स्थानमेकरूप सदापि यत् ॥
स्वजात्या द्रव्यमाख्यात मध्ये भेदो न तस्य वै ॥१॥
द्रव्यानुयोग तर्कणा पृ ११

दव्व पज्जव्वविउय दव्वविउत्ता य पज्जवा णत्थि ॥
[illegible] दिदवियरक्खणं [illegible] एय ॥१२॥

વ્યવસ્થિત બોધ તો ત્યારે જ થઇ શકે કે જ્યારે તેમા રોકાણ કરનારા નાના મોટા દરેક પ્રતિબંધક કારણો દુર થાય અને આ પ્રતિબંધક તે જ્ઞાનાવરણ છે દાખલા તરીકે પ્રત્યક્ષ રીતે ઘડાનું ભાન કરવું હોય તો ભાન કરાવનારની આંખમા તેજ, બુદ્ધિશક્તિ, વચ્ચે આ આચ્છાદન કરનારી વસ્તુઓનું દૂર થવુ વગેરે તે સર્વની અપેક્ષા રહેછેજ અને તે સર્વ ત્યારેજ થાય કે જ્ઞાનઆવરણનો ક્ષયોપશમ કે ક્ષય થાય

इतिश्री वादिदेवसूरिरचिते प्रमाणनयतत्त्वे
चतुर्थपरिच्छेद. समाप्तः



ઠ્ઠુકે અખંડ સાકળમા પણ આ કોઠારૂપ ભેદ છે તેમ પદાર્થમા
ભેદ પણ હોય છે આરીતે પદાર્થમાત્ર અભેદ ને ભેદ બન્ને
રૂપ છે અર્થાત્ સામાન્ય અને વિશેષ બન્નેરૂપ છે

અન્ત્ય સામાન્ય અને અન્ત્ય વિશેષની અવાન્તર આવેલા
બીજા દરેક ભેદો સામાન્ય અને વિશેષ એમ બન્ને કહેવાય છે
કિંતુ અન્ત્ય સામાન્યમા વ્યક્તિની બહુલતા અને અન્ત્ય
વિશેષમા વ્યક્તિની અલ્પતા હોય છે તે સ્હેજે સિદ્ધ છે

આથી એતો ચોક્કસ સિદ્ધ થાય છે કે પદાર્થમાત્ર
સામાન્ય અને વિશેષાત્મક છે તેમા પદાર્થવિષયક અભેદ-
બુદ્ધિને કરવામા આવેલ વિચારનો વિષય તે સામાન્ય અને તેજ
પદાર્થવિષયક ભેદબુદ્ધિથી કરવામા આવેલ વિચારનો વિષય તે
વિશેષ અને તે બન્નેને પૃથક્રીતે ગ્રહણ કરનાર તે નય છે
કિંતુ સંપૂર્ણ વસ્તુગ્રાહી જો કોઇ હોય તો તે પ્રમાણજ છે
આરીતે પ્રમાણનો વિષય સામાન્યવિશેષાત્મક વસ્તુ છે

કેટલાક સામાન્યજ વાચ્ય છે ને તે સીવાય ઇતર વાચ્ય
તરીકે નથી તેમ માને છે અને તે માનનાર અદ્વૈતવાદિઓ
અને સાખ્યમતવાળા છે

કેટલાક વિશેષજ વાચ્ય છે ને તે સિવાય બીજુ વાચ્ય
તરીકે નથી તેમ માને છે અને તે માનનાર બૌદ્ધમતા-
વલંબીઓ છે

તેમજ કેટલાક પરસ્પર નિરપેક્ષ અને પદાર્થથી તદ્દન
જુદા સામાન્ય વિશેષયુક્ત વસ્તુને વાચ્યતરીકે માને છે ને તેથી
બીજે પ્રકારે નથીજ તેમ માને છે અને તે પ્રમાણે માનનાર
ન્યાયદર્શનવાળા અને

સુખ કે દુ ખની પ્રાપ્તિ કે પરિહારની જિજ્ઞાસાએ પ્રવૃત્તિ કરીએ છીએ તે કોઇ ને કોઇ વસ્તુ વિષયકજ હોય છે વસ્તુવિના કોઈપણ વખતે માણસને શૂન્ય બોધ થાયજ નહિ આ રીતે જે વસ્તુ વિષયક જ્ઞાન કરવાની પ્રવૃત્તિ કરવામા આવે છે તે પદાર્થ પ્રમેય છે

હવે આ પ્રમેયનો બોધ પ્રમાણ ભેદ અને અભેદ દ્રષ્ટિથી મિશ્રરીતે કરે છે જે ભૂત અને ભાવિ બન્નેમા એક સરખી રહેનાર વસ્તુની અવસ્થાને અનુલક્ષીને વસ્તુનો બોધ કરનાર દૃષ્ટિ તે અભેદદૃષ્ટિ અને વર્તમાનને અનુલક્ષીને વિચાર કરનાર દૃષ્ટિ તે ભેદદૃષ્ટિ આ બન્ને દૃષ્ટિથી મિશ્રરીતે પ્રમાણ પ્રમેયને જાણે છે પરતુ તેમા અભેદદૃષ્ટિથી જણાતો વસ્તુઓનો વિષય તે સામાન્ય અને ભેદદૃષ્ટિથી જણાતો વસ્તુઓનો વિષય તે વિશેષ છે

આ બન્ને દૃષ્ટિનો મિશ્રિત વિષય તે પ્રમાણથી જાણવા યોગ્ય પ્રમેય છે અને પૃથક્ પૃથક્ સાપેક્ષ વિષય તે નયના વિષયભૂત છે અર્થાત્ મૂળ દ્રવ્ય તે સામાન્ય અને તે દ્રવ્યમા બનારા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને અનુસરનારા રૂપાન્તરો તે પર્યાય યા વિશેષ છે દ્રવ્ય,પર્યાય યા વિશેષ સિવાય ન હોઇ શકે અને પર્યાય દ્રવ્ય સિવાય ન હોઇ શકે આરીતે પદાર્થ સામાન્ય વિશેષ યુક્ત છે પરતુ કેવળ સામાન્ય યુક્ત કે પર્યાય યુક્ત નથી જેમ, સ ધાનવીના છુટા છુટા અકોડામાત્રથી સાકળ ન બની શકે તેમ જગતમા આવેલા તમામ પદાર્થો ભેદરૂપ નથી પરતુ અભેદ-પણ છે તેમજ કેવળ અભેદ-પદાર્થ અખડ જ છે એમ પણ ન કહી શકાય.

...ખુડે અખડ સાકુળમા પણ એ કોડારૂપ ભેદ છે તેમ પદાર્થમા ...ે પણ હોય છે આરીતે પદાર્થમાત્ર અભેદ ને ભેદ બને ...ે છે અર્થાત્ સામાન્ય અને વિશેષ બન્નેરૂપ છે

અન્ત્ય સામાન્ય અને અન્ત્ય વિશેષની અવાન્તર આવેલા ...ત દરેક ભેદો સામાન્ય અને વિશેષ એમ બન્ને કહેવાય છે ...તુ અન્ત્ય સામાન્યમા વ્યકિતની બહુલતા અને અન્ત્ય વિશેષમા વ્યકિતની અલ્પતા હોય છે તે મ્હેજે સિદ્ધ છે

આથી એતો ચોક્કસ સિદ્ધ થાય છે કે પદાર્થમાત્ર ...માન્ય અને વિશેષાત્મક છે તેમા પદાર્થવિષયક અભેદ ...તે કવામા આવેલ વિચારનો વિષય તે સામાન્ય અને તેજ ...ાર્થવિષયક ભેદબુદ્ધિથી કરવામા આવેલ વિચારનો વિષય તે ...શેષ અને તે બન્નેને પૃથક્રીતે ગ્રહણ કરનાર તે નય છે ...ણ સપૂર્ણ વસ્તુગ્રાહી જો કોઈ હોય તો તે પ્રમાણજ છે ...ારીતે પ્રમાણનો વિષય સામાન્યવિશેષાત્મક વસ્તુ છે

કેટલાક સામાન્યજ વાચ્ય છે ને તે ગીવાય ઇતર વાચ્ય તરીકે નથી તેમ માને છે અને તે માનનાર અદ્વૈતવાદિઓ અને સાખ્યમતવાળા

કેટલાક વિશેષજ વાચ્ય છે ને તે સિવાય બીજુ વાચ્ય તરીકે નથી તેમ માને છે અને તે માનનાર બૌદ્ધમતા વલબીઓ છે

તેમજ કેટલાક પરસ્પર નિરપેક્ષ અને પદાર્થથી તદ્દન જુદા સામાન્ય વિશેષયુક્ત વસ્તુને વાચ્ય તરીકે માને છે ને તેથી બીજે પ્રકારે નથીજ તેમ માને છે અને તે પ્રમાણે માનનાર કણાદદર્શનવાળા અને

સુખ કે દુ ખની પ્રાપ્તિ કે પરિહારની જિજ્ઞાસાએ પ્રવૃત્તિ
છીએ તે કોઇ ને કોઇ વસ્તુ વિષયકજ હોય છે વ
કોઇપણ કાળે માણસને શૂન્ય બોધ થાયજ નહિ
જે વસ્તુ વિષયક જ્ઞાન કરવાની પ્રવૃત્તિ કરવામા આવે
પદાર્થ પ્રમેય છે

હવે આ પ્રમેયનો બોધ પ્રમાણ ભેદ અને અભેદ મિશ્રરીતે કરે છે જે ભૂત અને ભાવિ બન્નેમા એક રહેનાર વસ્તુની અવસ્થાને અનુલક્ષીને વસ્તુનો બોધ ક દૃષ્ટિ તે અભેદદૃષ્ટિ અને વર્તમાનને અનુલક્ષીને વિચાર ક દૃષ્ટિ તે ભેદદૃષ્ટિ આ બન્ને દૃષ્ટિથી મિશ્રરીતે પ્ર પ્રમેયને જાણે છે પરંતુ તેમા અભેદદૃષ્ટિથી જણાતો વસ્તુએ વિષય તે સામાન્ય અને ભેદદૃષ્ટિથી જણાતો વસ્તુએ વિષય તે વિશેષ છે

આ બન્ને દૃષ્ટિનો મિશ્રિત વિષય તે પ્રમાણથી જાણ યોગ્ય પ્રમેય છે અને પૃથક્ પૃથક્ સાપેક્ષ વિષય તે નય વિષયભૂત છે અર્થાત્ મૂળ દ્રવ્ય તે સામાન્ય અને તે દ્રવ્ય થનારા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને અનુસરનારા રૂપાન્તરો પર્યાય યા વિશેષ છે દ્રવ્ય,પર્યાય યા વિશેષ સિવાય ન હોઇ શ અને પર્યાય દ્રવ્ય સિવાય ન હોઇ શકે આરીતે પદાર્થ સામાન્ય વિશેષ યુક્ત છે પરંતુ કેવળ સામાન્ય યુક્ત કે પર્યા યુક્ત નથી જેમ, સાંધાનવીના છુટા છુટા અંકોડામાત્રથી સાંકળ ન બની શકે તેમ જગતમા આવેલા તમામ પદાર્થ ભેદરૂપ નથી પરંતુ અભેદ પણ છે તેમજ કેવળ અભે ને પદાર્થ અખંડ જ છે એમ પણ ન કહી શકાય

ગો છે, તે એક છે કે અનેક? જો એક છે તો સર્વગત છે કે અસર્વગત છે? એક છે અને સર્વગત છે તો જેમ ગોત્વ ગોવ્યક્તિઓમા રહે છે તેમ તે ગોત્વ સામાન્ય કેમ ઘટ પટ વિગેરે સર્વવ્યક્તિમા ન રહેવુ જોઇએ? કારણકે તે એક ને સર્વગત છે હવે જો અસર્વગત છે તો તો વિશેષજ સિદ્ધ થશે

હવે જો અનેક છે અને તે ગોત્વ, અશ્વત્વ વિગેરે દેવાળુ છે તો તે વિશેષજ કહેવાશે તેમજ સામાન્ય માત્ર માનવાથી અર્થક્રિયાપણુ નહિં ઘટી શકે?"

હવે ત્રીજો પક્ષ સામાન્ય અને વિશેષને પૃથક્ તરીકે સ્વીકારનાર છે અને તે આ પ્રમાણે માને છે "સામાન્ય અને વિશેષ અત્યન્ત ભિન્ન છે કારણકે તે વિરુદ્ધ ધર્મવાળા છે જેમકે, સામાન્ય તે ગોત્વ વિગેરે છે અને વિશેષ તે શબલ શાબલેય છે તે બન્ને વિરુદ્ધધર્મવાળા હોવાથી કોઈપણ રીતે એકય ન પામી શકે"

આ ઉપરના ત્રણે પક્ષો વાસ્તવિકરીતે સાચા ઠરતા નથી કારણકે વસ્તુનું સ્વરૂપ સામાન્ય વિશેષાત્મક ઉભયરૂપ છે તેમજ પદાર્થનું લક્ષણ અર્થક્રિયાકારી છે અને તે અર્થક્રિયાકારી લક્ષણ એકાન્તવાદમા નથી ઘટી શકતું જેમ ગાય એ કહેતા ને તેનું ભાન કરતા ખરી, ગળે ગોદડી, શિંગડા વિગેરે વસ્તુસ્વરૂપ 'સામાન્ય' સર્વ ગાય વ્યક્તિમા અનુસરનાર જણાય છે અને તેમાજ મહિષ વિગેરેથી વ્યાવૃત્તિપણુ પણ છે તેમજ 'કા ... ી ગાય' આમા ... સામાન્ય અને કાબર ... વિશેષ બોધ સ્હેજે

૫ તુ આ ત્રણે મતો એકાતઆગ્રહવાળા અને વ્યવહાર શુન્ય છે

એકાન્ત સામાન્યનેજ માનનાર પોતાની વસ્તુને આ પ્રમાણે પ્રતિપાદન કરે છે "સામાન્યજ તત્ત્વ છે કારણકે તેથી વિશેષનુ ભિન્ન અગને ભાન થતુંજ નથી હવે કદાચ સામાન્યથી જુદુ પૃથક્વ્યવહારમા કારણભૂત વિશેષ હોય તો તેમા પણ વિશેષત્વ છે કે નહિ ? અને જો તે હોયતો વિશેષો પણ સામાન્ય કહેવાય. કારણકે તે પ્રમાણે દરેક વિશેષોમા વિશેષત્વ રૂપ સામાન્ય આવે, અને જો ન હોય તો વિશેષ સ્વભાવશુન્ય થાય આથી સામાન્યજ તત્ત્વ છે તેમજ બીજીવાત એ છે કે પદાર્થમા રહેલા પૃથક્ વ્યવહારના કારણભૂત ધર્મને વિશેષ કહે છે પરતુ પદાર્થમાત્રનુ સ્વરૂપ પોતાના સ્વરૂપનેજ જણાવનારૂ છે તો તે બીજાના નિષેધમા શી રીતે પ્રવર્તી શકે, હવે જો તે નિષેધમા પણ પ્રવર્તે છે તો તેણે પોતાના શીવાયના સમગ્ર પદાર્થના નિષેધ કરવામા પ્રવર્તવુ જોઇએ એમ તેમણે માનવુ જોઇએ અને આવો નિષેધનો સર્વ પદાર્થને જાણનાર સર્વજ્ઞજ કરી શકે ? માટે નિષેધનુ કારણભૂત વિશેષ પદાર્થમા નથી ઘટતુ પરતુ સામાન્યજ છે "

હવે એકાત વિશેષને માનનાર પોતાનુ મન્તવ્ય આ પ્રમાણે રજુ કરે છે "સ્વતત્ર ક્ષણભગુર વિશેષોજ છે તેથી ભિન્ન સામાન્ય જણાતુ નથી કારણકે ગાય વિગેરેના અનુભવ વખતે વર્ણ સસ્થાન વિગેરેને છોડીને બીજુ એવુ કોઇ પણ પૂર્વ અને ઉત્તર પરિણામમા વર્તનારૂ તત્ત્વ જણાતુ નથી તેમજ ...ન્ય માનનારને અમે પુછીએ છીએ કે તમે જે સામાન્ય

દરેક ગાયોમા 'ગાય,' 'ગાય, એવી એક સરખી પ્રતીતિ
છે તે, તેમજ જુદી જુદી ગાયોમાથી કાબરચિત્રી અને
ગાય વિગેરે વિશિષ્ટ પ્રતીતી થાય છે તે તિર્યક સામાન્ય
ગુણસામના વિશેષસ્વરૂપવાળી અનેકાન્તની સિદ્ધિને

પ્રાચીન આકારનો ત્યાગ ને ઉત્તરાકારના ઉપાદાન વડે
અવસ્થાનવસરૂપ વસ્તુસ્વરૂપની પરણુતિથી ને
ક્રિયાદ્વારા કાર્યકારણુ ઘટી શકવાથી ઉર્ધ્વતા સામાન્ય
પર્યાયનામક વિશેષ લક્ષણુવાળા અનેકા તાત્મક વસ્તુની
થાય છે
ચ શબ્દથી વિવિધ હેતુઓદ્વારા અનેકાન્તપદાર્થની
થાય છે

સામાન્યના પ્રકાર
સામાન્ય દ્વિપ્રકાર તિર્યક્સામાન્યમૂર્ધ્વતાસામાન્ય ચ
અર્થ —સામાન્ય બે પ્રકારનુ છે એક તિર્યક્ સામાન્ય
બીજુ ઉર્ધ્વતાસામાન્ય
**વિશેષાર્થ** —વસ્તુની અભેદદૃષ્ટિથી વિચારાતો વિષય
સામાન્ય છે અને તેના બે ભેદ છે એક તિર્યગ્સામાન્ય
બીજુ ઉર્ધ્વસામાન્ય
**સામાન્યના પ્રથમભેદનુ સ્વરૂપ અને ઉદાહરણ** —
પ્રતિવ્યક્તિ તુલ્યાપરિણતિસ્તિર્યક્સામાન્યમ્, શાબલ
ત્રલેયાદિપિણ્ડેષુ ગોત્વ યથા ॥૪॥
અર્થ—વ્યક્તિ વ્ય[illegible] સ્સરખો પરિણુમતો,

ર્યક્સામાન્ય, જેમકે, કાબરચિત્રા ગાયવિગેરે પિંડોમા ગોત્વનુ ભાન થવુ તે તિર્યક્ સામાન્ય

વિશેષાર્થ—ભિન્નભિન્ન પદાર્થોમા એકસરખી પરિણતિ તે તિર્યક્સામાન્ય, જેમકે ગોમા ગોત્વ તે દરેક કાબચિત્રી કાળી વિગેરે બધી ગાયોમા રહેતુ હોવાથી તિર્યક્સામાન્ય છે તેજપ્રમાણે ઘટમા ઘટત્વ તે તિર્યક સામાન્ય છે

એટલુ સમજવાની ખાસ જરૂર છે કે ગોમા ગોત્વ તે સમાનપરિણામ વાચક છે અને તે દરેક વ્યક્તિમા ભિન્નતાથી રહેતુ હોવાથી વ્યકિતની સમાન તેની સખ્યા છે પરતુ જેમ નૈયાયિકો માને છે તેમ એક અને નિત્ય સામાન્ય નથી

હવે કોઇક એમ શકા કરે કે દરેક ગાયમા એકાકાર પરિણતિને તમે તિર્યક્ સામાન્ય કહો છો તેજપ્રમાણે સ્થાસ કુશુલ કપાલ વિગેરેમા પણ માટી વિગેરેની એકાકાર પરિ ણતિ છે તો તેને શામાટે ઉર્ધ્વતાસામાન્ય માની જુદો ભેદ પાડો છો ?

આનો જવાબ એ હોઇ શકે કે દેશભેદથી જે એકા કાર પ્રતીતિ થાય છે તે તિર્યક્સામાન્ય અને જે કાળભેદથી એકાકાર પ્રતીતિ થાય છે તે ઉર્ધ્વતા સામાન્ય, આજ તે બેમા અતર છે ગાયમા ગોત્વ તે વ્યકિતઓ જુદી છતા એકાકારનુ ભાન થવામા કારણ છે અને સ્થાસ કુશ અને કપાળમા દ્રવ્ય એક છતા કાળભેદથી એકાકાર પ્રતીતિ થાય છે

સામાન્યના બીજા ભેદનુ ઉદાહરણ સહિત સ્વરૂપ—

पूर्वापरपरिणामसाधारण द्रव्यमूर्ध्वतासामान्य कटक

कड्कणाद्यनुगामिकाञ्चनवत् ॥५॥

અથ —પૂર્વપરિણામ અને ઉત્તર પરિણામમા જે સાધારણ દ્રવ્ય તે ઉર્ધ્વતાસામાન્ય જેમ, ઘડા અને કકણમા એકસરખુ અનુસરનારૂ સોનુ તે ઉર્ધ્વતા સામાન્ય

વિશેષાર્થ —કોઇપણ એક દ્રવ્યમા પૂર્વ અને ઉત્તર અવસ્થામા એક સરખુ રહેનારૂ દ્રવ્ય તે ઉર્ધ્વતાસામાન્ય જેમકે, અમુક માટીમાથી સ્થાસ, કુશલ કપાળ અને ઘડા વિગેરે અનુક્રમે પરાવર્તન પામે ને તે તે નામે ઉચ્ચારાય, છતા તે દરેકમા માટી હોવી જ જોઇએ ને આ માટી તે ઉર્ધ્વતા સામાન્ય, ને તેજ પ્રમાણે અમુક સોનામાથી કડુ બનાવીએ તેને વળી ભાગી કકણ વિગેરે બનાવીએ છતા તે સર્વમા એકસરખુ રહેનાર સોનુ દ્રવ્ય તો હોવુજ જોઇએ અને જો તે ન હોય તો કડુ, કકણ વિગેરેજ ન થઇ શકે એટલે ઘડા કકણ વિગેરેમા પણ સોનુ એ ઉર્ધ્વતાસામાન્ય છે અમુક માણસ બાળક હતો તે યુવાન થયો ત્યારપછી વૃદ્ધ બન્યો પરતુ તે બાળક અવસ્થામા યુવાવસ્થામા ને વૃદ્ધાવસ્થામા માણસ તો જરૂર હતો જ જો તેને માણસજ ન માનીયે તો તે યુવાન માણસ વિગેરે ઘટીજ ન શકે આ ત્રણે ઉદાહરણોમા માટી સોનુ અને માણસ એ અલ્પ પર્યાયવાળા છે અને ઘડો, કકણ, અને વૃદ્ધમાણસ તે બહુ પર્યાયવાળા છે એટલે તેમા પૂર્વના પર્યાય ઉપરાત બીજા વિશેષ પર્યાયો પણ દાખલ થાય છે

આજરીતે બીજા પણ વ્યવહારમા ઘટતા એક ન પૂર્વોત્તરકાળને અનુસરીને [illegible] રોમા ઉર્ધ્વતાસ ઘટાવી લેવુ

વિશેષના પ્રકાર અને દૃષ્ટાન્ત સહિત સ્વરૂપ —

विशेषोऽपि द्विरूपो गुण पर्यायश्च ॥६॥
गुण सहभावीधर्मो यथाऽऽत्मानि विज्ञानव्यक्ति शक्त्यादि ॥ ७ ॥

पर्यायस्तुक्रमभावी यथा तत्रैव सुखदुःखादि ॥ ८ ॥

અર્થ—ગુણ અને પર્યાય એ રીતે વિશેષ પણ બે પ્રકારે છે ૬ દ્રવ્યની સાથે રહેનારો ધર્મ તેને ગુણ કહે છે જેમકે, આત્મામા વિજ્ઞાન વ્યક્તિ અને વિજ્ઞાનશક્તિ વિગેરે હોય છે તે ગુણ છે ૭ દ્રવ્યમા ક્રમથી થનારો ધર્મ તે પર્યાય જેમકે, આત્મામાજ જે સુખદુઃખ થાય છે તે પર્યાય છે

વિશેષાર્થ—કોઈપણ મુળ દ્રવ્યમા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી થનાગ પરાવર્તનો તે વિશેષ આ વિશેષ ગુણ અને પર્યાય એ બે ભેદે છે વસ્તુત સર્વ વિશેષોનો વાચક પર્યાય શબ્દજ છે છતા પણ સહવર્તિ વિશેષના વાચક તરીકે ગુણ શબ્દ યોજાય છે

પદાર્થોમા બે પ્રકારના ધર્મો હોય છે એક સહભાવી ધર્મો અને એક ક્રમે થનારા ધર્મો સહભાવિ ધર્મોને ગુણ કહે છે ને ક્રમભાવિ પદાર્થોના ધર્મોને પર્યાય કહે છે એટલે એકજ દ્રવ્યમા બે ત્રણ સાથે જે ધર્મો રહી શકે તે ગુણ જેમકે આત્મામા સુખ, યૌવન, જ્ઞાન, યોગ્યતા વિગેરે એકી વખતે સમાન વખતે રહી શકે છે તે ગુણ અને 'આત્મામ

સુખ હોય તો દુખ ન હોય, યાવન હોય તો વૃદ્ધાવસ્થા ન હોય, હર્ષ હોય તો વિષાદ ન હોય તે પર્યાય

એટલે સાથે રહેનાર સુખ જ્ઞાન યૌવન વીર્ય વિગેરે આત્મામા ગુણ તરીકે લેખાય, અને નારક, મનુષ્ય સુખ, દુખ, હર્ષ ખેદ, વૃદ્ધ, યાવન, વિગેરે પર્યાયો કહેવાય કોઇ અહિં શકા કરે કે ગુણ અને પર્યાયમા વાસ્તવિક ભેદ નથી તો તેને શા માટે જુદા પાડો છો? તો તેનો ઉત્તર એટલાજ હોઇ શકે કે કાલની ભેદ અને અભેદની વિવક્ષાવડે તેમા ભેદ પણ છે બાકી તદ્દન ભેદ તો નથી જ

इति श्रीवादिदेवसूरिविरचिते प्रमाणनयतत्त्वे पञ्चम परिच्छेद

## પ્રથમ ભાગ



